કિંમત
આ ત્રીજા ગ્રંથની તેમજ પહેલા તથા બીજા દરેક ગ્રંથની
રૂ. ૧૦
ત્રણે ગ્રંથના સેટના રૂ. ૨૫



પ્રકાશક: મધુદાસ બાલુભાઈ પટવારી • મૅનેજિંગ ટ્રસ્ટી મહાકવિ ન્હાનાલાલ
સ્મારકસમિતિ • ૪૬ પરિમલ સોસાયટી • એલિસબ્રિજ • અમદાવાદ-૬
મુદ્રક: બચુભાઈ રાવત • કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

# નિવેદન

ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ જાહેર કરતા આનંદ અને ગર્વ અનુભવે છે કે 'હરિસંહિતા'નો કીર્તિધ્વજ એ કાવ્યના વાર્તાવિસ્તારમાં એટલે કે આર્યાવર્તના દૂર દૂરના ખૂણે ઘૂમી વળ્યો છે, એટલું જ નહિ પરંતુ લંકા, જાપાન, આફ્રિકા, યુરોપ ને અમેરિકા સુધી લહેરાયો છે.

કવિશ્રીએ એક વાર ઉચ્ચારેલું: 'ગુજરાતના ઘઉં, ગુજરાતના મોતી, એમનાં મૂલ જગત્ બાઝારમાં મૂલવાય છે; ગુર્જર સાહિત્ય કૃતિઓનાં ને ગુર્જર સાહિત્યકારોના યે મૂલ જગત્ બાઝારમાં મૂલવાશે એ જ સાચાં મૂલ.'

ફક્ત 'હરિસંહિતા' જ નહિ પરન્તુ કવિશ્રીનાં અનેક સર્જનો વિશ્વસાહિત્યમાં ગુર્જરી ગિરાને—ભારતીય સંસ્કૃતિને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરાવશે એ નિસ્સંદેહ છે.

કવિશ્રીએ 'હરિસંહિતા' માટે કલમ ઉઠાવી ત્યારે એમનો ઉત્સાહ અને આનન્દ અવર્ણનીય હતા તે કહેતા, 'લખતાં આવરો યે ન લખાય એટલી આવક સાંભળી છે! એટલી હમણાં છે મ્હારે કવિતાની આવ. પરનાળે માયાં સમાતા નથી, ઝીલ્યા ઝિલાતા નથી, લેખિની લેખા કરતી નથી એટએટલા કવિતાનીર શ્રી હરિ હમણાં વરસે છે. મ્હારે હતી એ હરિસંહિતાની બેસતી આષાઢી વર્ષા.'

કવિનું આ વિરાટ કાવ્ય પૂરું કરવાનું સ્વપ્નું અધૂરું રહ્યું; પરંતુ જેટલું છે તેટલું પણ આ કાવ્ય એક અદ્વિતીય અને ગૌરવવંતું સર્જન

છે. ગુજરાતી ભાષામાં કોણ જાણે ક્યારે આ પ્રકારનું અન્ય કાવ્ય અવતરશે!

'હરિસંહિતા'ના પ્રકાશનના મંગલ કાર્યમાં અમને અનેકનો ઉત્સાહભર્યો સાથ મળ્યો છે તે બદલ સૌ ચાહકોની ગુણજ્ઞતાનું ઋણ સ્વીકારતાં આનંદ થાય છે.

શ્રી ઈશ્વરભાઈ અને શ્રી બળવંતભાઈ મહેતા ટ્રસ્ટના કાર્યમાં સદા યે સહાયરૂપ રહ્યા છે. ગુજરાત યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર શ્રી મગનભાઈ દેસાઈ, મુંબાઈ પ્રદેશ કૉંગ્રેસ કમિટીના પ્રમુખ શ્રી ઠાકોરભાઈ દેસાઈ, તથા નવજીવનના શ્રી જીવણજીભાઈ દેસાઈએ પણ અમારા કાર્યમાં ખૂબ સાથ આપ્યો છે.

કુમાર કાર્યાલયના શ્રી બચુભાઈ રાવત, કલાગુરુ શ્રી રવિશંકર રાવળ તેમજ અનેક મિત્રોની મદદ વગર આ કાર્ય આટલું ઝડપી અને સારી રીતે થઈ શકત નહિ. કુમાર કાર્યાલયે 'હરિસંહિતા'નું મુદ્રણ-કાર્ય ઘણી જ ત્વરા અને ચીવટથી તથા સુંદરરીતે કરી આપ્યું છે.

'હરિસંહિતા'નો કાવ્યસંદેશ સૌને પહોંચે એ અભ્યર્થના. કવિએ કહ્યું છે કે,

"સુણ્યો મેં એ મહાશબ્દ, દેવા-અંજલિમાં ઝીલ્યો,
મૂક્યો એ શબ્દ મન્ત્રોમાં, અર્પું છું જગને હર્ષે."

પ્રભુદાસ બાલુભાઈ પટવારી
મૅનેજિંગ ટ્રસ્ટી
મહાકવિ ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ

ગુડી પડવો સં. ૨૦૧૬
૪૬ પરિમલ સોસાયટી · અમદાવાદ-૬

# અનુક્રમણિકા

## નવમ મંડળ

અધ્યાય



મંડળ ૧૦મું લખાયેલું નથી

## એકાદશ મંડળ · ધર્મરાજાના ધર્મમન્ત્રો

અધ્યાય



## દ્વાદશ મંડળ · દ્વારિકાનો મહાધ્વજ

અધ્યાય

## અધ્યાય ૧ લો · વિશ્વેશ્વરની આરતી

સદ્ધર્મના ધર્મધ્વજો અમોવડાં
મન્દાકિનીનાં પૂર ગંગ જ્યહાં વહે;
અખંડ ભૂમંડળના મહેશ્વર
વિશ્વંભરા વિશ્વપતિ વિરાજતા;
કાશીપુરી બ્રહ્મપુરી જ છે જગે.

દેહાત્મે શુદ્ધિ સાધીને કાશી વિશ્વેશ પૂજવા,
ગંગાસ્નાને ગયો સંઘ યોગમાતંગ મસ્ત શો.
પુણ્યસ્રોત સમી પ્રૌઢ, શાશ્વત, પૃથ્વીપાવની,
લેને હિમાદ્રિનાં વારિ ગંગા વ્હે છે સનાતન;
સ્વર્ગની સ્વર્ગીયતાથી દીપતી દેવદૈવતે.
આનન્દતાં મન્દ મન્દ ઘાટમાં નીરવ્હેણમાં,
વેરાતાં કુકુમવર્ણાં સૂર્યતેજ સ્હવારનાં;
અન્તરિક્ષ ભરી નાદે સ્વયભૂના પિનાકનો
ગર્જે ટંકાર, એ જેવાં ગંગાનાં નીર ગર્જતાં.
આભથી ઝરતી-વ્હેતી કોમળી સૂર્યની પ્રભે
ઘૂમતા સંઘના સન્તો સોહન્તા નીરઘૂમડે.
એક-એક હતું એહ હરિનુ ભાવનાવડું.
મહાબ્રહ્માંડની પાર ભરેલાં બ્રહ્મનીરમાં
મહાતારા તરે તેમ તરન્તાં સાધુ-સાધ્વીઓ.
ભાની ભદ્રક યાત્રીને ગંગા હૈયે હુલાવતી.
હુલ્લાસતી આત્મોર્મિની છલન્તી નીરછોળમાં;

અવધૂતો આત્માનન્દે રમે, એમ રમે હરિ.
તરે બ્રહ્મજળે બ્રહ્મ, એવા ગગાજળે તરે

લ્હેરતી ગંગની લ્હેરેઃ દેવની ઊર્મિઊર્મિએ;
પાણીથી દેહને ધોતી, પુણ્યથી ધોતી આત્મને

એહવે વાયુમા વાયો મહાઘોષ મૃદંગનોઃ
વિશ્વમીઠપથી મીઠો વડેરો વિશ્વઘોષથી.

ગંગાનાં નીર ડોલ્યાં, ને ડોલી ઘાટની ભેખડો
મંજુમજુ વાગી ઘંટા કુંજના કાન્ત બોલ શીઃ

દેવના ગૌરવે ગાજ્યાં દુંદુભિ મેઘનાદશી,
વિશ્વેશનો મહાશબ્દ વિશ્વ-આમન્ત્રતો વધ્યો,

સ્વર્ગીએ સ્વર્ગમા જાણ્યુ થશે વિશ્વેશ આરતી,
વહે કો વેગ વાયુના, વહે વેરાતી વાદળી,

જહે ધારધારે ઘોષઃ ધાયો ત્હા સંઘ એહવો
ત્યજીને વાગ્નિનાં વસ્ત્રો, સમારવસ્ત્ર ધારીને.

પાય કહે પૃથ્વી લાંબી છે, નેત્ર કહે પૃથ્વી આવડી.
ઓળંગી પૃથ્વીના પાટ, ઉલ્લંઘી સૂર્યતેજને,

ક્ષણમા જઈને ઊભો, સંઘ વિશ્વેશ-મંડપે;
સાધુભાવે મહાભાગ સંચર્યા સાધુ સાધ્વીઓ.

આણુથીયે નથી આઘી તીર્થોને તીર્થની ભૂમિ.
ત્યહાં તો તેજના સ્તંભો મંડાતા'તા દિશેદિશે;

ત્યહાં તો દેવગન્ધોની ધૂમતી ધૂપવાદળી;
ત્યહાં તો મંડપમધ્યે બ્રહ્મના મન્ત્ર ઊડતા.

ગોરમ્ભે મેઘના જેવો મધ્ય મંદિરમડપ.

આવ્યા હતા દર્શને ત્હ્યાં યાત્રિકો દેશદેશના;
મળ્યા હતા મહાધર્મી પુરવાસી ઋષિગણો;
હતા વિરક્ત સસારી, ત્યાગી સંન્યાસીઓ હતા.

મૌની સ્હોતી ભાવજ્યોતે થતો મંડપ જળાંમળા.

બ્રાહ્મણોન બ્રાહ્મણત્વ વડાં બ્રાહ્મણ્ય વિસ્તરે
ઋષિવરોના ઋક્મન્ત્રો પાડતા ધર્મના ધ્વનિ;
વિશ્વેશની બ્રહ્મપ્રભા ભરે મન્દિર બ્રહ્મથી.

પુણ્યવર્ણી પ્રભાપૂરી પ્રારબ્ધી* પાપપાવની
વિશ્વજ્યોત વહતી'તી વિશ્વેશ્વરની વિશ્વમા

ઘંટા જાણે દેવઘંટા, દુંદુભિ દેવદુંદુભિ;
ગાજતો'તો ગર્ભદ્વારે મહદ્ ઓંકાર શંખનો;
વ્યોમવાસી ગ્રહો આવી રમે આરતી મંડળે
આત્મના ઓઘના જેવા ભરેલા બ્રહ્મઓઘથી,

બ્રાહ્મણો વેદના મન્ત્રે વિશ્વેશને વધાવતા.
ધન્ય થતી ઋચાઓયે ચ્હડી વિશ્વેશને શિરે.

મહાજ્હેણો વન્દનાના નિર્ઝરે નેત્રનેત્રથી;
વિશ્વેશ સ્ફુરતા ભવ્ય વિશ્વપ્રભુત્વની પ્રભા.

જોગીઓ જોગેશ્વરને પ્રણમે જોગ પાથરી,
ક્રૂર એ કારમો કાળ પડતો આવી પાયમા.
ઊતરે ઉર-ઓથારો, છૂટે સંસાર-ગ્રંથિઓ;
માયાના અન્ધારે થાયે તેજ વિશ્વેશદર્શને.

આરતીના જયશબ્દે વિશ્વ વિશ્વેશ જીતતા.
મોરલાના મહાકંઠે, આત્માના મુક્તભાવથી,
બ્રહ્મજ્ઞ ઉદ્ધવજીએ મન્ત્રોચ્ચાર કીધો મહદ્.

દિશા-દિશાય દિગન્ત પૂરતા
બ્રહ્માંડના ભીતરવાસી બ્રહ્મ જે;
અનન્તને સંભરી જે છલે પરઃ
એને તજી કો યજિયે અનન્યને?

પછી વહન્તા પૃથ્વીમાં, મા'નુભાવ હરિવરે,
ઉદ્ગાયા ત્યહીં ઋક્‌મન્ત્રો સૃષ્ટિના શ્રવણો ભરી.

[ઋગ્વેદીય શ્રી હિરણ્યગર્ભસૂક્ત; ઋગ્વેદ મં. ૧૦મું; સૂ. ૧૨૧]

હિરણ્યગર્ભ એક પૂર્વ પ્રવર્તતો,
હતો એક એ જન્મથી ભૂતસ્વામી;
એ જ આધાર પૃથ્વી ને આભનો આ;
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

જે આત્મદા બલદા; વિશ્વ જેને
ઉપાસતું; વશ વર્તે દેવ જેને;
જેની છાંય અમૃત, અછાંય મૃત્યુઃ
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

પ્રાણવન્તા મિષોન્મિષવન્ત જગનો
એક સ્વમહત્ત્વે રાજન્ થયો જે;
જે ઈશ છે આ દ્વિપાદ-ચતુષ્પાદનોઃ
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

જહેના મહિમા ગાય આ હિમવન્ત,
જેમાં વિચરે છે પૃથ્વી ને આ સમુદ્ર;
જેના બાહુ આ પ્રસરેલી દિશાઓ;
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

જેનાથી આભ ઉગ્ર—પૃથ્વી દૃઢા છે,
થંભાવ્યાં છે પૃથ્વી ને આભ જેણે;
ને અન્તરિક્ષે મેઘને પ્રેરતો જે:
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

જેના બળે સ્તંભિત આભપૃથ્વી:
ભયકમ્પેલાં મનથી ન્હાળી રૂહે છે;
જેનાથી ઊગતો સૂર્ય પ્રકાશતો આ:
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

વિશાળ ઓજસ્ જહેનુ વિશ્વવ્યાપી,
ગર્ભ મૂકીને જન્મવે જેહ અગ્નિ,
જ્યહાથી દેવોનો પ્રકટ્યો એક પ્રાણ:
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

જેનાં ઓજસ્-શક્તિ નીર્ખી વળે સૌ,
સામર્થ્ય મૂકી જન્મવે જેહ યજ્ઞ;
દેવોમાં જે એક અધિદેવ રાજે:
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

અમને હણો મા જન્મવી પૃથ્વી જેણે,
જન્માવ્યુ જહેણે વ્યોમ આ સત્યધર્મી;

જ્હેણે સર્જ્યાં મહાવારિ પ્રભાળાં:
કો અન્ય દેવને હવિ અર્પીએ અમે?

પ્રજાપતે! આ સમગ્ર સૃષ્ટિમાં
નથી થયો કો તુજથી અધિકો.
જે ભાવે ભજીએ, એ અમ પુરાજો!
અને થૈયે અમે સંપત્તિ-સ્વામી!

હે દેવ સવિતા! સૌ દુરિતો ફિટાડો!
ને ભદ્ર હો જે, અમને એહ બક્ષજો!

ગોરંભેલું વન ગાજે કે ગાજે મેઘમંડળ,
એહવો નાદ-ગોરમ્ભો ગાજ્યો વિશ્વેશ મંડપે;

હરિ ગર્યા ઋક્-મન્ત્રોને ઝીલતા'તા ઋષિવરો.
વેદનો મેઘાડંબર છાયો કાશીપુરી-શિરે.

શમ્યો એ ઋક્ઋચાઘોષ, હરિનો ઘોષ ના શમ્યો;
શબ્દ એ છે: ચિરંજીવ હરિનો, વેદશબ્દ શો :

યુગોને તરીને આવ્યો, યુગોને તરી આવશે.
બ્રહ્માનાયે મુખે મૂકી ઋચાઓ વેદ-મન્ત્રની,

એહ આદિ શબ્દોચ્ચારે પ્રીછ્યા ઋષિવરે હરિ.
વિશ્વેશ-મંદિરે જાણે ઊગ્યા સહસ્ર ભાસ્કરો.

વિશ્વેશ્વર સ્વયં દીઠા શ્રી હરિના સ્વરૂપમાં:
જ્યોતે જ્યોત મળીને એ થંભાવે વિશ્વમંડળ.

શબ્દે શબ્દે સુગન્ધો વ્હે, પદેપદે પવિત્રતા;
ગંગા-સમી હતી વ્હેતી હરિની મુખમાધુરી.

ને પછી ઉદ્યાન ધૂણ્યે પડે પુષ્પની પાંખડી,
ગીતના ઓઘે રહ્સ્તી એવી પાખડીઓ પડી,

ગાયું ત્હ્યાં બ્રહ્મગાળાએ ગીત વિશ્વેશ વીનવી:
માધુર્યના મહાભાવ વાયા જાણે સમીરણો.

ઋષિસ્વામી! સ્વયંભૂ! આ સ્વીકારો
અમ ઉરઉરની આરતી, પ્રભો!
પૃથ્વી-કલ્યાણ પરમેશ્વરા! પ્રસરો,
અમ ઉરઉરની આરતી, પ્રભો!

વિશ્વેશ! વિશ્વમાં વાસો વસ્યા છો તો
વિશ્વકલ્યાણને વહાવો રે;
બ્રહ્માનન્દ-ભાવને ભરતા, આનન્દઘના
આનન્દમેઘ વરસાવો
અમ ઉરઉરની આરતી; પ્રભો!

પુણ્યના પરિમળે, સંસાર-સોહામણા!
સંસાર શોભીતો સુહાવો રે;
આત્માનાતાપહારી,અનન્તમુક્તીશ્વરા!
સસાર-સાગરે તરાવો
અમ ઉરઉરની આરતી, પ્રભો!

ઋષિસ્વામી! સ્વયંભૂ! આ સ્વીકારો
અમ ઉરઉરની આરતી, પ્રભો!

પુષ્પગન્ધો ધૂપગન્ધો દીપગન્ધો દીપન્ત ત્હ્યાં,
ઋષિઓની જ્ઞાનગન્ધે ગીતગન્ધો ભળી રહ્યા.
બ્રહ્મબાલા ગાય ગીત, ઝીલે રાજકુમારીઓ,

કાશીવિશ્વેશ આનન્દ્યા, આનન્દ્યા શ્રી હરિવર;
હરિની આનન્દછોળો છલકી ઋષિમંડળે.
આભ ને પૃથ્વી પ્રગટ્યાં ત્યહારથી નીર્ખી ના હતી;
થશે ત્યહારે જગત્ જોશે એવી વિશ્વેશ આરતી.

પુનીત ગંગોદકથી પરાગિણી,
ઋષિવરો કેરી ઋચા સુહાગિણી,
હરિની દીપ્તિથી મહાદીપન્તિણી,
વિશેશ વિશ્વેશ્વરથી જયન્તિણી;
ગાજન્તી વિશ્વેશ્વર કેરી આરતી.

## અધ્યાય ૨ જો · કાશીની પર્ણકુટિરો

વેદો ભણાતા જયયજ્ઞ ત્યહાં થતા,
પિનાક સારંગ પૂજન્ત ક્ષત્રિયો;
સાધુત્વ ને સંયમ બ્રહ્મચર્યના,
બ્રહ્મણ્યના પ્રાક્રમના સુધર્મના,
મહાલયો એ કુટિરો મહીં હતા.

જ્ઞાન શીલ સદ્ધર્મના મહા મહાલયો સમી
વેરાતી ગંગને ઘાટે ઋષિની પર્ણકુટિઓ:
યાજ્ઞિકો યજ્ઞ માંડે ત્યહાં, કરે તપ તપોધનો.
એક-એક કુટિ એહ ગુરુ કેરું ગુરુકુલ.
લાવીને લીલમલીલાં પલ્લવો, વડવાઇઓ
ગૂંથીને, પર્ણકુટિરો રચી'તી લોલ લીલુડી:

વડ ને વેણુની કુંજો વાવી શું ગંગઘાટમાં?
ક્રૌંચના ને મોરલાના, શુકના ને ગરુડના,
સારિકાના, લક્ષ્મીજીના, ઊડતા'તા શિરે ધ્વજો;
પ્રશસ્તિ પામતાં વ્યોમે સૂર્ય ચન્દ્ર ત્રિશૂળ ત્ય્હાં.
ગંગાતીરે ધર્મનીરે વિશાળા વિશ્વચોકમાં
હતું ત્ય્હાં વિશ્વેશ્વરનું વ્યોમ શું વિશ્વમંદિર;
ચોમેર ચગકન્તો'તો ચન્દ્રમા ચન્દ્રમૌલિનો.
ચતુરંગી ચાર વર્ણો લોકના ચાર આશ્રમો,
ચારે જગત્‌દિશા જેવા, ત્યહાં સંગમ પામતા.
હતી સંસારની મૂર્તિ કાશીપુરી સુહાગિણી.
જોગન્દરો, જીવનમુક્તો, મુમુક્ષુ, મુક્તિવાંછુઓ,
મળ્યાં'તાં મુક્તિપુરીમાં ધર્મી ધર્મપિપાસુઓ.
પિપ્પળોની ગાઢ છાયે હતી ત્ય્હાં એક લેખડે,
દ્વારિકાના મ્હેલો શી, કુટિરો હરિસંઘની:
આશ્રમોના અધિદેવ શ્રી હરિ ત્ય્હાં વિરાજતા.
હતા બૃહસ્પતિ જેવા શિરે સાંદીપનિ મુનિ.
પાય ધોતી વહે ગંગા છન્દને પડછંદવે.
વલ્કલ મેખલા અંગે, કરે દંડ, શિરે મણિ,
બ્રહ્મચારિણીનાં વૃન્દો સચરે શીલમૂર્તિએ;
એક-એક હતી સ્રોત-મંદાકિની તણી સખી.
મેખલા ને મૃગચર્મ, કરે દંડ કમંડલુ,
ઘૂમે માતંગબાલો શા બ્રહ્મના બ્રહ્મચારીઓ:

એક-એક હતો શૃંગ હિમાદ્રિનો સજોડીલો.
એક કહે: 'સંસાર-ગંગા વહાવીશ ચિરંજીવ.'
એક કહે: 'બ્રહ્મવિદ્યાથી બ્રહ્માંડ આણીશ બ્રહ્મને:'
બંને હતી બ્રહ્મપાંખો પૃથ્વી ને આભ માપતી.
હતી કાશીપુરી કેરી બાળાઓ બ્રહ્મઆરતી;
હતા બ્રહ્મપુરીના એ કિશોરો બ્રહ્મદુંદુભિ.
કાળના વ્હેણને કાંઠે ગાજતાં બ્રહ્મબાળકો.
અગસ્ત્યો, કો યાજ્ઞવલ્કયો, કો કપિલ, વસિષ્ઠ કો;
શારદા, કો દેવહુતી, કો ગાર્ગી, કો અરુન્ધતી:
કાલની ઋષિપત્નીઓ, કાલના એ ઋષિવરો.
પાય સૌને ગંગ પાણી, કરે તીરે ચિરંજીવ.
વેદવેત્તા, બ્રહ્મવેત્તા, શાસ્ત્ર-શાસ્ત્ર-વિશારદ,
બ્રાહ્મી સ્થિતિને પામીને રમે બ્રહ્મે ઋષિવરો.
વહે સંસારમાં, ર્‌હોયે સદા સંસારથી પરા;
સંન્યસ્તનાં ચિહ્નશૂન્ય નિત્ય સંન્યાસી એ હતા.
પરાક્રમી પુરુષાર્થે પડચા પ્રારબ્ધને જીતે;
નકારે વિશ્વેશ્વરછાંયે કાળને એક વારકા:
મનસ્વી - પરમહંસો, અવધૂતો અવનીશના.
સોહ્યલાં તો પુણ્યપુષ્પો, દોહ્યલાં પાપ એમને;
પમરે માનવપુત્રો પુણ્ય કેરા પરિમળે.
હતા હુલ્લાસની મૂર્તિ જાજ્વલ્ય ઋષિ એક ત્ય્હાં;
મિત્ર એ દેવમૈત્રીના, મિત્રેશના સખા સમા:

મહાજ્ઞાની, મહાધ્યાની, તપોનિધિ, યશો નિધિ
રૂહેલા કોતરને તીરે ઋષિમાં ઋષિસત્તમ;
વનાન્તે શાન્ત એકાન્તે વસતા એ વસન્ત શા :
અવધૂત અવધૂતોમા, અશે ગંગભૂશિરને.
પર્ણકુટિ હતી કાન્ત વેલછાયેલ માડવો;
વેરાતાં વર ઉદ્યાનો આશ્રમની દિશેદિશે
એકદા વાયુઓ વાયા, વર્ષા વર્ષી કરેકરે;
ઘેલુડી ઘૂમતી આભે આશ્રમે વીજળી પડી:
પાડયો પશ્ચિમનો છાજ પુષ્પપુષ્પે પરાગનો.
વર્ષા શમી, વાયુ ગમ્યો, વીજની ઝગકો શમી;
પ્રભાતે જૈ ઋષિ બેઠા વૃક્ષરાજની છાયમાં
ભણે ત્યહાં ઋષિબાલો ઉર આનન્દના જતા
જતા હતા ગનામ્નાને ઋષિમૂર્તિ હરિવર;
ન્હાળીને નૌતમ દૃશ્ય પધાર્યા વૃક્ષછાયમાં.
પંખીગુંજાર જેવા ત્યહાં ગુંજારે બ્રહ્મચારીઓ
વદ્યા હરિ નટેમાર્ગું: 'અહો! આ શું? ઋષિવર!
વર્ષાએ કોપ કાં કીધો? વિછોડયું-પાડયું છાજ આ.
બ્રહ્મપુત્ર, અનુજ્ઞા દ્યો, ભીંત-છાજ ભરું-પૂરું'
ન્હાળીને નેહનાં નેત્રો, ભાળીને ભીંતન ભડું,
ગાળીને મનસા વેણુ, વદ્યા ત્યહાં ઋષિવર:
'ઉદાર છો, માયાળુ છો; અનુજ્ઞા આપ વીનવો;
નથી એ બ્રાહ્મણધર્મ, નથી એ બ્રહ્મજ્ઞાન કો.

આવે આથમતો સૂર્ય, ને લીંપે તેજતેજથી;
થાય દર્શન ગગાનાં: ન કૈં બ્રાહ્મણનું ગયું.
સંપે અન્ધાર, ત્ય્હારે ત્ય્હાં સાયકાળે પ્રભા પડે.
બ્રાહ્મણ છાજને બાંધે, પાલાઓ બ્રાહ્મણી વહે,
નથી એ બ્રાહ્મણધર્મ, નથી બ્રાહ્મણ-આશ્રમ.
વર્તીશ વર્તાવીશ ધર્મ, નહિ અધર્મ આચરું.
આવશે અલબેલો કો, બ્રહ્મનો ભોગી આવશે;
આવશે વનમાંથી કો, પડેલુ છાજ છાજશે.'
'એ જ હું વનથી આવ્યો, નિત્યનો બ્રહ્મભોગી છું;
વિશ્વેશ્વરે પાઠવ્યો છે કુટીનું છાજ છાજવા.
બ્રહ્મજ્ઞોમાં બ્રહ્મજ્ઞ છો શિષ્ય વિશ્વેશના પરમ.'
કહી, હસ્તસ્થળી દેવી ફેરવી પર્ણપર્ણમાં,
સૌન્દર્ય માંડીને રંગી એવી ઋષિકુટિ થઇ.
માલતીની ગૂંથી વેલો, પાંગર્યાં નવપલ્લવો.
ઝંખવાણા જાજવલ્ક્ય, ને ઊઠચા જૈ પાયમાં પડચા;
'વિશ્વકર્મા આવ્યા વિશ્વે? કે વિશ્વેશ સ્વયં ત્‌હમે?
પધાર્યા દર્શન દેવા, રંગી સૌંદર્યથી કુટિ.
દીસો છો દેવ આકાશી, આપ છો કોક અદ્‌ભુત.'
'હું તો છું ભક્તનો ભક્ત, વટેમાર્ગુ છું વાટનો;
બ્રહ્મજ્ઞો ને બ્રાહ્મણો છે મ્‌હારા ભોમિયા જગે;
બ્રહ્મ શા બ્રહ્મપુત્રોનાં દર્શને ભૂમિમાં ભમું.
પાળજો બ્રાહ્મણધર્મ; પાળજો ને પળાવજો.'

હરિ ગયા ગંગાસ્નાને, ઋષિ દર્શનસમાધિમાં;
તરતું કાળને વ્હેણે સંચરતું હતું જગત.
સ્વપ્ન કે જાગૃત કહેવું? છાયા કે કહેવી વસ્તુ એ?
ત્યાગી શા રાજસંન્યાસી, મુમુક્ષુ બ્રહ્મજ્ઞાનના.
એવે કો રાજવી આવ્યા ઋષિનું ધામ પૂછતા.
સમાધિમાં ઋષિ ભાળ્યા અડોલ ગિરિશૃંગ શા
આનન્દી ને આત્માનન્દી, દીપતા દેવતેજથી,
દીઠાં ત્હાં આશ્રમદ્વારે બ્રહ્મતેજ બિરાજતાં.
સન્તાપ્યો, સસારતપ્ત આત્મા પામ્યો પ્રસન્નતા.
ઊતરે અન્તર્પટનો પડદો દેવમન્દિરે,
સમાધિ ઊતરી એમ; રાજવી ઋષિને નમ્યા.
'રાજન્! વૈરાગ્ય માણો, તો જાવ, પાળો પ્રજાગણ.
ઋષિદર્શનથી મ્હોટો પ્રજાદર્શન ધર્મ છે.
અમારે ગંગનો ઘાટ, ત્હમારે લોકઘાટ એ.'
મન્ત્રીશ્વર હતા સાથે, ગૌરવી રાજમન્ત્ર શા,
ઋષિ કહે: 'મહામન્ત્રી! મૂર્તિ છો રાજમન્ત્રની;
પ્રજ્ઞાના પુંજ છો પ્રૌઢા, રાજા-પ્રજાની પાજ છો.
સદ્બોધો નિત્ય સતશિક્ષા રાજને લોકસાજને;
ત્હમારે તો તીર્થ છે જ ચોક સૌ ગામગામના.'
પામ્યા રાજન્ રાજમન્ત્રી રાજમન્ત્રોની મન્ત્રણા.
વિશ્વની બ્રહ્મપુરીમાં વિશ્વ વિશ્વેશદર્શને
દક્ષિણા-પથથી દૂર બ્રાહ્મણ એક આવિયા.

ગયા પૃછન્ત પૃછન્તા ભાજવલ્ય ઋષિઆશ્રમે,
દ્વૈત-અદ્વૈતનો પૂછ્યો ઋષિને જ્ઞાન-કોયડો
મિત્રભાવે સૌમ્યશબ્દે વદ્યા ત્યહાં ઋષિવર.
'વિપ્ર છો, છો જગતપૂજ્ય, પવિત્ર બ્રહ્મપુત્ર છો;
જ્ઞાની છો, તીર્થતીર્થી છો; પૂછુ છું જ્ઞાનજ્ઞાનીને:
ઉઘાડે દ્વાર રાત્રિએ, કે સૂએ ભીડી ભોગળ?'
વેદાભ્યાસી વિપ્રનેયે અજાણ્યો પ્રશ્ન એ પડ્યો;
ભૂલા પડ્યા બ્રહ્મમાર્ગે, મૂંઝાયા એ મહામતિ.
ભૂલ્યા બ્રાહ્મણને ભાળી ભાખ્યુ પછી ઋષિવરે:
'જ્ઞાનથી દાન છે શ્રેષ્ઠ, દાનથી તપ શ્રેષ્ઠ છે;
તપથીયે મહાશ્રેષ્ઠ ધર્મી જીવન જીવવું
જ્ઞાન વાવો, ધર્મ વાવો, પુણ્ય વાવો—હ્હણો જગે;
એહ છે અવનીપાટે બ્રાહ્મણધર્મ શાશ્વત.
ધર્મી બ્રાહ્મણનો ધર્મ જીવો જીવનને ભરી.
જ્ઞાન છે બ્રાહ્મણ-લક્ષ્મી, ધર્મ છે ધન ધીરનુ;
લૂંટે ત્હેને લૂટવા દ્યો લક્ષ્મીવન્તું થશે જગત.
બ્રાહ્મણ હો, ક્ષત્રિય હો, ત્યાગી હો, વા ગૃહસ્થ હો,
પાળો સૌ ધર્મ સૌ-સૌના, ધર્મીલી આ થશે ધરા.'
બ્રહ્માના ગોત્રિજો જેવા બ્રહ્મજ્ઞ બ્રાહ્મણો મુખે,
અવિચળ હિમાદ્રિ શા, ગંગા જેવા સનાતન,
ધિંગડ ધર્મના મન્ત્રો બોલતી'તી કુટિકુટિ,
ધર્મવર્ણી, બ્રહ્મવર્ણી, પાવની ગંગઘાટની.

બ્રાહ્મણોના બ્રહ્મમન્ત્રે, ઋષિઓની ઋચા ગ્યેં,
ગૌરવી ગંગનો ઘાટ થતો’તો બ્રહ્મવર્ણીલો.
દિશેદિશે ઝૂલી પ્રફુલ્લ વેલડો,
ને પુષ્પછોડો કીધ ક્યારીક્યારીમાં;
ઢોળાય પર્ણો તુલસી ખીલી ત્યહાં.
ઋષિવરોની કુટીરોની મધ્યમાં
વિશ્વેશ રહેતા વિભુ વિશ્વચોકમાં.

## અધ્યાય ૩ જો - શાસ્ત્રાર્થ

બ્રહ્માંડ વાંચી નવ બ્રહ્મદૃષ્ટિએ
યુગેયુગે લૈ નવ બ્રહ્મવાદ ત્યહાં
દિશેદિશેથી દ્વિજવર્ય આવતા.
બ્રહ્માંડના નૂતન બ્રહ્મવાદીને
બ્રહ્મજ્ઞ એ બ્રહ્મપુરી પરીક્ષતી.

એ રાત્રિએ સમારંભ હતો ત્યહાં બ્રહ્મવાદનો;
બ્રાહ્મણી બ્રહ્મસભાનો પડઘો હતો પુરે પડો.
યાત્રીને, પુરવાસીને, બ્રહ્મજ્ઞોને નિમન્ત્રતો.
આવ્યા હતા નાલન્દના પ્રજ્ઞાપ્રાજ્ઞ ઋષિવર.
જ્ઞાનીના જ્ઞાનનો આજે શાસ્ત્રાર્થ સાર્થકી હતો.
આશ્રમે-આશ્રમે આછાં તેજ તેજસ્વિલાં થયાં:
આશ્રમે-આશ્રમે જાગ્યા શાસ્ત્રવિદો સ્હવારના.
‘થશે યુગનો શાસ્ત્રાર્થ.’ વાયુ એ ગુંજતો હતો.

ગંગાઘાટે, દેવમાર્ગે, ચોકે, વિશ્વેશ-મંદિરે,
શાસ્ત્રીઓ ઋષિઓ પ્રાજ્ઞો એક એ બોલ બોલતા:
'થશે બ્રહ્મસભા આજે યુગનિર્ધાર ધારવા.'
સૂર્યે એ સાંભળી વાર્તા, પળ્યો પન્થે ઉતાવળો;
શીઘ્રે પછી પડી સ્હાંજ વિશ્વે, વિશ્વેશ ચોકમાં.
વિશાળા એ વિશ્વચોકે વાળી વેરેલ ફૂલડાં.
ગંગોદકે હતું કીધું પ્રોક્ષણ વેદમન્ત્રથી.
સૌરભોના સરોદે ત્ય્હાં બોલતી ધર્મની ધરા.
ખીલીફૂલો હિલોળા લે, ઝૂલે તુલસી-તોરણો;
અગર-ચન્દનના ધૂપ મ્હેકતા યજ્ઞધૂપ શા.
ઠામઠામે બ્રહ્મમન્ત્રો બ્રહ્મને સ્મરતા હતા;
ઊડે ઊર્ધ્વમુખે આભે તેજસ્વી બ્રહ્મના ધ્વજો.
યુગમમારંભ કાજે આજ કીધો હતો યુગે.
આથમ્યો એ સૂર્યદેવ વર્ષાવી કિરણાવળો.
તેજ-તમસ્-સંગમની ત્ય્હાં સાયં આરતી થઈ.
આભમાં શિવના પુડે પશ્ચિમે ચન્દ્રમા ઊગ્યો.
તેજની કિરણમાળા ઢાંચતી તિમિરાવળે;
ના તેજ, ના તમસ્; જાણે વિશ્વેશે છાંય પાથરી.
જ્ઞાનીઓનો અખાડો એ દ્રોણશાળા સમો હતો.
ત્ર્યંબકનાં ત્રંબાળુઓ ગર્જ્યાં ગોરંભતાં પછી.
આભને ઘેરતો ઘેરો થયો ઘોષ સ્વયંભૂનોઃ
'પધારો, બ્રહ્મજ્ઞ ! ચોકે, આવો, ધર્મધુરન્ધરો!'

આશ્રમોનાં વેલપુષ્પો પધાર્યાં એ સભાગૃહે;
પર્ણો જાણે બ્રહ્મપર્ણો થૈ ગયાં વિશ્વલોકમાં.

બાલ બાલા ઋષિપત્ની સંચર્યાં યુગઉત્સવે.
દિશાઓ ખૂંદતા આવ્યા યાત્રિકો દેશદેશના.

રાજર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, જ્ઞાનજિજ્ઞાસુ, જ્ઞાનીઓ,
સંન્યાસી ને સંન્યાસિની, ધર્મિષ્ઠ સાધુ-સાધ્વીઓ.

મળ્યાં ત્ય્હાં જ્ઞાનચોકે સૌ, રાત્રિનાં કિરણો સમાં.
જ્વલંત જગની જ્યોતે, પ્રોજ્જ્વળ પ્રાતની પ્રભે,

આવ્યા ત્યાં તેજતેજસ્વી જાજ્વલ્ય ઋષિસત્તમ;
સૂર્ય સંગે રશ્મિ એમ સંગમાં ઋષિગોત્રજો.

બ્રહ્મર્ષિનાથ બ્રહ્મર્ષિ, કાશીની કીર્તિમૂર્તિ શા.
જ્ઞાન સમું શીલ સોહે, ધર્મ શીલ સમોવડો;

આચાર્યોનાથ આચાર્યો, યાજ્ઞિક ને તપોનિધિ:
બ્રહ્મરૂપ વેદમૂર્તિ હતા વિશ્વેશના સખા.

પછી સોળે કળા ધારી પધાર્યા ત્ય્હાં હરિવર;
વેદના મન્ત્રના નાદે, ઝાંઝઝંકારના સ્વરે.

સંગમાં દ્વારિકાસંઘ સંયમી સાધુસાધ્વીનો;
ગંગાને ભેટવા જાણે આવી સાગરછોળ ત્ય્હાં.

મહાઘોષ બ્રહ્મશંખ મહન્તે ત્ય્હાં વગાડિયો;
સભામંડપમાં સન્ધે પડી શાન્તિની સ્તબ્ધતા.

મનસ્વીયે આણુ માને બ્રાહ્મણો બ્રહ્મશખની.
બ્રહ્મર્ષિ બ્રાહ્મણકંઠે પછી વેદસ્તુતિ સ્તવ્યા:

"सह नाववतु सह नौ भुनक्तु; सह वीर्यं करवावहै।।"
જ્વલન્ત જ્યોત જાજ્વલ્યે ઋષિ જાજ્વલ્યજી ઊઠ્યા;
વિશ્વેશને ચોક જાણે જ્ઞાનનો ચન્દ્રમા ઊગ્યો.
ઊઠ્યા મૃગાસનેથી એ વિશ્વેશના સખા સમા;
મહાપ્રાજ્ઞ મહાજ્યોત, મહર્ષિના મહર્ષિ શા:
ઊર્ધ્વબાહુ ઊર્ધ્વનેત્રી ઉચ્ચર્યા ઊર્ધ્વગામી એ.
'ભો, બ્રાહ્મણો! ભો, ક્ષત્રિયો! ભો, પાત્રી! ભો, વિપક્ષીઓ!
તટસ્થો! ભો, નીરસ્થો! ભો: પૂરજો સાખ માહરી.
આજે છે યુગ-શાસ્ત્રાર્થ, આજે છે યુગ-ઉત્સવ;
ઊડશે શાસ્ત્રની સાંગો, છૂટશે વેદનાં શરો;
મન્ત્ર સ્હામે મન્ત્ર ધાશે, ઋચા સ્હામે ઋચા થશે.
સાગરથી કુરુક્ષેત્ર ખેડ્યાં છે જગ જેમણે,
થઇ હતી અગ્રપૂજા જેની રાજર્ષિમંડળે,
અઢાર શ્રેણી યોદ્ધામાં ઘૂમ્યા જેહ અનાયુધ:
એ મધ્યસ્થ પદ્માસને વિરાજે દ્વારિકાધીશ'
ઝાંઝો ઝાઝેરી ઝંકારી, ગોરંભી શંખઘોષણા;
કૌતુકી કાળઘંટા શી, વાગી ઘંટા પ્રચંડિણી:
'તથાસ્તુ' ને 'તથાસ્તુ'ની ગાજી રહી અનુપૂર્તિઓ:
જાજ્વલ્ય ઋષિની જાણે સાક્ષી વિશ્વેશ્વરે પૂરી.
પ્રભાતે ઝીલી'તી જેણે ઊગતા ભાનુની પ્રભા,
લક્ષ્મીજીનાં ધામ શાં એ વીણી પદ્મો રતુંબડાં,
મહામધ્યસ્થને કાજે પદ્માસન રચ્યું હતું:

પ્રોક્ષણે પુણ્યોદકનાં બ્રહ્મસૌરભ ફોરતું,
શોભાવ્યું હરિએ જેને પદ્માસન પાયપદ્મથી.
અને હસ્યા સર્વંદ્રષ્ટા ગેબી હાસ્યે અલૌકિક;
વહાવી મધુરી છોળ એહ બ્રહ્મસભા-શિરે.
આથમ્યો બીજનો ચન્દ્ર, પ્રકાશી પૂર્ણ પૂર્ણિમા.
એહ બ્રહ્માંડ સોહાગી કાન્તિમત્ હરિજ્યોતથી,
દેવોને દુર્લભ પેલી હાસ્યની હેલી વર્ષતાં,
બ્રહ્મપુરી કાશીપુરી પ્રકાશી બ્રહ્મની પ્રભે :
પધાર્યો બ્રહ્મસભામાં સ્વયંભૂ બ્રહ્મ શું સ્વય.
પછી આકાશવાણી શા ગંભીરા ગેબના સ્વરે,
પરબ્રહ્મ બોલે એમ બોલ્યા બોલ હરિવર :
ચન્દ્રનાં કિરણો જેવા પડ્યા શબ્દો સભાગૃહે.
'કાશીની ધર્મપુરીમાં મહામધ્યસ્થ અન્ય કો?
કાશી-વિશ્વેશ્વર એક નિર્માતા સત્-અનત્ તણા.
હું તો બ્રહ્મસભામાં છું વિશ્વેશનો પ્રતિનિધિ:
પધારો, નાલન્દ-શાસ્ત્રી! આપ છો જ્ઞાનના નિધિ;
નવદ્વીપનું નવજ્ઞાન વિસ્તારો પરબ્રહ્મનું.
ન્યહાળો, બ્રહ્મસભા બેઠી આપનાં દર્શનોત્સુક;
ગંગાનાં બ્રહ્મપુત્રાનાં થશે મન્ત્રોથી પાવન.
પધાર્યો છે પરબ્રહ્મ સુણવા શબ્દ-સ્રોતને.'
ને પછી સાગર જેવા ગંગાસાગર-તીરના,
તેજોજ્જ્વળ ઉપરણે જ્ઞાની વિજ્ઞાની આવિયા :

ગભીરા આવીને બેઠા હરિના પાયપદ્મમા.
'બ્રાહ્મણો! બ્રહ્મસભાના! વિશ્વમેધા સભાપતિ!
લાવ્યો છુ, અંજલિ એક ગંગાસાગર-ઘાટની.
હશે અમૃત વા પાણી? પારખજો પરીક્ષિતો!
લાવી હિમાદ્રિને ગંગા ઠાલવે આવી સાગરે;
મહાહિમાદ્રિ મ્હોટો? કે મહાસાગર? ધીમતો!
બ્રહ્મ ઢોળાય બ્રહ્માંડે, શમે બ્રહ્માંડ બ્રહ્મમાં;
મ્હોટા બ્રહ્માંડ કે બ્રહ્મ? પાત્રાધારે ઘૃતં રહે.
કુશંકા એહ જન્મી'તી ગંગા-સાગર-સંગમે.
જોયુ પછી સાંખ્યશાસ્ત્ર, મીમાંસા, ન્યાય નીર્ખિયાં;
શોધતાં શોધતાં મન્ત્ર મળ્યો એ ઉપનિષદે:
'બ્રહ્માંડ ભરીને બ્રહ્મ રહે દશાંગુલો પર.'
તો પછી બ્રહ્માંડસૂના ઊભા બ્રહ્મ શુ શૂન્યમા?
શૂન્યમાં શૂન્ય ભેળ્યાથી કય્હારેયે અક કે થશે?
મિથ્યાને અડકયે મિથ્યા પૃથ્વીમાં પાપપુણ્ય શાં?
એ શંકાથી મૂંઆયેલો ફરું છું તીર્થતીર્થમાં;
બ્રહ્મનો કોયડો એહ બ્રહ્મપુરી ઉકેલશે.'
પુણ્ય-પાપને લોપન્તો, જ્ઞાનને પરિછેદતો,
સત્-અસત મન્ત્રથી ન્યારો સુણી સિદ્ધાંતશૂન્યનો,
શૂન્ય બ્રહ્મસભા થૈ, તે જાણે વજ્ર પડ્યું પુરે.
વારુ વિનયનાં વેણે ભર્યાં હતાં મહાવિપ્રો;
તેજ મ્યાને હતાં ખડ્ગો, ન્હોતાં કો તેજરશ્મિઓ.

કહે અનન્તને શૂન્ય, શૂન્ય કહે પુણ્યપાપને,
બ્રહ્મનેયે શૂન્ય ભાખે: હોય એ તેજ કે તમસ્?
ઊઠયા કો યોગના યોગી, ગયા મધ્યે હરિપદે,
મેઘફોરા સમા મિષ્ટ વદ્યા હરિપદે ઊભી
'બ્રાહ્મણો! બ્રહ્મજ્ઞ છો સૌ, પ્રીછો છો મદસત્ સદા,
બ્રહ્મ શૂન્ય, બ્રહ્માંડ શૂન્ય, તો આ શાસ્ત્રાર્થ શૂન્ય છે
અસત્‌તાના કરે શબ્દો સત્ કેરુ પ્રતિપાદન
'નથી પુણ્ય, નથી પાપ, નથી ધર્મ અધર્મ, તો
માનવીઓ પશુ છે, વા પશુઓ છે શું માનવી?'
ધર્માધર્મ ન હો, તો તો દ્વાર વિશ્વેશના ભીડો,
શાસ્ત્રો શાસ્ત્રાર્થ સંકેલો, મિથ્યા બ્રહ્મસભાય આ
પુણ્યપાપ ધર્માધર્મ બ્રહ્મ સત્ય વિલોપતી
નૂતન વિશ્વદૃષ્ટિ આ ન શોભે નર્કમાય તે
પુણ્ય સત્ય, પાપ સત્ય, સત્ય છે તેજ ને તમસ,
ધર્મ સત્ય, બ્રહ્મસત્ય, સત્ય સૌ બ્રહ્મની લીલા '
સત્યની ઝાંઝ ઝકારી વાગ્યા દુદુભિ સત્યના,
ઘટાઓ સત્યની ગુંજી, ૐ રૂડે સત્યઘોષણા
ત્યહાં જયનાદે ગાજ્યા બ્રહ્મર્ષિ બ્રહ્મચારીઓ,
થયો કોલાહલ મ્હોટો, કોલાહલ શું કાળનો?
શાસ્ત્રના શાસ્ત્રાર્થનો એ પડચો પોકાર વ્યોમમાં,
વિદ્યા અવિદ્યા સુવિદ્યા—વિધાતાના પુકાર શો
પછી વિશ્વેશમહન્તે બ્રહ્મશખ પૂર્યો બૃહદ્,

વર્ષો પછીની અભ્રા શી શાન્ત બ્રહ્મસભા થઈ.
પવિત્રતાના પરમાંશુ, સત્‌–અસતના સણા સમા,
યજ્ઞકુંડ શા ચક્ષુએ જાજ્વલ્ય ઋષિ ઉચ્ચર્યાઃ
'આ સ્થળે, આ સમે, કાલે, હરિ નિર્ધાર ધારશે'

બાહુશ્રુતોનો વર બ્રહ્મઘોષ એ
ગાજે અધિકો કુરુક્ષેત્ર ઘોષથી;
ઘેરી નભોમંડળની ગુફા ભરી
ઘૂમે ગભીરો ઘૂમતો મહાધ્વનિ.
કાશીપુરી ગાજતી બ્રહ્મમન્ત્રથી.

## અધ્યાય ૪ થો · હરિનો નિર્ધાર

નભે હતી બીજની ચન્દ્રલેખ ત્ય્હાં,
જગે હતા ચન્દ્રતનુજ ચન્દ્ર શા;
વહન્તી'તી એમ સુધાંશુની સુધા.
એ રાત્રિ પુણ્યપ્રભાતની પ્રભે
મળી વળી બ્રહ્મસભા મહામતિ.

ફૂદડી ફરીને આવી પૃથ્વી પાછી અનન્તમાં;
અહોરાત્રે રમન્તી એ તમસે આવી તેજથી.
ઊતરી આભથી રાત્રિ ઝરન્તી મૃદુ ચન્દ્રિકા;
પડ્યા એ રાત્રિના પાય કાશીવિશ્વેશ્વર-ચોકમા,
વેણુના કણ ન્હાળાય એવી એ ઝાંય તેજની.
ઘેરીઘેરી વહે ગંગા, જાય કો જળહાથિણી;

કરે હિમાદ્રિના વસુએ વસ્તુવન્તી વસુન્ધરા
હરિનો શાસ્ત્રનિર્ધાર હતો આજે સુહાગિયો,
સુણવા એ મહાશબ્દો યુગનિર્ધારના સમા
સુહાગી ને બડભાગી મળી માનવ-મેદની.
ઘાટની છાટના પાટે રમે રાત્રિની રમ્યતા,
તારલે તારલે દેવો અદશ્યમા વિરાજતા
વિભુ વિશ્વેશનો ચોક વેર્યો'તો નવફૂલડે,
યજ્ઞના અગ્નિમા આજે, થતા'તા ધૂપ બ્રહ્મના:
મધ્યસ્થનુ પદ્માસન નવપદ્મ સજ્યુ હતુ.
બ્રહ્મની છાયડી જેવું, ગભીરું રાત્રિના સમુ,
બ્રહ્મસભાનુ ગાભીર્ય હતું બ્રાહ્મણુ-શોભતુ.
એ જ બ્રહ્મર્ષિ રાજર્ષિ, એ જ ત્યાગી ગૃહસ્થીઓ,
સંન્યાસી ને સંન્યાસિની, યાત્રીઓ, પુરવાસીઓ;
બ્રહ્મચારી, બ્રહ્મચારિણી, આશ્રમી, ઋષિપત્નીઓ:
પધાર્યા'તા પુણ્યશાળી બૃહદ્ બ્રહ્મસભાગૃહે
ઉજ્જ્વળે અન્ધાર ચન્દ્ર ચોકમાં ચન્દ્રમૌલિના;
આછો અન્ધાર ભેદી એ તપતી તારિકાવલિ:
બૃહદ્ બ્રહ્મસભાશીર્ષે છાયા વિશ્વેશની હતી.
યુગનિર્ધારનો યોગ આજે આભે ઊગ્યો હતો
મધ્યસ્થનુ પદ્માસન સોહાતુ પદ્મપાખડે;
પડી એ પાખડીઓમા હરિની પાયપાખડી:
પરાગો પમરી ઊઠ્યા બ્રહ્મના પદ્મપદ્મમાં,

વિશાળુ સર્વતોભદ્ર પદ્માસન પ્રકાશતું.
પાયમાં નાલન્દશાસ્ત્રી, એક પાયે મહન્તજી;
મધ્યે વિશ્વેશરૂપે મહામના હરિવરઃ
ધર્મીલાં ધર્મરત્નોમાં મધ્યે બ્રહ્મમણિ મહદ્.
પછી મહંત માતંગી વિશ્વવિશ્વેશના ઊઠ્યા;
મહાભાવે મહાશબ્દે બ્રહ્મશંખ પૂર્યો મહત્.
એ શંખના ઓંકારમાં લોકશબ્દ ગયો શમી.
કીધી પછી પ્રાણવાહી હરિએ બ્રહ્મગર્જના;
અર્થામૃતે શબ્દધારા વહતી મેઘ–મીઠપે.
બૃહદ્ એ બ્રહ્મસભામાં બ્રહ્મતેજ સ્ફુરી રહ્યું.
'અથાઽતો બ્રહ્મજિજ્ઞાસા' વદ્યા આદિસ્વરે હરિ;
એહ આરંભના ફેરે ફેર્યા બ્રહ્મસભાગૃહે.
'પ્રેરે ધર્મપુરી ધર્મ પ્રેરે વિશ્વેશ પ્રેરણા,
ફ્હેશ એવા વિશ્વમન્ત્રો કાળવ્હેણો તરી જતા.
નથી શૂન્ય વિશ્વેશધામ, નથી શૂન્ય સભાગૃહ;
શૂન્ય ના નાલંદશાસ્ત્રી શૂન્ય ના મુજ શબ્દ આ.
નથી કાલે શાસ્ત્રીજીએ શૂન્યમાં ઢોળ્યું શૂન્યને;
અહીં આજે નથી હું યે શૂન્યમાં શૂન્ય ઢોળતો.
વદું છું સત્શબ્દગંગા સત્ આ બ્રહ્મસભા વિશે
'સાધુ' 'સાધુ' સાધુશબ્દે બોલી બ્રહ્મસભા બધી.
'ન્યાયશાસ્ત્ર નથી શૂન્ય, નથી શાસ્ત્રોય શૂન્ય આ;
જ્ઞાનવિજ્ઞાન નથી શૂન્ય ના-નથી શૂન્ય આત્મ કો.

વિબુધોમાં, સુબુધોમાં, ધૂર્ત બુદ્ધ, કુબુદ્ધમાં,
બુદ્ધિનું છે અનુષ્ઠાન રંગ્યું સ્વે સ્વે ગુણાવળે.
એવી ગુણાળવી બુદ્ધિ, જેવો ગુણાળવો નર.
ધર્મ અધર્મ ના થાય, અધર્મ ધર્મ થાય ના;
પુણ્યપાપ ધર્માધર્મ ધરામાં છે સનાતન:
દેવ-દાનવ છાયાળાં ન્હે સાધુતા-અસાધુતા
સ્વર્ગે ને નર્ક મિથ્યા જો, તો મિથ્યા પુણ્યપાપ છે;
દેવદાનવ મિથ્યા તો, તો મિથ્યા માનવવંશ આ.
માનવી હોય મિથ્યા, તો જાણે-નાણે કિયો જગત?
ક્‌હેશો, નથી અહોરાત્ર? ક્‌હેશો, તેજતમસ્ નથી?
તેજ-તમસ્ અહોરાત્ર સમાં છે પુણ્યપાપ એ.
રામ-રાવણ મિથ્યા, તો મિથ્યા રામાયણે પછી;
મહાભારત મિથ્યા, જો મિથ્યા પાંડવ-કૌરવો.
સતી ને અસતી કેરા વિશ્વે કો ભેદ ભૂંસશે?
અસાધુ સાધુને ક્‌હેશો? સાધુ ક્‌હેશો અસાધુને?
ક્‌હેશો, પુણ્યાળુને પાપી? કે પુણ્યશાળી પાપીને?
ક્‌હે જો પશ્ચિમને પૂર્વ, ક્‌હે જો પશ્ચિમ પૂર્વને.
શૂન્ય લેશે નથી બ્રહ્મ, બ્રહ્મ બ્રહ્મત્વથી ભર્યો;
બ્રહ્મધામ નથી શૂન્ય, ભર્યું છે પરબ્રહ્મથી.
દિશાઓના દિગન્તોને પૂરીને સ્વપરાક્રમે,
ભરી બ્રહ્માંડ, વહી પાર, ઘૂમે બ્રહ્મ અનન્તમાં.
જ્ઞાનસૂનું નથી શાસ્ત્ર, નીરસૂનો નથી નિધિ;

દૃષ્ટિની પારનાં સત્યો દેખે શે દૃષ્ટિ બાપડી?
નથી બ્રહ્માંડ બ્રહ્મસૂનુ, બ્રહ્મસૂનો ન બ્રાહ્મણ.

મન્ત્રોને મહદાકાશે જતા કો અવરોધશે?
યજ્ઞની જ્વાળને કોણ રોકશે સ્વર્ગમાં જતી?

માશે બ્રહ્માંડ મુઠ્ઠીમા? બન્ધાશે બ્રહ્મ બુદ્ધિમાં?
બાંધો અસીમની સીમા; જાવ, માપો અમાપને;

સંકેલો આભના પાટ, સંકેલી નેત્રમાં પૂરો.
આ સૌ અગમ્યની વાર્તા, ગમ્યમા કેમ આવશે?

બુદ્ધિના ઘટના ઘેરે સમાશે કેમ સાગર?
ધરાને ધારણકર્તા ધર્મ છે આ ધરા સમો.

જ્ઞાની થા, ગુણવન્તો થા, ધર્મી થા, ધીર થા, નર!
કાળ જીત, જગત જીત, જીત પ્રારબ્ધને જઈ.

બ્રહ્માંડ બ્રાહ્મણનુ છે, છે આ બ્રહ્માંડ બ્રહ્મનુ;
બ્રાહ્મણ થા, બ્રહ્મર્ષિ થા! થશે બ્રહ્માંડ તાહરું

બ્રહ્માંડે બ્રહ્માંડસ્વામી પરબ્રહ્મ પરાત્પર
નથી મિથ્યા, નથી શૂન્ય; છે મહાસત્ય એ પરમ્.'

મેઘ વર્ષી વિરામે છે, વિરામ્યા એમ શ્રી હરિ;
વારિ ને શબ્દધારાને સુધાધાગ વહાવી ત્હાં:

સિધાવ્યો શું મહામેઘ, ઊગ્યો શુ પૂર્ણ ચન્દ્રમા!
હરિ બ્રહ્મસભા મધ્યે બ્રહ્મપ્રભા પ્રકાશતા.

પુણ્યાત્માએ પુણ્યનેત્રે, બ્રહ્મજ્ઞે બ્રહ્મદૃષ્ટિએ,
શ્રી હરિની બ્રહ્મપ્રભે પરબ્રહ્મ દીઠા પરમ્.

યજ્ઞના અગ્નિની જ્યોતે, મધ્યાહ્ન ભાનુની પ્રભે.
જ્વલન્ત ઋષિ જાજ્વલ્ય ઊઠ્યા, જ્વલંત ઉચ્ચર્યા :
'ઋ્હરો હિમાદ્રિના શૃંગે, નેત્રાભિરામ નીર્ખશો;
ગંગોદકે પુણ્યોદકે અંઘોળો, પુણ્ય પેખશો.
ઋષિ છો; ઋક્ઋચામાં શું ગાયા છે ગીત પાપના?
શૂન્ય હતો યજ્ઞકુંડ, ભર્યો ઇન્ધનથી પછી;
અગ્નિવન્તો યજ્ઞકુંડ નથી શૂન્ય, નથી વૃથા'
એ વૃથા, તો મ્હારી ત્હમારી, આયુષ્ય-વરધો વૃથા
પછી પૂર્ણાહુતિ કીધી મહન્તે મ'ાનુભાવથી;
બ્રહ્મસભાનો નિર્ધાર નિર્ધારી ધર્મધારણે:
'ધન્ય છે આજનું પર્વ, મન્ત્રવેત્તા ઋષિવરો!
મહાકીર્તિ મધ્યસ્થે આ કીધી ઉત્સવની તિથિ.
ધર્મ પુણ્ય બ્રહ્મ કેરી પ્રતિષ્ઠા કીધ શાશ્વત
સરસ્વતીની શોભા શી, ગંગોદક શી પાવની,
સ્ફુટી શ્રી હરિની વાણી, વાણીનેયે પવિત્રતી.
પુણ્યની પ્રેરણાભર્તા, સદ્‌જ્ઞાનના પ્રકાશક,
સંસ્થાપક સદ્ધર્મના, પ્રણેતા પરબ્રહ્મના,
કાશીપુરી શ્રી હરિને સંભારશે યુગેયુગે'
ને ઊઠ્યા નાલદશાસ્ત્રી, ઉચ્ચર્યા જ્ઞાનગંભીર:
'બ્રહ્મજ્ઞો બ્રહ્મપુરીના! હરાવ્યો હરિએ મ્હને.
આત્મામાં ચન્દ્રવંશીએ ઉગાડ્યો અર્ધ ચન્દ્રમા;
વિશ્વેશ્વર વિશ્વભાવે પૂર્ણિમા પ્રગટાવશે.

શાખશે તો કૈંક કાળ રહેશ વિશ્વેશ છાંયમાં;
પુણ્ય ને ધર્મ ને બ્રહ્મ બ્રહ્મપુરી પ્રિછાવશે.
ભક્તિની આસ્તિકતાથી થશે જ્ઞાન સુધામય'
પછી વિશ્વેશ-પૂજારી થૈ વસ્યા વિશ્વેશ-મન્દિરે;
ધર્મપુરી કાશીપુરી કરે આતિથ્ય આદરે.
પ્રભાતે પ્રભાતે શાસ્ત્રી પૂર્વથી પડતી પ્રભે,
જતા હતા ગંગાસ્નાને દેહાત્મ-શુદ્ધિ સાધવા.
અગ્નિહોત્ર દેવાગ્નિનો ભાવશઃ નિત્યશઃ કરે;
જ્ઞાનસત્ર આરંભીને, ભણી પોતે ભણાવતા.
શિષ્યવૃન્દો ઊભરાતા શાસ્ત્રીજીના ગુરુકુલે.
સ્હાંજે સ્હાંજે સૂર્યસંગે જતા'તા હરિદર્શને.
રાત્રિએ રાત્રિએ શાસ્ત્રી સાંભળે વા કરે કથા;
ધર્મપુરીના સદ્ધર્મો શીખી શાસ્ત્રી શિખાડતા.
સંગ્રહે આત્મભંડારે અમોઘ આત્મબોધને.
તપ-સ્વાધ્યાય ભક્તિમાં, સદ્ધર્મે લોક-સેવને,
દિનો પર્વ સમા વીતે વારુ વિશ્વેશ મન્દિરે.
ભરેલો મેહુલો આવે આઠ સૂર્યો તપી રહે,
એમ પાત્ર સંપૂર્ણાયે, આત્મા અમૃતનો થયે
વિશ્વેશની અનુજ્ઞા લૈ શાસ્ત્રી સ્વસ્થાનકે ગયા.
થયા વિશ્વેશના વિશ્વે પ્રેરિતોના પુરોહિત.
ચન્દ્ર શા ચન્દ્રમૌલિના નમણા નાવડે સ્હડી
ગંગ-તરંગે ઝૂલન્તા ગયા ભાગીરથી-તટે.

મોહન્ના આગરતીરે મીઠી આગરછોળ શા
થયા ત્‍હા નાલન્દના લોકપૂજ્ય મહામણિ
ને પછી આયુષ્યયજ્ઞ કાશીના ધર્મ-ઇન્ધને
જલાવી આયુષ્યશેષ ગાળ્યો વિશ્વેશયોગમા
પુણ્ય વાવી પુણ્યવન્તી કીધી નાલન્દની ધરા
ને ઉદ્ધવાવતારના ત્‍હા થયા ગોત્રપુરુષ એ
આજે નાલન્દશાસ્ત્રીના ગૌરવી ગુણકીર્તનો
ગાય છે ગભીર શબ્દે ગંગાસાગર-સગમ

નથી જગત્ આ સૂનુ પુણ્યપાપથી,
નથી જગત્ ધર્મઅધર્મશૂન્ય કૈં,
કલ્યાણકર્તા નથી બ્રહ્મશૂન્ય આ,
બ્રહ્માડ બ્રહ્મે ભર્યું, શૂન્ય એ નથી
ઓ શૂન્ય, તો એ તુજ શબ્દ શૂન્ય છે

## અધ્યાય ૫ મો · બ્રહ્મર્ષિની બ્રહ્મનગરી

દિગ્પાળ સ્થાપન્તી દિશાદિશાતીરે,
પ્રતાપ પૂરન્તી મહામનોરથે,
વિશ્વે વહે ધર્મપુરી જ ધર્મને
દૈવત્વ દૈવી ભરી આત્મઆત્મમા
નાખે જગે ધર્મની જ્યોત યજ્ઞ શી

પછી વાચી કાળ યોગ, કાળ સિન્ધુ તરી જતો
નિર્ધાર્યો એક નિર્ધાર સત્યકામ હરિવરે.

કાળના કાળને ન્હોતો કો લીલાયોગ દુર્લભ.
તે તિથિથી પ્રાતપ્રાતે થતા અલોપ શ્રી હરિ.
અજાણ્યે અટૂલે સ્થાને દર્શન દે અણુચિન્તવ્યા:
વીજળી ઝબકે એમ ઝબકે ઝબકી શમે.
ભૂતના ભડકા જેવું ભાસે પ્રાકૃત લોકને;
ભૂતના ભડકા ન્હોતા, હતા એ દેવજ્યોતિઓ.
ભાસે છે પ્રાકૃત દષ્ટે દેવોયે ભૂતજ્યોત શા.
ત્ય્હારથી દષ્ટિ–બુદ્ધિને અગમ્ય દર્શનો થતાં;
ત્ય્હારથી કૌતુકપરા કાશીમાં અદ્‌ભુતો થતાં.
વિલોકે ને અવલોકે ધીમન્તો ધારીધારીને.
એકદા ગંગોદકનાં ચ્હડયાં પૂર ભયંકર;
ધોયા પુણ્યોદકે એહ ભરેલા તટકર્દમો.
નીરખિયાં નિર્મળા ઘાટ પ્રાતઃકાળે ઋષિવરે,
એકદા વાયુ વાયા ને ચ્હડી આંધી અઘોરિણી;
વેડીને વનનાં વૃક્ષો વર્ષી ગઇ યજ્ઞ ઇન્ધનો.
યાજ્ઞિકોએ અવધાર્યું રીઝયા છે વનદેવતા.
એકદા આથમી ઊગ્યે, પ્રભા પ્રભાતની પડચે,
દીઠાં ઉદ્યાન ઉદ્યાને પ્રફુલ્લ્યાં પારિજાતક:
ઢોળાયું કાશીપુરીમાં જાણે નન્દન ઇન્દ્રનું.
થતાં'તા વિશ્વઆશ્ચર્યો ઇન્દ્રિયોથી અતીન્દ્રિય.
અણુદીઠાં પુષ્પપુષ્પો પરાગો પમરે મીઠા;
અણુદીઠાં ઉદ્યાનો ત્ય્હાં મ્હેકમ્હેક મ્હેકતાં:

સ્પુરી રહે ધર્મપુરીમાં સુગન્ધો નભપારની.
પુરાયે તેજમાં તેજ, આથમે તિમિરાવળો;
ને બ્રહ્મણ્ય બહલાયે ઋષિ આશ્રમ આશ્રમે.
બ્રહ્મર્ષિની બ્રહ્મજ્યોતો ઝળકે બ્રહ્મઝાંય શી.
બૃહસ્પતિ સૂર્ય ભામે, ને ભાસે શુક્ર ચન્દ્રમા;
કૃષ્ણપક્ષ શુકલ જેવો, ભાસે અમાસ પૂર્ણિમા.
ધર્મની ધર્મપુરીમાં ધિંગી ધર્મોર્મિઓ છલે;
દિશાઓ પાવન થાય, દીસે નિર્મળું નિર્મળું.
બ્રહ્મ વર્ષે, બ્રહ્મ ઊગે, ધર્મી ધર્મધરા વિશે;
પુરી વિશ્વેશની જાણે વિશ્વથી અધિકી થકી
બ્રાહ્મણત્વ નેત્રેનેત્રે, અંગેઅંગે અગાધતા;
હૈયેહૈયે વૈષ્ણવતા ને બ્રહ્મ આત્મઆત્મમાં;
કાશીપુરે બ્રહ્મભાવો વર્ષે બ્રહ્માડપારથી.
ઉલટતા મેઘના જેવા, ભદ્રભાવે ભર્યાભર્યા;
પમરતા પધારે ત્હાં હરિ વિશ્વેશ-મન્દિરે.
હરિને પગલેપગલે પુણ્યો પૃથ્વીતલે ઊગે.
દેવોની દેવભૂમિમાં પુણ્યે પુણ્યવતી થતી.
વ્યોમપાટે દેવઘાટે દેવ-મન્દાકિની વહે;
મધુરા જળહિન્ડોલે મન્દ-સુમંદ ઉલટતી.
એહ મન્દાકિની-આરે પ્રફુલ્લતા અનન્તને,
વિશ્વેશને મન્દિરેથી શ્રી હરિ વીણવા જતા:
વીણી વિશ્વેશ-વાડીમાં અનન્ત એહ વાવતા.

ઉદ્યાનો કલ્યાણ કેરાં ઊગતાં કાશીપુરીમાં;
હતું કો કાળનુ એક, થતું એ નિત્યનિત્યનુ.
ધર્મ કેરી ધરામાં ત્ય્હાં બ્રહ્મ વાવી, ઉગાડીને,
ધર્મપુરી હતી ત્હેને બ્રહ્મપુરી કરે હરિ.
દેવોએ દેવદષ્ટિએ દીઠું એ દૈવી અદ્દ્ભુત.
દીઠુ–મન્દાકિની-આરો અને એ દેવની ભૂમિ
કાશીમાં ઠલવાતા'તા વિશ્વે વિશ્વેશને પદે.
'રૂઠ્યા શુ ઇન્દ્ર રુદ્ર? રૂઠ્યો શુ કાળ કોપતો?
થશે શુ સ્વર્ગ ખાલી? વા ખાલી મન્દાકિની થશે?'
દેવનાં વૃન્દ ચિન્તાના ચ્હડ્યા ચિન્તન-ચાકડે.
એક વેળા પ્રાતઃપ્રભે પ્રભાનાં અભ્ર વર્ષતાં,
ત્ય્હારે મંદાકિની-આરે પધાર્યા'તા હરિવર.
રત્નરેતે વીણતા'તા પડયા ચિન્તામણિ-કણો.
દેવોના દૈવી પ્રતાપે, અર્પ એ ચિત્ત-ચિન્તવ્યુ.
ધન્યભાગ્ય કાશીનાં કે, હરિ ચિન્તામણિ વીણે.
ગયાં ત્ય્હાં દેવના વૃન્દો, પ્રેમથી પ્રણમી ઊભા;
ધર્માએ ધર્મની નાંખી ધા ધર્માધ્યક્ષની કને.
'અમારો આ અપરાધ? દુરિતો દેવનાં કશાં?
સ્વર્ગને વીણીવીણીને ભરો છો પૃથ્વીને હરિ!
સ્વર્ગ ખાલી થશે, તો તો દેવો સૌ વસશે ક્યહાં?
સૂનો મન્દાકિની-આરો, સૂનો છે દેવઘાટ આ;
દેવાધિદેવ! શા વાંકે સ્વર્ગને આ સૂનું કરો?

નથી અર્ધ્યાંજલિ દેતી આપને દેવ લોમકા?
નથી શુ કરતાં હાવાં દેવર્ષિ હરિકીર્તન?'
આવ્યા નારદજી એવે દેવવીણા વગાડતા;
નર્તતા ને ગીત ગાતા, હરિકીર્તન હોંશીલા.
વહાવી પાયમાં ગીન હરિપાયે વીણા ધરી.
'ભાવ જો હોય તો ભાવે લઈ જાવ ભલે, હરિ!
ચિન્તામણિ ચિત્તચારુ ચિન્તવ્યુ સહુ પૂરતો.
ચિત્તનો સંયમ એવો ભાળ્યો શું હરિ! ભૂતલે?
દેશો, પાછો પછી લેશો, શોભશે એહ આપને?
પૃથ્વીમા પ્રફુલ્લ્યો પેખ્યો દેવોનો આત્મસંયમ?
સિદ્ધિઓ છે સંયમીને, અસંયમી ઉજાડશે
સ્વેચ્છાવિહારી છો આપ, ઇચ્છો એમ કરો, હરિ!'
દેવર્ષિનો ઉપાલંભ, ગંભીરો મધુરો, સુણી,
દિલડોલન્ત દેવોનો સુણી દેવપુકારને,
શ્રીહરિ ત્યહા ક્ષણ થભ્યા, ક્ષણ ચિન્તનમા ડૂબ્યા.
હસી પ્રસન્નતા-હાસ્ય વદ્યા ચિન્તા-નિવારણ.
'સત્ય, દેવર્ષિજી! ભાખ્યુ, સત્યની નિત્યમૂર્તિ છો;
ન હોયે એહ પૃથ્વીને, હ્યો આ ચિન્તામણિકણો.
સિદ્ધિઓ સયમે શોભે દેવમાં કે અદેવમાં
દેવો! છે દેવદેવાના દેવર્ષિ દેવલોમમાં.
નથી ખાલી થતું સ્વર્ગ, ન હાલો દેવઘાટ આ;
કે ન મન્દાકિની-આરે પડે જૈ ગગને તટે.

ઉતારો ચિત્તની ચિન્તા, દેવો છે મુજને પ્રિય;
માંડું છું સ્વર્ગની છાયા ધર્મપુરે ધરાતલે.
વિશ્વેશ્વરની વાડીમાં વિહારાર્થે પધારજો:
થશે બે સ્વર્ગ, સ્વર્ગી! તો થશે સ્વર્ગપ્રભા દ્વિધા.
પૃથ્વી-લોકે થશે જ્યહા જ્યહાં માનવી દેવસંયમી,
ચિન્તામણિ કલ્પવૃક્ષ હશે ત્યહા ત્યહા ગૃહેગૃહે '
પણે કાશીપુરી મધ્યે ઊગ્યાં આશ્રમ-આશ્રમે.
દેવમન્દાર-મન્દારો મ્હેકતા દેવમ્હેકથી:
દૈવી મહાસુગન્ધોથી ધર્મપુરી પરિમળે.
અગમ્યના મન્ત્રોચ્ચારો વાયુમાંથી થતા હતા;
આકાશી ઉચ્ચરે શબ્દો નવલા નિગમાગમો:
ગેબની ગંભીરતાથી, દિવ્યતા થઈ દેવની.
પ્રભાતે ને સાયંકાળે, રમન્તા સિદ્ધિના સમા,
પ્રભાવન્તા પડછાયા પડતા રાજમાર્ગમાં:
આવે-જાય ગંગાઘાટે, શગે વિશ્વેશદર્શને.
બ્રાહ્મણોનાં બ્રહ્મપાત્રો છલે મન્દાકિનીજળે;
દેવજળે અર્ઘ્ય અર્પે બ્રહ્મર્ષિ સૂર્યદેવને:
વ્યોમથી દેવના સૂરો ભળે ગાયત્રીઘોષમાં.
આશ્ચર્યો નીર્ખીનીર્ખીને, કલ્પીને દેવકલ્પના,
'દેવનાં અદ્દભુતો આ શાં?' કહે મૂંઝ્યા ઋષિવરો:
પેખી આશ્ચર્ય તો આત્મા, નેત્રો અંજાય અદ્દભુતે.
વિસ્મયોથી વિસ્મયેલું, અદ્દભુતોથી પરિપ્લુત;

ગયુ બ્રહ્મર્ષિનું પચ પચેશ્વર ઋષિ કને:
પ્રશાન્ત એહ એકાન્તે જાજવલ્ય મુનિઆશ્રમે.

પ્રણમ્યા; પ્રણમી પૂછ્યું: 'આ શાં અદ્‌ભુત આજનાં?
કૃપા છે કે કોપ છે એ? ગેબના વર કે શરો?'

'વિલોકીશ કાળયોગ, અવલોકીશ ગેબને;
આવજે પડી સન્ધ્યાએ.' જાજ્જવલ્ય ઋષિ ઉચ્ચર્યા.

સદાસંતુષ્ટ સંતોષ દાખી ઋષિવરો વળ્યા.
બીજે પ્રહરે મધ્યાહ્નને ચ્હડ્યો ભાસ્કર મસ્તકે,

ત્ય્હારે સમાધિમાં બેઠા જાજવલ્યજી મહામુનિ.
સમસ્ત ખગોળને ખોળ્યો જ્વલંત સૂર્યજ્યોતમાં;

ને ખગોળપાર જૈને જોયુ દેવભૂમિતટે
દીઠી કાશીપુરી ત્ય્હાંથી થતી દેવપુરી સમી;

વિશ્વમા વિશ્વેશ્વરનો ચ્હડતો'તો મહાધ્વજ:
આત્મદષ્ટે એહ દીઠું આનન્દ્યા ઋષિ દર્શને.

સાયંકાળે નમ્યો સૂર્ય, ઓળાઓ આભના પડ્યા,
આવ્યુ બ્રહ્મર્ષિનુ પચ 'વર કે શર' પૂછવા

ઋષિ આનંદમાં દીઠા, પામ્યા ઉત્તર પ્રશ્નનો.
સત્કારી આસન આપી, જાજવલ્ય ઋષિ ઉચ્ચર્યા:

'ચિન્તાની આ નથી વાર્તા, હરિની છે હિતસ્વિની;
ધર્મદ્રોહી ધર્મપુરીને કરે છે ધર્મધિંગડ

ઊગશે આવતી કાલ, કાશીને ઘેરશે કલિ;
કારમા કાળની પાળ પાળવે છે હરિવર.

નીકળ્યા છે દિગ્વિજયે ધર્મોલી કરવા ધરા;
ગેબી દૈવત દેવોનાં સંભરે છે અહીં હરિ.

ચિન્તા છાંડો, ધર્મ પાળો; બ્રાહ્મણો ! થાવ બ્રાહ્મણ,
આ તમ બ્રહ્મપુરે બ્રહ્મ વસશે વાસ શાશ્વત.'

અને સાયં આરતીમાં મધ્યે વિશ્વશમન્દિરે,
ઋષિએ હરિને પૂછ્યુ વિશ્વ-આરતી જ્યોતમાં:

'પ્રભાતે ને પ્રભાતે ક્યહાં પધારો છો ? હરિવર !'
નેત્રે પ્રભા ઝરે, એવા ઝર્યા શબ્દો હરિમુખે:

'આત્મદષ્ટિ ઉઘાડીને પેખે છે તેહ પેખશે;
અગમ્યે આત્મને ગમ્ય દેવદર્પણ વિશ્વ છે.

'આત્મદષ્ટે સમાધિમાં દીઠો, ત્યહાં રમું છું હું;
કરું છું ધર્મપુરીને બ્રહ્મપુરી જ બ્રહ્મની;
બ્રહ્મર્ષિની બ્રહ્મપુરી રહેશે કાશીપુરી સદા.'

નિતાન્ત વીણી વીણીને અનન્તને,
ને વિશ્વ વિશ્વેશ્વર વાવી-વાવીને,
વિશ્વંભરા વિશ્વ કરે વિશાળલું.
ભરીભરી શાશ્વત બ્રહ્મવર્ચસે
બ્રહ્માંડ બ્રહ્મપુરી કરે હરિ.

અધ્યાય ૬ ઠ્ઠો • ગંગાપ્રવાહ

અજ્ઞાનની ધોતી રજો પદે ચ્હડી,
પ્રારબ્ધ પુણ્યોદકથી ભરીભરી,
વિશ્વેશ કેરી કરી વિશ્વવન્દના,
ગંગા વહે જ્ઞાનપ્રવાહ ગભીરીઃ
અનન્તની ધાર સમી અનન્તિણી

કાળ પ્રવાહ શો વ્હે છે ગગાપ્રવાહ ગૌરવી,
સર્વસ્પર્શી, સર્વદર્શી, સર્વત્ર સર્વપાવનઃ
વિધાત્રીના વ્હેણ જેવો સદા અખડવાહિન
ગગાજી કાશીના મેલો નિત્યશ· નિર્મળા કરે
હરિએ પછી નિર્ધાર્યું 'નિર્મળ નિર્મગુ કરુ'
વહન્તી મેઘની માળા વિશાળા વ્યોમમાર્ગમા,
વહન્તી ગગની છોળો એમ વાદળીવાદળીઃ
એક એક હતી અભ્રા શુભ્રાશુભ્ર પ્રભાવતી
સ્વર્ગવાસી સ્વર્ગીનીયે અસૂયાને જગાડતી,
કાશીઘાટે વહે ગગા હાસિની વિશ્વવાહિની

ગગા ગુણે કે ગુણવત ગૌરી
હિન્ડોલ ડોલે ગૃહિણી શી ડોલે,
વિશ્વેશના પાય ધીમન્ત ધોતી
અગાધ વારિ વહતી અગાધે
આનદતી, ઊછળતી, ઉમંગી,
પ્રભાતની પુણ્યપ્રભાળ છોળ,

તરંગિણી, ઉજ્જ્વળ વ્યોમશ્યામ,
ગંગા વહે તુંગ તરંગ રંગે.

વહન્ત કુંડો સમ કુંડળોમાં,
મૃત્યુમુખી, ભીષણ ચક્રચક્રી,
ઊંડી, અમીરી, ગહરી, ગભીરી,
ઘૂણા સમી ઘૂમડીઓ ઘૂમન્તી.

હિમાલયેથી વહી આવી ધાતાં,
હિમાદ્રિ કેરી ઉરસેર જેવાં,
ન્હાની ગિરિધાર પરેપગ શાં,
વ્હે પૂરના પાણી પ્રચંડ મોજે.

તટે તરંગાવળ મન્દ મન્દ
ધીરે ઝૂલે લોલવિલોલ ઝૂલે;
વિશ્વેશ ' કેરી ફૂલમંડળીની
લ્હેરો તીરે લ્હેકતી પુષ્પમાળા.

પીંખી-વીંખી માળણ કેરી છાબો
વેરી હતી ત્ય્હાં ફૂલી ફૂલવાડી;
ભ્રૂભંગ શા પાવન ઊર્મિભંગે
પદે-પદે પાંખડીઓ પડી'તી.

દેહે ધરી પાવન પુષ્પ-પુષ્પો
પ્રભાવતી પ્રકૃતિની કુમારી
ગંગા ગિરિની પ્રિય પુત્રી જેવી
પ્રકાશતી દેવપરિમળોથી.

કલ્યાણી કે કાળની પાંખ જેવી,
ઉદ્ધારિણી બ્રહ્મકૃપાની હેલી,
સદ્‌જ્ઞાનના જેવી અખંડ વ્હેતી,
અનન્તથી આવી જતી અનન્તે.

પુણ્યોદક લૈ પૃથ્વીમાં વ્હેતી સ્વર્ગ–પ્રવાહના,
એહવાં ગંગનાં વ્હેણે ન્હાતા'તા હરિ એકદા.
ફેરે ફુવારની ધારા હસ્તસ્થળી પછાડીને,
વિછોડે વારિના બિન્દુ મુખની પિચકારીઓ,
ઉછાળે ઇન્દ્રચાપો કૈં અંગઅંગની ધારથી
પૃથ્વીપાત્રનું વારિને કરીને વળી પાવન
લ્હેરે લ્હેરે લ્હેકતા ને તરે-ડૂબે નીરે હરિ.
કાલિન્દીથી કૃષ્ણવર્ણી થતી ગંગા પ્રયાગમાં;
કૃષ્ણવર્ણી કરે કૃષ્ણ કાશીમાં કૃષ્ણવર્ણીને
વાદળી વારિછાયાએ હર્ષે વિશ્વેશ ઝીલતા.
બ્રહ્મ કાળપ્રવાહે વા વહે જ્ઞાન–પ્રવાહમાં,
હરિ એવા રમે–ઘૂમે ઘેરા ગંગા–પ્રવાહમાં.
આભની આનન્દરંગી પડેલી પડછાંયડી
પાણીના પટમાં ઊંડી નિહાળી ત્હાં હરિવરે:
વનના પલ્લવો જેવા ન્હાળા થશે પરે થશે.
જળનાં એ જ્યોતવન્તાં ઝોલે ચ્હડ્યા દળેદળે,
પરાગવન્તી પુષ્પોની પાંખડી–પાખડી મહીં,
જળગૂલા શા ગૂલન્તા હરિને હરિદૃષ્ટિએ,

જગતના જળદર્પણમાં થયું બ્રહ્માંડદર્શન.
દીઠો ત્યહાં સંકેલાતો આભમાં અવકાશને;
પથરાતો હતો પ્હોળો જળે પલવટ પાથરીઃ
દીઠો એહ ખંડ-ખંડ, દીઠો એહ અખંડને.
ઘૂમે ત્યહાં સૂર્યમાળાઓ મહાગ્રહો ઘુમાવતી;
ઘૂમે ત્યહાં ચન્દ્ર ને પૃથ્વી તેજછાયા પ્રસારતાંઃ
ચન્દ્રપૃથ્વીની છાયાઓ કરોડો યોજનો પૂરે.
સૂર્યજ્યોતે ચન્દ્રજ્યોતે અહોરાત્ર તપન્ત એ
લઈને સૂર્યમાળાઓ બ્રહ્માંડો બ્રહ્મમાં ઘૂમે;
બ્રહ્માંડ-બ્રહ્માંડની માળા કરે બ્રહ્મની આરતી.
નિખિલને નિયંત્રતી કલ્યાણી નિયમાવળો
તોડી વિછોડી છછેડી આભની પાળ આથડે;
સ્વેચ્છાવિહારી સ્વચ્છંદી, ધપતા ધૂમકેતુઓ.
એ મગરમચ્છોનેયે પૂરતા પાંખ-પિચ્છમાં
વ્યોમ કેશ ખંડખંડે પ્રલંબાતા યુગોયુગોઃ
વિધિના ગેબમન્ત્રો શા લખ્યા'તા જળપાંખડે.
કોટિ યુગો, મન્વન્તરો, કલ્પો કલ્પન-પારના,
બ્રહ્માજીનાં અહોરાત્ર, સૃજનો પ્રલયો મહદ્‌ઃ
પીતો સકળને કાળ વહે વડા અનન્તમાં.
સમાતું સૌ સમેટાઈ ગંગાના બિન્દુ-બિન્દુમાં.
ગંગાનાં પુણ્યોદકનાં ઝૂલન્તા જળદર્પણે,
હરિની હરિદષ્ટિએ દીઠું ત્યહાં વિશ્વદર્શન.

નિહાળી નેત્રમાં ઊભું અખિલ વિશ્વમંડળ.
અંજલિ અંજલિ નીર ઘેર્યા ઉછાળતા હરિ.
ગંગામાં વિશ્વના ખંડો દીઠા વેર્યા જળેજળે;
આંખમાં એકસ્થ દીઠા; જાગ્યુ ત્ય્હાં બ્રહ્મચિન્તન.
સ્થૂલતાના પાર્થિવેથી ચૈતન્યે વિહર્યા હરિ;
સૂક્ષ્મદષ્ટે સૂક્ષ્મ જોતાં બ્રહ્મ બ્રહ્માંડમાં દીઠા.
ઢળ્યાં પછી હરિનેત્રો બ્રહ્માંડશાયી બ્રહ્મમાં.
ઉતછાયા શું કરે વાતો ગિરિ શું જેમ કો ગિરિ,
કે, કરે ગૃહ્યમાં ગુહ્ય ગોષ્ઠિ કૈં આત્મ સ્વાત્મ શું,
બ્રહ્મ શુ બ્રહ્માવતારે માંડી બ્રહ્માંડની કથા.
'મહાબ્રહ્મન્! અનન્તવાસી! મૂકી એહ અનન્તને
આવ્યો બ્રહ્માંડને આરે, અને બ્રહ્માંડ જોયુ આ.
સૂર્યમાળા તૂટયા જેવી, મનસ્વી ધૂમકેતુઓ.
વહાવી ઘાટઘાટેથી ગંગાઓ શાસ્ત્ર–શાસ્ત્રની;
ત્હોયે આજે યુગો વીત્યે પુણ્યાળુ કાં નથી જગત્?
જ્ઞાનના ઘુમ્મટો ખોલ્યા, વાવી વિજ્ઞાનવાડીઓ,
વહાવ્યા ધર્મ ધરામાં, પ્રસ્થાપ્યાં ધર્મમન્દિરો.
ત્યાગ વૈરાગ્ય સંન્યાસ બ્રહ્મણ્ય બ્રહ્મચિન્તન,
સદ્બોધ્યા સદ્ધર્મમર્મો વૃથા છેક નથી થયા:
ત્હોય છે દુઃખના સિન્ધુ, ત્હોય છે પાપપર્વતો.
કેટલીયે વેળ આવ્યા અવનીમાં અનન્તથી,
ઉદ્બોધ્યો -અવતારોએ મહામાનવ લોકને:

તરતાં રોગ કે મૃત્યુ ત્હોયે શીખ્યાં ન માનવો.
પ્રાતેપ્રાતે મહાજ્યોત પાઠવી સૂર્યની પ્રભા;
વસે ત્હોયે પૃથ્વીલોક રાત્રિના અંધકારમા.
બ્રાહ્મણો ગાય વેદોનાં ગાત્રો કૈં કથળી ગયાં;
સુકાયે રસનાં સ્રોતો પૃથ્વીયે પાંગળી થતી.
માનવોદ્ધારનો માર્ગ દીઠો એક મહીતલે;
તીર્થોદ્ધાર કરું છુ, ને દેવોમા પૂરુ દૈવત.
અન્ય કો ઉદ્ધારમાર્ગ હોય તો બ્રહ્મ! દાખવો.'
ને પછી બ્રહ્માંડ-શબ્દે બ્રહ્મને બ્રહ્મ ઉચ્ચર્યા:
'વિલાયા છે યજ્ઞયાગો, આથમ્યા વેદના ધ્વનિ;
જ્ઞાનસત્ર સમાં ગેબી વિસાર્યાં ઉપનિષદો.
નિર્ધારો એક નિર્ધાર બ્રહ્માંડે બ્રહ્મ સ્થાપવા.
તીર્થપુનરુદ્ધારનો પ્રવર્તો પુણ્યપંથ છો;
દેવો તીર્થો કરે દૈવી ભૂલેલા પૃથ્વીલોકને.
બ્રહ્મજ્ઞાનનાં સત્‌તીર્થો બ્રાહ્મણોને કરો, હરિ!
આત્મમાં આત્મમાં તીર્થ સ્થાપ્યે તીર્થો થશે જગત્.'
ગંગ-તરંગના શબ્દે પૂર્યો પુણ્યોદકે ધ્વનિ.
ત્ય્હાં તો મહદ્ મન્ત્રઘોષ ગાજિયો ગંગઘાટમાં;
શાન્ત-પ્રશાન્ત અન્તરિક્ષ વેરાણું શબ્દઘોષથી.
શ્રી હરિને આત્મપૂર્ણ સ્તોત્રે બ્રહ્મર્ષિઓ સ્તવે.
પુણ્યોદકેથી પેખ્યું તો ઊર્ધ્વ એ ગંગઘાટમાં
હરિએ સ્તવતું દીઠું તટે બ્રહ્મર્ષિવૃન્દને;

સ્નાન કાજે પધારેલું, સ્નાન–શુદ્ધિ સુહાગિયું.
'સત્યકલ્પ પૂર્ણકામ પૂર્ણ છો પુરુષોત્તમ;

અમારો ભાવ છે એક, પધાર્યા છો જી તો પૂરો.
તરેતાં તરતાં નીરે ગંગામાં ગાવ છો, .હરિ!

સુણ્યા એહ મહામન્ત્રો, કલ્યાણભાવ સાંભળ્યા.
ગાવ છો ગંગમાં એક ગાવ વિશ્વેશ–મન્દિરે.

ગૌરવી જ્ઞાનગંભીર ભાખો એ ઉપનિષદો.
અમારાં અધૂરાં પૂરો, આત્મામાં નીર સંભરો;

કાશીમાં વાવશો બ્રહ્મ ઊગશે એ પુરેપુરે.'
કાશીના બ્રહ્મર્ષિઓની સ્તુતિ એ હરિએ સુણી;

સાંભર્યા ગંગના શબ્દો, સાંભર્યા શબ્દ બ્રહ્મના.
'અહો ભાવિક બ્રહ્મજ્ઞો! પધારો, પુણ્યશાળીઓ!

બ્રાહ્મણો ભૂષણ છો સૌ, બ્રહ્મના છો પુરોહિતો:
બ્રાહ્મણોને દીધો ધર્મ વહશે વિશ્વવાડીમાં.

દીધો હતો બ્રહ્મસત્ર સાગરે રામસેતુએ;
કાશીમાં ગંગને ઘાટે અર્પીશ ઉપનિષદો.

બ્રહ્મપુરે બ્રહ્મસત્ર થશે બ્રાહ્મણ્ય સ્થાપતો.
પવિત્રે• પવિત્રે ભળ્યે પરમ પવિત્ર સૌ થશે.

યોગ્ય છો યુગના પુત્રો યોગ્યતાળું કરો જગત,
સજો બ્રહ્મસમારંભ, બ્રહ્મ સ્વયં પધારશે.'

બ્રહ્મર્ષિઓ કેરી સ્તુતિ સ્વીકારીને
સૌ જ્ઞાનના આશ્રયધામ ધર્મિલા
નિર્ધાર ધાર્યો હરિએ મહામને;
વર્ષેલ બ્રહ્મામૃત રામસેતુએ
વર્ષાવવા એ ઉપનિષદો વળી.

### અધ્યાય ૭ મો · ગાયત્રી-ઉપનિષદ

ગંગા-કિનારો, વિભુ વિશ્વમંદિર,
બ્રહ્મજ્ઞ બ્રહ્મર્ષિગણો તપોનિધિ;
ભૂમંડળે એ વર યોગ ભાળીને
માંડ્યો હરિએ વળી બ્રહ્મસત્ર ત્ય્હાં:
બ્રહ્માંડમાં બ્રહ્મવિભૂતિ સ્થાપતો.

તે દિને દુંદુભિડંકો મધ્ય મધ્યાહ્નનો થયો,
કાશીપુરી-જને ત્ય્હારે જાણવા જેવું જાણિયું:
'બ્રહ્મની બ્રહ્મપુરીમાં બ્રહ્મમંત્ર થશે મહત.
આજથી અગિયાર પર્વો કાશીવિશ્વેશચોકમાં
ચન્દ્રિકામાં ચન્દ્રવંશી કથશે ઉપનિષદો.
બ્રહ્મસત્રે 'બ્રહ્મમન્ત્રો બ્રહ્મ સ્વયં વહાવશે.'
સજ્યો બ્રહ્મકુમારોએ સોહાગી બ્રહ્મમંડપ;
ધ્વજો રોપ્યા, તોરણો ત્ય્હાં બાંધ્યાં મન્દારપલ્લવે;
ભરી સિંહાસને ભાવે ફરતી ફૂલમંડળી.
પરાગે પુષ્પમાળાઓ લોચે લચી નમી જતી;

મ્હેકન્તા અગરુધૂપો ઊડે મંડળ-મંડળે;
બેસે પુષ્પતોરણોની ધ્વજોની પાંખડે જઇ
ચન્દને કેસરે લીંપ્યુ શ્રી હરિનુ સિંહાસન.
તે તિથિએ સાયંકાળે સાયંઆરતજ્યોતમાં
સ્વય વિશ્વેશનાં કીધાં ભાવિકે વિશ્વદર્શન;
ઘટાના મંજુલ બોલે નન્ત્રો અગમ્યના સુણ્યા.
પ્રારબ્ધ શા વિસ્તરેલા પછી વિશ્વેશ ચોકમાં,
વ્યોમ કેરે ચન્દરવે, અન્તરિક્ષ – ઉઘાડમા,
ચન્દ્રિકા નિઝરતી'તી; ત્યહાં બ્રહ્મસભા મળી
હતી બ્રહ્મસભા એહ બ્રહ્મ બ્રાહ્મણ-વર્ણિલો
બ્રહ્મવેત્તા બ્રહ્મર્ષિઓ, યાજ્ઞિકો, ને તપોધનો,
ત્યાગી, વૈરાગી, સંન્યાસી: મળ્યા'તા બ્રહ્મમડળે.
સુભદ્રા રુકૂમિણી સંગે તેજસ્વી ઋષિપત્નીઓ,
વર્ચસ્વી બ્રહ્મબાળાઓ બ્રહ્મની પાંખડી સમી;
તારાઘેર્યો ચન્દ્રમા શા પધાર્યા ત્યહાં હરિવર:
પધાર્યા દેવસભામાં મહાકીર્તિ મહેન્દ્ર શા.
આગે આગે બ્રહ્મમન્ત્રો ભણે બ્રહ્મર્ષિમંડળ.
હરિ વિશ્વેશને વન્દ્યા, વન્દ્યા બ્રાહ્મણવૃન્દને;
યજ્ઞ ઇન્ધન પ્રજ્વાળ્યાં, બેઠા સિંહાસને જઈ:
જાણે અમૃતનો કુંભ આવ્યો બ્રહ્મસભા વિશે.
સમીરો ચમ્મર ઢોળે, ચન્દ્રમા અમૃતો ઝરે;
કલ્પવૃક્ષની કૂંપળોની માળા ત્યહાં વ્યોમથી પડી.

અદૃશ્યને આગણેથી · ન પેખે અર્પનાર કો. •
બ્રહ્મભાવે, બ્રહ્મસ્વરે, બૃહદ્ બ્રહ્મર્ષિમંડળે,

પછી શ્રી હરિએ પૂછ્યુ 'શી ઇચ્છા છે? ઋષિવરો!'
પૂછી બ્રહ્મર્ષિને બોલ્યા મહાશબ્દે મહન્તજી:

'જન્મોત્સવ ગાયત્રીનો વર્ષાવો શ્રવણામૃતે,
ગાયત્રીનુ જન્મપર્વ ઊજવો આજ, શ્રી હરિ!'

બ્રાહ્મણોનુ બ્રાહ્મણત્વ ગાયત્રી માત વેદની
ઊઠી બ્રહ્મજિજ્ઞાસાના સુણી બ્રહ્મર્ષિશબ્દ એ

આનન્દ્યા આનન્દભાવે આનંદમૂર્તિ શ્રી હરિ.
દિશાઓની પડી આંય હેરતા હેરતા દીઠી

ભદ્રાની સ્હોડમા બેઠી હરિએ બ્રહ્મપુત્રીને:
વાગીશ્વરી બ્રહ્મપુત્રી સાભરી આવી શારદા

પછી ત્યહા હસકંઠે હંસના કલબોલથી
વદ્યા હરિ પૂર્વવાર્તા પ્રાચીનો માહીં પ્રાચીન:

હતું એ જગત્-જ્ઞાન જગતના જન્મકાળનું.
સ્વહસ્તનો હસસ્વર હંસવાહિનીએ લઈ

શારદાએ હંસ-બોલે ગાયો ગાયત્રી-ઉત્સવ.
'ધેનુમાથી દૂધશેડો વહે છે વરદાયિની;

એમ ગાયત્રીમન્ત્રેથી વહે વેદચતુષ્ટય:
ગાયત્રી-જન્મોત્સવનૂ ભાખ્યું એ ઉપનિષદ.

गायत्री उपनिषत्
ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्

ॐ સુખ તેજ છે, દુઃખ અન્ધકાર છે;
જીવન તેજ છે, મૃત્યુ અન્ધકાર છે;
સર્જન તેજ છે, પ્રલય અન્ધકાર છે.

દિવસ ને રાત્રિના જેવી,
અન્ધારિયા ને અજવાળિયાના જેવી,
તલક-છાંયડીની જગત્ બ્રહ્મરમત છે,
જગત બ્રહ્મરમત છે

તેજ શું છે? અન્ધકાર શુ છે?
જન્મ શું છે? મૃત્યુ શું છે?
દિવસ શું છે? રાત્રિ શું છે?
જ્ઞાનદૃષ્ટિએ એ અતિ પ્રશ્નો નથી?

દિવસ ને રાત્રિની ઘટમાળ,
શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષની પેઠે,
ભરાય છે ને ઠલવાય છે:
આભના પાતાળ-કૂવામા.

એ હતી ઉત્તરધ્રુવની કાલિમા.
શાહી ઢોળાઈ હોય વિશ્વ ઉપર,
એવુ વિશ્વ હતું ભૂસાયેલુ:
અદૃશ્ય પ્રારબ્ધના જેવું અદૃશ્ય.

એ અન્ધકાર હતો :
ઊંડા ગર્તમાંનો અન્ધકાર હતો;
વિશ્વની ગુફામાંનો અન્ધકાર હતો;
પરબ્રહ્મના પડછાયા શો અન્ધકાર હતો.

ખટમાસની એ હતી રાત્રિ.
આભનાં અતળ જળ પાથર્યાં હોય,
એવો પાથરેલો હતો અન્ધકાર:
યમદેવના અંગરંગ સમોવડો.

કાજળથી અંધકાર કાળો હતો;
પાપથી અંધકાર કાળો હતો;
નરકથી અન્ધકાર કાળો હતો;
નિદ્રાની નહિ; સ્વપ્નની હતી એ તમિસ્રા.

સૃજન પૂર્વે અન્ધકાર ડોલે છે;
પ્રલય પછી અન્ધકાર ડોલે છે;
એવો એકમાત્ર તેજશૂન્ય .
ડોલતો હતો અન્ધકાર.

નદી મપાય; સાગર મપાય;
આકાશ છે અમાપ:
એવાં અમાપ હતાં
અન્ધકારનાં એ આકાશ.

કમળની પાંખડીઓ બિડાય,
એવું બિડાયેલું હતું બ્રહ્માંડકમળ.

પરમાત્માના પોપચાયે
જાણે મીંચાયેલા હતા

જગત્ ઊભુ હતું, પેખતું નહિ ·
એ ભિડાયલુ હતું
અન્ધકારની પાખડીઓમા

દુર્ગતાની ક્ષપો વીતે,
મહાવિપત્તિઓની રાત્રિઓ વીતે,
એવા વીતતા અન્ધારના પખવાડિયા.

પછી મટમટવા માડ્યુ મહાતેજ.
ઘૂઘટમાથી પાપણો મટમટે,
એવી મટમટતી હતી
પ્રભાતની પ્રથમ કિરણાવળો

સઞ્જીવનની ઊર્મિઓ જેવી,
જન્માન્તરના મોજાઓ જેવી,
છલકાવા માડી પછી
મહાતેજની પહેલ્વી છાલકો

જીવન તેજ છે,
મૃત્યુ અન્ધકાર છે,
જીવન ને મૃત્યુથી પર છે,
એ છે અમૃતત્ત્વ

વિદ્યા તેજ છે,
અવિદ્યા અન્ધકાર છે;

તેજ-અન્ધકારથીયે પર
છે પરાવિદ્યા
પરાવિદ્યાને પડછે
વિદ્યા – અવિદ્યા છે અન્ધકાર

પ્રેરણાના ફુવારા ફૂટે છે;
આયુષ્યના ફુવારા ફૂટે છે;
પ્રાચીમા એવા ફુવારા ફૂટતા
કારમી કિરણાવળોના :
જાણે જગત ઊછળતું ન હોય!

કિરણાવળો કહેતી'તી કે,
કહેતી'તી કે, વહેતી'તી કે,
દિવસના તેજ જેવુ ઘડીકનુ,
ત્હોયે જગત છે મહાતેજ.

એ મહાતેજના ઓવારેથી પ'ઠી
આદેશના ઉચ્ચરતા બ્રહ્મર્ષિએ
ત્રિકાળનો કીધો બ્રહ્મનાદ:
જાણે બ્રહ્માંડ સ્વયં બોલ્યુ

हरि ॐ तत्सवितुर्वरेण्यं
भर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात्।

અને એમ ઊજવાયો
ભગવતી ગાયત્રીનો જન્મોત્સવ.
ગાયત્રી છે જગતની સંજીવની.

સુખ તેજ છે, દુ:ખ અન્ધકાર છે;
જીવન તેજ છે, મૃત્યુ અન્ધકાર છે,
સૃજન તેજ છે, પ્રલય અન્ધકાર છે.
દિવસ ને રાત્રિના જેવી,
અન્ધારિયા ને અજવાળિયાના જેવી,
તલક-છાંયડીની જગત્ બ્રહ્મરમત છે.

જગત્ બ્રહ્મરમત છે.

ॐ शान्तिः शान्तिः शान्तिः; हरिः ॐ शान्ति ।
શ્રી હરિએ બ્રહ્મકંઠે બૃહદ્ બ્રહ્મમંડળે
એમ જન્મોત્સવ-પર્વ ગાયું ગાયત્રીનું ત્યહાં.
પહેલ્લી વર્ષાનાં ફોરે પૃથ્વીની તૃપ્તિના સમી
અંશત: બ્રહ્મર્ષિઓએ બ્રહ્મતૃપ્તિ અનુભવી.
અને એ પૃથ્વીગન્ધાના સુગન્ધે ઋષિઓ વદ્યા:
'નિત્ય નિત્યે કૃપાભાવે આવું આવું કહો, હરિ!
અપાર દર્શન આપો દાખવો દષ્ટિપારનું.
કાશીમાંયે કવ્હારેક આ સાપડે શ્રવણામૃત.
આથીયે અધિકાં કાજે બ્રહ્મરો! કાલ આવજો.'
વેરાણી બ્રહ્મસભા એ વેરાતા તારલા સમી;
અને ગૃહે ગૃહે ગાજ્યો શ્રી હરિનો જયો જયો.

જગત વહન્તાં સવિતા ધુવે તમસ્;
વરેણ્ય ભર્ગોભરે બ્રહ્મભાસ્કર,
એવી ભરે અન્તર આત્મપ્રેરણા.
મૃત્યુંજયી મન્ત્ર જ મૃત્યુલોકનો
ગાયત્રી છે વિશ્વની કામધેનુ આ.

## અધ્યાય ૮ મો · ગહનતા ઉપનિષદ

નીખેં ઊંડી અન્તરદૃષ્ટિએ જગત,
જુએ જગતશાયી જ્વલંતને જ એ;
ચૈતન્ય છે પાર્થિવ તો પ્રબુદ્ધને.
ઉઘાડી અન્તર્પટ પૃથ્વીને પડ્યા
પ્રિછાવતા પાર્થિવની ગિરા હરિ.

વળી રાત્રિ આથમી, ને પધાર્યો દિન દીપતો;
વળી પાછો નવો ભાનુ ઊગ્યો વિશ્વેશમંદિરે:
કાશીના કૌતુકાગારે તેજની ગાર લીંપતો.
બ્રહ્મભૂષ્યા બ્રહ્મચારી, મુમુક્ષુ બ્રહ્મચારિણી,
ઢાળે સૌંદર્યના ભાવો મંડપની સજાવટે:
સજી સૌંદર્યના સાજ આત્મરંગથી ઓપતા.
વિધાત્રીએ લખી વાતો કહે-સુણે પરસ્પર;
એમ આનન્દ-ગોષ્ઠિમાં સાનન્દ પ્રહરો વીતે.
વળી પાછી પડી સન્ધ્યા, સન્ધ્યાની આરતી થઈ;
નિમન્ત્યાં પૃથ્વી ને સ્વર્ગ વિશ્વે વિશ્વેશદર્શને:

મંજુ મંજુલ ઘંટાના મંજુ મંજુલ બોલથી.
આવ્યાં પ્રોત્સાહને પ્રેર્યાં ગુરુસંગે ગુરુકુલો;

ઋષિઓ, ઋષિપત્નીઓ, આવ્યા આશ્રમ આશ્રમ.
બ્રહ્મજિજ્ઞાસુ બ્રાહ્મણોની વળી બ્રહ્મસભા મળી.

ધૂપ કીધા, યજ્ઞ માંડ્યા, મન્ત્રો ભણ્યા; અને પછી
બ્રહ્માંડ કેરા ભેદોને વાંચન્દા શ્રી હરિવર.

પદ્મપાંખડી સોહન્તા પદ્માસને પધારિયા.
ગજાવ્યો ત્ય્હાં મહન્તે એ ઓંકાર બ્રહ્મશંખનો.

શબ્દનાં કિરણે ખોલી ગુહ્યતા ગેબી ગેબની.
ભૂગર્ભ શી હરિ ભાખે પાર્થિવોની નિગૂઢતા.

गहनता उपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्

ૐ વસ્તુ વસ્તુની છે વાણી;
ને સ્હમજે છે તે તે વસ્તુમંડળ :
મયૂર-બોલનો મર્મ મયૂર પ્રીછે.
સૂર્યની ગિરા છે તેજ;
ગેબની ગિરા છે ગહનતા.

૧

મેઘાડંબર સમું ઝોલાં ખાતું હતું મહાવન, અને એ મહાવન મધ્યે મહર્ષિનો હતો આશ્રમ. સમીપના સરોવર સમા મહર્ષિ ભર્યાભર્યા હતા.

સંધ્યાકાળ હતો. પૃથ્વી-આભમાં ઢોળાય છે એ અન્તરિક્ષને ઘાટે દિવસ અને રજની વાતો કરતાં ઊભાં હતાં.

સાયંકાળનો હોમ થઈ ગયો હતો દિશાઓની ઝાલરો ઢળી ગઈ હતી. અન્યે અણદીઠું ને અણસાંભળ્યું મહર્ષિએ દીઠું-સાંભળ્યુ: આગામીને આવતું જોયુ.

મહર્ષિ બોલ્યા: 'આ હરિણો ભડકે છે શાને? આ વૃક્ષપત્રો ફરકે છે કેમ? આ ઘટાઓ ગાજે છે શાથી? ઘોડીલાની આ ઘૂઘરમાળ ઘમકે છે કોની? જાવ; જુઓ; સત્કારો. અતિથિદેવ આવે છે.'

સૌની કાનમોરી ચમકી, ઊભી થઈ. આંખો દિશાઓને પૂછવા લાગી. એક મ્હેરોણુઝાધારીને ને મોખરે વડલાના થડ સમા મહાકાય માનવમોભને લઈ આશ્રમબાળ આવ્યો ને બોલ્યો: 'વન્દના છે ગુરુદેવને. હસ્તિનાપુરથી રાજરથ લઈ મન્ત્રીશ્વર ને રાજસારથિ પધાર્યા છે-રાજસૂય-યજ્ઞમાં તેડવાને.'

રાજમન્ત્રીએ ને રાજસારથિએ નમઃ-અંજલિ કીધી, કુશળવાર્તા પૂછી, ને સાક્ષી પૂરી. 'રાજરાજેન્દ્રે ને રાજમાતાએ ચરણવન્દના કહાવી છે, ને કહાવ્યું છે કે યજ્ઞોત્સવમાં પધારો; યજ્ઞોત્સવ ત્યહારે સફળ થશે. રાજરાજેન્દ્ર સ્વયં પધારવાના હતા આગમન્ત્રણે. બીજાં ઋષિમંડળો ને રાજમંડળો મહેમાનીએ પધાર્યાં; તેથી રાજરથ લેઈને મ્હને મોકલ્યો છે.'

મહર્ષિએ કહ્યુ: 'થાક ઉતારો, રાત્રિ રહો, વનનાં
કાચાં-પાકાં આતિથ્ય લ્યો પ્રભાતે ચાલીશુ
આશ્રમમંડળ સૌ સાબદા થજો: સઘળોયે-
આશ્રમ-પરિવાર '

પ્રભાત પડયું; સ્નાન-સંધ્યા હોમ થયા; ને
આશ્રમ માર્ગમાં ઠલવાયો શિષ્યમંડળને-
પાયપડછન્દવે ધરણી ધણુધણુતી

બપ્પોરા નદીઆરે ગાળ્યા. સન્ધ્યાકાળ
સરોવરપાળે પડયો. પાંદડામાથી સન્તાયેલાં
અન્ધકારનાં કિરણો વરસ્યાં

ઋષિમંડળ નિત્યકર્મથી પરવાર્યું, હોમાગ્નિ
પ્રકટયો ને પૂજાયો. વનફળ વીણ્યાં ને આરોગ્યાં.
સરોવરજળમાં આભ ઝોલાં ખાતું હતું. હોમાગ્નિ-
ફરતું આશ્રમમંડળ જામ્યુ.

રજનીના પાણી ચ્હડતાં હતાં.

૨

શિષ્યમંડળમાથી એકે પૂછ્યુ: 'ગુરુદેવ! આ
સરોવરજળમાં ગગનમંડળ ઝોલાં ખાય છે, તેમતેમ
હૈયામાં પ્રશ્ન ઝોલાં ખાય છે કે તારામંડળને આકાશ-
મંડળ વીંટી વળ્યુ છે એ આકાશમંડળ હશે શું?
ભેદોના ભીડેલા દરવાજા ઉઘાડશો?

મહર્ષિએ પ્રતિપ્રશ્ન કર્યો: 'નિત્ય નિરખો છો એ આજે પ્રશ્ન કેમ જાગ્યો? જળ ભરવાને ગયા હતા, ત્ય્હાં જળહીંચકાઓ જોઈને હશે.' પછી સરોવરમાં જોયુ; ગગનમાં મીટ ભરી; હોમાગ્નિમાં આંખ પરોવી: બોલ્યા: 'આકાશમંડળ એટલે અન્ધકારની પાટીએ તેજના અક્ષરો.'

'એ તો ગહનને ગહનતાથી રંગ્યુ' શિષ્યમંડળી ગાજી ઊઠી.

'વસ્તુમાત્ર ગહન છે; ને વસ્તુથી શબ્દ ગહન છે. સર્વોત્તમ શબ્દ એટલે ઉપમા. વસ્ત્રાલંકારની પેરે ઉપમાઓ દાખવે છે એટલું ઢાંકે છે.'

મહર્ષિ બોલ્યા: 'સાદી વાત છે: સાંભળો. પાળમાંની પેલી પથ્થરકણિકા લાવો; ચકચકે છે તે.'

વડો વિદ્યાર્થી ઊઠ્યો; તળાવપાળે ગયો; ચક-ચકતી પથ્થરકણિકા લાવ્યો. આછા રતુંબડા રંગે રંગેલી, મોતીની છીપના પાસાની, કણિકા હતી.

'આ વગડાની પથ્થરકણિકા કાળ જેટલી ગહન છે; જાણો છો? આ કણિકામાં ઇતિહાસો છે.'

'વગડાની પથ્થરકણિકામાં યે ઇતિહાસો!'

શિષ્યમંડળી આશ્ચર્યભાવમાં ડૂબી.

'આ એકએક તારલો તગતગે છે એ યુગયુગાન્તરના ઇતિહાસ ઉચ્ચારે છે; એમ આ સરોવરની એકેએક

પથ્થરકણિકા જગત્-ઇતિહાસનુ એકએક પ્રકરણ છે'
મહર્ષિએ કાળપ્રવાહમાં આંખ ભરીને કહ્યુ.

તળાવ ઉપર દક્ષિણ વાયુની વાયુલહરીઓ વાતી હતી,
ને પાણી-પગથારે જલલહરીઓ પાડતી હતી. કંઈક
ગૂઢ મન્ત્રાવલિઓ પવન પાણીપગથારે લખતો હતો.
મહર્ષિ એ વાયુલહરોની ને જલલહરોની મન્ત્રાવલિઓ
વાંચતા જતા, ને પથ્થરકણિકામાંની મંત્રાવલિઓ
ભાખતા જતા. અગમ્ય એમને ગમ્ય હતું.

મહર્ષિએ યુગયુગાન્તરની વાર્તા માંડી.

૨

યુગયુગાન્તર પૂર્વે આ સરોવર હતું ખીણ.
અને ખીણેકાઠે હવેલી ઊંચો હતો ડુગર. એ ડુંગર-
શિખરે હિમપત્રધારનુ આરસછત્ર હતું

લક્ષાબ્દીઓએ એ આરસને ધોયો ને દૂધ-ઊજળો કીધો.

પછી પાણીએ મહીં શારડીઓ મૂકી કાણા પાડયાં. એ
કાણાંઓની ફાટરેખા થઇ. અને પછી પવનઝાપટાએ
પથ્થરપાટોને ચીરી નાખી, બાળકો રમતાં રમતાં
ફાટેલાં તાડપત્રોને ચીરી નાખે છે તેમ વાવાઝોડાંઓની
એ રમત હતી.

જીરણ હવેલીના ઝરૂખા પડે તેમ ગિરિશિખરની
આરસશિલાઓ પડી, જાણે ડુગરને દેવનાં બાણ વાગ્યાં
ને અંગછેદ થયો.

પછી?–પછી સહસ્રાબ્દીઓ વહી ગઈ. એ આરસશિલાઓએ હરિશ્ચન્દ્ર-તારામતીને નીરખ્યાં, રામસીતાનાં દર્શન કીધાં, કુન્તા દ્રૌપદીને સ્નાન કરાવ્યાં. શ્રી હરિ કુરુક્ષેત્રે જતા હતા ત્યારે એ શિલાપાટે બેસીને સરોવરજળના અરીસામાં ભાગ્ય વાંચ્યાં હતાં.

એમ યુગ ઊગ્યા ને એમ યુગ આથમ્યા યુગેયુગે આરસશિલાઓને કાળહથોડા માર્યા, અને પછી પવન-ચક્કીઓમાં પિસાઇ.

ધીરેધીરે ડુંગર પડ્યો, ને રજકણ રહ્યાં; ધીરેધીરે ખીણ પુરાઈ, ને સરોવર થયુ; ધીરેધીરે પાળો બંધાઈ, ને અવાહ થંભ્યા.

પાણીએ પાછા શિલાખંડોને ધોયા, ને શિલાકળીઓ કીધી. કાળે કરીને શિલાકળીઓની પાંખડીઓ વેરાઈ, પાળચક્રમાં પથરાઇ. એ આ પથ્થરકણિકા જીભ પ્રગટે ને જન્માન્તરની કથા કહે, તો પથ્થરકણિકા યુગયુગાન્તરના ઇતિહાસ ઉચ્ચારે. કદાચ ગંગાની પૂર્વે આ પથ્થરકણિકાનો જન્મ હોય.

૪

આભ ગહન છે; તેજ ગહન છે; અન્ધકાર ગહન છે; દક્ષિણ વાયુ ગહન છે; સરોવરમાંનો કમળસુગંધ ગહન છે; એવી આ પથ્થરકણિકા ગહન છે પથ્થર–કણિકાના બોલ પણ અગમ્યના બોલ છે. જગત્

ગહનતાનું ઘર છે; વસ્તુમાત્ર ગહન છે. પથ્થરકણિકાના બોલ અગમ્યના બોલ છે.

વસ્તુના ગુણ ગહન છે, ગુણથી શબ્દ ગહન છે. કારણ કે ગુણ અણુપરમાણુના ઉચ્ચાર છે, શબ્દ વાયુના ઉચ્ચાર છે.

વાણી ગહનતાનાં બારણાં ઉઘાડે છે, એટલું આચ્છાદે છે: વીજળી દાખવે છે ને સન્તાડે છે તેમ.

જુવો પેલો સરોવર પગથાર. સરોવર-પગથારે ઊર્મિઓ ઊછળે છે, દીવડા જેવા મહીં તારલાઓ ઊછળે છે. એ તરંગોને ને તારલાઓને જળઝૂલે ઝુલાવે છે કોણ?' બ્રહ્મબાળકોને મહર્ષિએ પ્રશ્ન પૂછ્યો.

'એનો ઉત્તર અઘરો નથી. જળપગથારે તરંગોને ને તરંગશિખરે તારલાઓને ઝુલાવે છે એ તો છે વાયુલહરીઓ.'

'ખરું એ તે દીઠી કે અનુમાની?' વળી મહર્ષિએ પૂછ્યું :

ક્ષણેક બાળમંડળ મૌન રહ્યું; વિચાર્યું. પછી ચકોર ઋષિબાળ બોલ્યો : 'બુદ્ધિએ દીઠી'

'સાચું. સત્યનો અવતાર થયો ત્હમારા મેધામંડપમાં. બુદ્ધિથી પેખજો નભોમંડળ પાર. ઇન્દ્રિયોથી અગોચરને પેખે છે બુદ્ધિ.'

૫

'આકાશ એટલે અન્ધકારની પાટીએ લખેલા તેજના અક્ષરો.'

'ત્‍હારે એ લખે છે કોણ? ગુરુદેવ!' ફૂલવેલેથી ફૂલ કો ખરે, એમ બ્રહ્મમંડળમાથી બાળ-બ્રહ્મચારી કો બોલ્યો.

'ગહનોમાંનોયે ગહન પ્રશ્ન પુછાયો;' મહર્ષિ બોલ્યાઃ 'અને ગહનતામાં વિચરવાને સજ્જ થાવ. ચાલો.'

'મૌનના બોલ કદી સાંભળ્યા છે? એ છે મૌનના બોલ; ને કાળનાયે કાળની—મહંકાળની અંગુલિ આલેખે છે આકાશમન્ત્રો. કાળબોલ એટલે બ્રહ્મબોલ. વિશ્વની એ છે આકાશવાણી.

ત્‍હારે પૂછશો કે એ શું લખે છે? સાંભળો. ક્ષિપ્રાને આરે મહંકાળની મૂર્તિ બોલે છે કે, આ સાંદીપનિ વેદશાળાના કાળમન્ત્રો વાંચો. એમ મહંકાળની અંગુલિ આભને આરે લખે છે કે, મૌનને સાંભળો, અગમ્યને પેખો, અણઉકલ્યું વાંચો, અગોચરને સ્પર્શો, આભ-પડદાઓની ભીતર નીરખો.'

'આભના પડદા શાને ઢાળેલા છે? બ્રહ્માડને? અગમ્યને આચ્છાદ્યાં છે કેમ? બ્રહ્મબોલને ઢાંક્યા છે શે?' બાળમંડળીએ પૃછ્યું. પૂછતાં સંકોચાય નહિ તે પામે.

'દેહીને દેહના પડદા છે, દેહને ત્વચાના પડદા છે,
એમ બ્રહ્માંડને આભના છે પડદા બ્રહ્મને બ્રહ્માંડના
પડદા છે, એમ બ્રહ્માંડને આભના પડદા છે દાનથી
ગુપ્તદાન અધિકું છે, એમ જ્ઞાનથી ગુપ્તજ્ઞાન
અધિકુ છે; પડદા આગળનાથી પડદા પાછળનુ
અધિકુ છે. માટે અધિકારને શોધે છે સૌ હૈયે તો
હીરો ઘડીક હોય; અધિકું પેટીને પડદે હોય.
એથીયે અધિકુ–અધિકું–અધિકું, સહસ્રાબ્દીઓ
ને લક્ષાબ્દીઓ, હીરલો ખાણુને પડદે હતો. જ્ઞાન
ઇન્દ્રિયગમ્ય છે, એથી કોટયવધિ અગમ્યના
આચ્છાદનમા છે. ઇન્દ્રિયો પેખે છે એથી બુદ્ધિ અધિકુ
ને ઊડરું પેખે છે. સાભળી ટયો આ છેટલો
છેલ્લો બોલ : અગમ્યને વાચે એ આત્મા.'

પછી નવો સૂરજ ઊગ્યો, નવું સ્હવાર પડ્યુ,
ને ઋષિમંડળ મહાવનમા માગ પડ્યું.

આકાશ મૌન છે કે બોલે છે?
બ્રહ્માંડ સાંભળે છે ગેબનો ઘોષ
અણુઅણુના છે ઉચ્ચાર.
મૂક સૌ નિ:શબ્દ નથી;
મૌન છે મુનિઓની મહાવાણુ.

ॐ શાન્તિઃ શાન્તિ શાન્તિઃ; હરિ ॐ શાન્તિઃ।'
વિશ્વે વિશ્વેશની વાણી શમી ભાસન્તીના શમે;

એવી એહ મહાવાણુ હરિની શમી–ના શમી,
શ્રોતાઓને હૈયે હૈયે ગાજે ધ્વનિ-પરંપરા.
ભેદો બ્રહ્માંડના જોતી, ગૂઢ–નિગૂઢ વાંચતી,
બ્રાહ્મણોને બ્રહ્મદૃષ્ટિ દીધી ભાવે હરિવરે:
પછી સભામંડપનાં પુષ્પ–પુષ્પ ચૂંટી–વીણી,
'ધન્ય, હરિ!' 'ધન્ય ધરા!' ધર્મના ધન્યવાદના
શબ્દ-શબ્દથી સોહન્તા બ્રહ્મજ્ઞો આશ્રમે ગયા:
ધર્મપુરે શેરી-શેરી ધર્મઘોષે જગાડતા.
આગઓની પાર જોતી વેધક જ્ઞાન-દૃષ્ટિનાં,
ભેદીલી ગહનતાનાં, ઊઘડ્યાં દ્વાર તે દિને.
કહેવા વાર્તા દિશાઓને ચન્દ્રમા ગેબમાં ગયો.

મણિ કહે એ અમણિ નહીં કહે,
જે જે કહે તેજ, તમમ્ કહે નહીં;
પૃથક્ પૃથક્ તેજ તિમિરની ગિરા.
કેં ગેબનાં ગૂઢ-નિગૂઢ ખોલતી
અગાધની વાણુ અગાધ ઉચ્ચરે.

## અધ્યાય ૯ મો - સૌરભોપનિષદ

પુષ્પે-પુષ્પે સૌરભો ભિન્નભિન્ન,
ન્યારા-ન્યારા છે ગુણો તત્ત્વતત્ત્વે;
એવા ન્યારા માનવી-માનવીના.
હીરામોતી હીલમો નીલમોની
વિશ્વેશે આ ગૂંથી છે વિશ્વમાળા.

વળી નવો દિન આવ્યો, વળી આવી નવી પ્રભા.
સ્હવારે પડતે પ્હોરે હરિએ પ્રાર્થને કહ્યું:

'ન્યારાં-ન્યારાં પુષ્પપુષ્પો ઉદ્યાને વીણી આવજો;
પારિજાતક, મન્દાર, મોગરો, પદ્મ, મલ્લિકા.'

પાર્થને પ્રાતઃ આદેશ કહી હરિ વને ગયા;
પ્રફુલ્લ્યાં વૃક્ષવૃક્ષોની ન્હ્હાળતા'તા ગુણાવળી.

ગૌરવે ગંભીરતા એ ભણાવે હરિને વનો.
એમ દિન વીત્યો સારો વીણતાં વીણતાં ગુણો;

સમાયું તેજ જૈ સૂર્ય, પૃથ્વીમાં છાંયડી પડી:
ઝર્યાં અન્ધારના ઓળા રાત્રિનાં પાંખપિચ્છથી.

વળી બ્રહ્મસભા જામી વારુ વિશ્વેશ-મંદિરે:
પધાર્યા પદ્માસનમાં શ્રી હરિ નીલપદ્મ શા.

યજ્ઞ થયો, શંખ વાગ્યો, થયા સૌ શ્રવણોત્સુક;
પાર્થ-વીણ્યાં પુષ્પપુષ્પે વધાવી હરિએ સભા.

જ્ઞાન-વિજ્ઞાનના મન્ત્રો હરિ ત્ય્હાં ભાખતા હતા;
શેરડીને નિચોવીને ; શર્કરા ઝ્હેંચતા હતા.

ઉરે ભર્યાં વહન્તા'તા પરાગો પુષ્પપુષ્પના
ઠેકાઠેકે કેડી ટ્હોકયા વિશ્વનો સારસૌરભ.

જગે પડતી'તી રાત્રિ; પડતી એહ રાત્રિમાં
પ્રકાશે બે વિશ્વદીપો ચન્દ્ર ને હરિચન્દ્રમા.

सौरभोपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्

ॐ સૌની સૌ સદ્આશાઓ ફળજો!
સૌના સૌ સદ્મનોરથો પાકજો!
વાવ્યાં ખેતર સૌનાં સૌ ઊગજો!
ભરેલા છે વસુન્ધરાના ભંડાર;
સૌના ભંડાર ભરાજો સદ્લક્ષ્મીથી.

## પ્રથમ કાંડ

પૂર્વે પુણ્યકેતુનામ ઋષિવર હતા. વનમાં વસતા, ને વનફળ ખાતા.

ટેકરીશિખરે હતું ઝુંડ; ઝુંડમાં તે રહેતા. ટેકરી ઉપરથી જગત્ જોવું એમને ગમતું. ગરુડ ગરુડમાળે રહે છે; મનુષ્ય વિચારઝુંડમાં રહે છે; તેમ તે ટેકરીશિખરે રહેતા.

મૂળે ઋષિવર હતા ઉંચ્છવ્રતિયા. પણ એક દિન એકે કહ્યું: 'પિપ્પિલિકાનું ખાઇ જાઓ છો; પિપ્પિલિકા ઉપાર્જવા જશે ક્ય્હાં? પુરુષ છો; પુરુષાર્થ કરો.' તે ઘડીથી પાંદડાં પાડી લાવતા ને ખાતા; જળાશયેથી જળ ભરી લાવતા ને પીતા.

ઋષિવરની પર્ણકુટિરે પધાર્યા ત્રણ ઋષિવરો: તપોધન વામિષ્ઠ્ય, મેધાવી ગાર્ગ્ય, ને બ્રહ્મમાર્ગી

કણ્વ એક સમિધ ધરી પ્રણમ્યા; એક ફળ ધરી પ્રણમ્યા; એક મધ ધરી પ્રણમ્યા ઋષિવરે પ્રણામ ઝીલ્યા, ને પ્રણામ વાળ્યા: ઉમળકાથી આવકાર્યા.

પછી તપોધન વાસિષ્ઠયે વીનવ્યુ: 'અમને ઉપનિષદ કહો.'

ત્ય્હાં ખરેનો પુણ્યકેતુ ઋષિવરે કહ્યુ: 'ત્હમે સૌ શ્રદ્ધાથી આવ્યા છો, ત્હમને ઉપનિષદ મળી ચૂકયું છે.'

જોયુ કે ઋષિઓને શ્રદ્ધા ન બેઠી ઋષિવરે કહ્યું: 'श्रद्धावान् लभते ज्ञानम्' એ શાસ્ત્રવચનથી.

ઋષિઓની મુદ્રાઓ હતી અશ્રદ્ધાળુઓની ઋષિ-વરે કહ્યુ: 'પિતા કને પુત્ર જાય, ગુરુ કને શિષ્ય જાય, ત્હેની સદ્ ઇચ્છાઓ તે પામી ચૂકયો છે પુત્રમા અશ્રદ્ધાળુ વૃદ્ધની પેઠે ખિન્ન મા થાવ. પૃથ્વી જેમ નગરોની આધાર છે, સાચી શ્રદ્ધા એમ જીવનકચારીઓ-ની આધારધારિણી છે ઋષિજનો! સાચી શ્રદ્ધાથી પધાર્યા છો, ઉપનિષદ પામી ચૂકયા છો.'

ઋષિવરે આશ્રમમાતાને સાકર્યાં–કહ્યુ. 'આપણે આંગણ અતિથિદેવો પધાર્યા છે; જળ-ફળાહારે સત્કારો.' અન્નપૂર્ણા સમા આશ્રમમાતા જઈ, જળ-ફળાહાર લાવી, ઋષિજનોના ચરણોમાં ધરી, ગયાં. કહેતાં ગયાં 'આરોગો.'

તપોધન વાસિષ્ઠયે કહ્યું: 'ખરે! સાચી શ્રદ્ધા પામી ચૂકેલી છે.'

પુણ્યકેતુ ઋષિવરે કહ્યું: 'શ્રદ્ધાળુઓએ માગવાનું ન હોય, માણવાનું હોય.'

## બીજો કાંડ

ઘડીક વાર ચારેય ઋષિવરો મૌન હતા. એ મૌનમાં ગહનતા બોલતી.

પછી વાસિષ્ઠય તપોધને કહ્યું: 'મહારાજ! ઉપ-નિષદ પીરસો કે આરોગિયે.'

પુણ્યકેતુ ઋષિવર હસ્યા. ને પછી, પૃથ્વી ધાન્ય પીરસે છે, અન્નપૂર્ણા ભંડાર ઉઘાડે છે, એમ અન્તરના ભંડાર ઉઘાડ્યા, ને બ્રહ્મજ્ઞાન પીરસ્યું. જાણ્યું કે સ્હમજુ અધિકારી છે.

ખરે જ ને! પછી પુણ્યકેતુ ઋષિવરે કહ્યું: 'શ્રવણની અંજલિએ સુણજો; હૈયાની અંજલિએ ઝીલજો; બુદ્ધિએ સાર સારવજો. સુગન્ધની પેઠે અન્તરને સુગંધિત કરશે' ને પછી ઋષિવરે કથા આરંભી.

'એક મધ્યાહ્નયોગે પૃથ્વીના પ્રથમ પુરુષ મનુ, જેમનાથી આ માનવવંશ ઊતર્યો છે તે, પૃથ્વીખોળે ઊભા હતા. ફરતું અજવાળું વરસતું; તાપ લાગતો; પણ સૂર્યને જોતા નહિ.

પછી સૂર્યનારાયણ નમ્યા; ને ઊતર્યા; ને બાળ મનુએ દીઠા. બાળ મનુને થયુંઃ 'સૂર્ય પડે છે; ઝીલી–ઝાલી લઉં.'

બાળ મનુ દોડયા; ખૂબ દોડયા; અપરંપાર દોડયા; વન વીંધીને દોડયા. દિવસનો છેડો આવ્યો, ને વનનો છેડો આવ્યો; પણ દિશાનો છેડો આવ્યો નહિ, સૂર્ય ઝલાયો નહિ. જ્ઞાનનો કે દિશાનો પાર કોઇ પામ્યુ છે?

સૂર્યને ઝાલવાને બાળ મનુ સાયંકાળ સુધી દોડયા. અથડાયા, પછડાયા; પડયા, ઊઠયા; વન ભરીને દોડયા. દિવસનો છેડો આવ્યો, ને વનનો છેડો આવ્યો; પણ દિશાનો છેડો આવ્યો નહિ, સૂર્ય ઝલાયો નહિ કે ઝિલાયો યે નહિ.

બાળ મનુને ભાસ્યુંઃ 'સૂર્ય પડે છે, ફૂટી જશે. ઝીલી લઉં કે ફૂટે નહિ.'

સાચે જ ને! પછી બાળ મનુના પાય થાકયા, નેમ ઝંખવાણું, ઉમંગ ઊપટયો; પણ દિશાછેડો દેખાયો નહિ, કે સૂર્યનારાયણ ઝલાયા નહિ.

સન્ધ્યાકાળે સૂર્યનારાયણ ક્ષિતિજ પાછળ સંચર્યા. બાળ મનુએ જાણ્યું કે નારાયણ ખીણમાં પડયા.

બાળ મનુને થયું કે 'પડેલો સૂર્ય ઊગતો હશે ખરો?'

એ રાત્રે તો થાકયાપાકયા બાળ મનુ હૈયામાં પ્રશ્નટંકાર સંઘરીને જ નિદ્રાખોળે પોઢયા. રાત્રિ ને નિદ્રા બડી વિસ્મરણીઓ છે'

પુણ્યકેતુ ઋષિવરની વાગ્ધારા અટકી મેધાવી ગાર્ગ્ય વદ્યા: 'ઉપનિષદ્ પીરસાયુ; અમે માણીએ છીએ.'

ઋષિઓએ મૌન ધારી ફળાહાર કીધો, જળપાન કીધું. એ મૌનમાં ત્યહારે શાસ્ત્રો સરજાતાં.

## ત્રીજો કાંડ

પછી સાચે જ નો બ્રહ્મમાર્ગી કણ્વ ઉચ્ચર્યા: 'મહારાજ! પીરસ્યુ; માણ્યુ: તૃપ્તિ કરાવો. અક્ષય-પાત્ર સન્મુખે અતૃપ્તિ ન હોય.'

પુણ્યકેતુ ઋષિવરે કહ્યું: 'અમૃતની તૃપ્તિ સાંભળી છે? ગુરુજન જ્ઞાનાકાશનાં બારણાં ઉઘાડે, ભમણમાં સંગાથે ન ઊડે. પન્થ-ભૂલ્યાને માર્ગ ચીંધાય, પન્થી પન્થીને સંગાથ ન અપાય.'

તપોધન વાસિષ્ઠય, મેધાવી ગાર્ગ્ય, ને બ્રહ્મમાર્ગી કણ્વ—ત્રણે ઋષિજનોએ પછી પૂછ્યું: 'પણ પછી થયું શું? બાળ મનુ જાગ્યા કે નહિ?'

ત્યહારે પુણ્યકેતુ ઋષિવર વદ્યા: 'નિદ્રા બે પ્રહરની છે, જીવન છ પ્રહરનું છે. જીવન એ અમૃત છે, અને

આયુષ્યં છે એ માણવાને; પણ ધર્મમાર્ગે ત્હમે જ ઉપનિષદ્ પૂરુ કરો. ત્હમારી શ્રદ્ધામેધા પ્રકાશશે '

વાસિષ્ઠય, ગાર્ગ્ય ને કણ્વ– ત્રણેય ઋષિજનોએ ક્ષણેક પરસ્પરનાં નેત્રમંડળમા નિહાળ્યુ; કીકીલખ્યા હૈયાલેખ વાંચ્યા; ને વધ્યા.

તપોધન વાસિષ્ઠયે કહ્યુ: 'પછી સ્હવાર પડ્યુ, ને સૂર્યનારાયણુ પાછા ઊગ્યા.'

'ખરે જ ને!' પુણ્યકેતુ ઋષિવર ઉચ્ચર્યા: 'શ્રદ્ધાળુ છો, ને શ્રદ્ધા બોલે છે. સાચે જ ને! સત્ શ્રદ્ધા સૌની ફળે છે. ત્હમારીયે ફળશે '

મેધાવી ગાર્ગ્યે કહ્યુ: 'સૂર્ય કોઈનો ઝાલ્યો ઝલાય નહિ '

પુણ્યકેતુ ઋષિવરે કહ્યુ: 'દુનિયાની વાડીઓમાં ઘૂમો, સુગન્ધ લ્યો. કોઈનીયે ઝોળીમાં દુનિયા। સમાઈ નથી, સમાશે નહિ.'

'જગત માણવાને છે, ઝાલવાને નથી ।વાડીની સૌરભ ઝલાય, સૂર્યચન્દ્રનાં તેજ ઝલાય, તો જગત્ ઝલાય: સ્રષ્ટાની સૃષ્ટિમાં વસ્તુ-વસ્તુના ને માનવી-માનવીના છે સૌરભ '

બ્રહ્મમાર્ગી કણ્વે કહ્યું: 'બાળ મનુ પછી નવ–મન્વન્તરના સંસ્થાપક ભગવાન મનુ થયા.'

પુણ્યકેતુ ઋષિવર વદ્યા: 'વૃક્ષ, પશુ કે મનુષ્ય-કો બાળક રહેવાને સરજાયુ નથી. બુદ્ધિવન્તાનાં બુદ્ધિનાં બારણાં સૌનાં ઊઘડે છે. બુદ્ધિ ઊઘડે, તે બાળક મટે.

ઋષિજનો! ખરે નો! ત્હમે શ્રોતા જ ન હતા, સહવિચારકો હતા. શ્રવણથીયે સહવિચારણા છે પરમ, જ્ઞાનપન્થ.

ઉપનિષદ્ કહેવાયુ. અમૃતત્વને પામજો; સૌ અમૃતત્વને પામજો.

સૌનો યે સૂર્ય ઊગશે.'

સૌની સૌ સદ્આશાઓ ફળજો!
સૌના સૌ સદ્મનોરથો પાકજો!
વાવ્યાં ખેતર સૌનાં સૌ ઊગજો!
ભરેલા છે વસુન્ધરાના ભંડાર;
સૌના ભંડાર ભરાજો સદ્લક્ષ્મીથી.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ હરિઃ ૐ શાન્તિઃ।

*એમ ભાખ્યા હરિએ ત્ય્હાં સુગન્ધો સત્ત્વસત્ત્વના;*
*ગુણીના ગુણભંડારો પ્રિછાવિયા પૃથક્ પૃથક્.*

વિશ્વે વાક્ફોરમો ફોરી હરિની હિતવાહિની;
સૌરભોના સૌરભોથી મ્હેકી રહ્યું સભાગૃહ.

ના દીઠું, ના સુણ્યું કો દી, એ, ઇન્દ્રિયો થકી પરું,
નિત્યશઃ અન્તર્યામીએ એકમાત્ર અનુભવ્યું;

દાખવ્યું ત્ય્હા બ્રહ્મજ્ઞોને, હસ્તામલકના સમ્રુ.
'ॐ तत्सत्' 'ॐ तत्सत्' મન્ત્રે વિશ્વવિશ્વેશમંડપ
ગજાવતી બ્રહ્મસભા વેરાણી એ પરાગિણીઃ
લેઈ લેઈ પરાગોને હરિના પાયપદ્મના.
ને જાજ્વલ્ય ઋષિવાણી નિર્ભ્રાન્ત વહતી હતી,
ભાખતી'તી નિત્ય સત્ય. 'સૌનોયે સૂર્ય ઊગશે'
હરિ હસ્યા બ્રહ્મહાસ્યે સત્યનું સત્ય સાંભળી
ચન્દ્રિકા ઢાળતો ચન્દ્ર જગે આથમતો હતો

વિશ્વે રહોતા સૂર્ય કે ચન્દ્રતેજ,
વિશ્વોદ્યાને વિશ્વવિભૂતિઓ છે,
ના–ના છે ના વીણવા–પૂરવાને,
સદ્ધર્મી સૌરભો માણવાને
આનન્દો એ દર્શનેથી, ન સ્પર્શો.

## અધ્યાય ૧૦મો · વિકાસોપનિષદ

વસન્તના વાસ્તવવાદના સમો,
બ્રહ્માંડવ્યાપી, ભુવનેશ નિર્મિયો,
અનન્તના વાસી અનાત્મ–આત્મનો
ત્ય્હાં વિશ્વસિદ્ધાન્ત વિકાસનો કહ્યોઃ
જગતહિતસ્વી હસતા હરિવરે.

નીતર્યાં પ્રભાત. કેશ તેજે તેજસ્વિની થયે
ગંગાએ નિત્યના ભાવે સ્નાનાર્થે શ્રી હરિ ગયા.

ગંગાનાં પુણ્યોદકને કરે શ્રી હરિ પાવન.
આવ્યા'તા બે બ્રહ્મચારી તારાસ્નાને ત્યહાં જળે.
ગેખ્યા'તા પાછલી રાતે મન્ત્રો કૈં ન્યાયશાસ્ત્રના.
લખે એક જલોર્મિમા स एव वामदेव છે;
स एव શુ વામદેવ? લખે બીજો બીજી પળે:
જલોર્મિ અક્ષરે ચર્ચા કરતા ન્યાયશાસ્ત્રની.
એક કહે 'સત્ય છે એ'; એક કહે 'અસત્ય છે';
પારખી કોણ આપે ત્યહાં સત્યાસત્યનુ પારખું?
હરિ સુણે જ્ઞાનચર્ચા બન્ને વાસ્તવવાદીની;
વિચારે, વળી વાગોળે, વાગોળી દૂધ સારવે;
સારવી સંભરે હૈયે; હૈયુ એમ પ્રફુલ્લતું.
ઘોડિયે ધાવણુ બાળ, વને કિશોર મસ્તીલો,
ગુરુકુળે બ્રહ્મચારી, બ્રહ્મર્ષિ બ્રહ્મમંડળે;
ચારે એહ અવસ્થામા स एव वामदेव છે:
નિર્ધાર એહ નિર્ધારી સ્વઆશ્રમે હરિ ગયા.
'લખો વ્યોમે તેજમન્ત્રે' વીનવ્યુ બ્રહ્મચારીએ.
સૂણીને હરિની સાક્ષી વિશ્વસ્થ ન્યાયસૂત્રના
આનન્દ્યા બ્રહ્મચારી એ કહ્યુ મહર્ષિમંડળે.
તે દીએ સત્યની ઘંટા વાગી આશ્રમ-આશ્રમે.
પધારી, ભરી બ્રહ્મરન્ધ્ર, મધ્યાહ્નને મધ્ય આભમાં,
વરેણ્યભર્ગ સવિતા પૂર્વથી પશ્ચિમે ગયા;
અર્પી ત્યહાં પૂર્વની, પ્રાતે લાવે ત્યહાંની વિભૂતિઓ.

પૃથ્વીના ભાગ્યના જેવી
ખીલી સન્ધ્યા રતુંબડી;
મલૂણી લ્હોય મન્ધ્યાએ, ,
આભલી, નહિ આભલ.

પ્રારબ્ધ શી પડી રાત્રિ; વડા વિશ્વેશચોકમાં
વળી એહ મહાભાવ મળી બ્રહ્મસભા બૃહદ્.

પધાર્યા હરિ પ્રોત્સાહે પદ્માસને પદ્મપાખડે,
વગાડી બ્રહ્મચારીએ વિશ્વઘંટા રણુંજથી.

યાજ્ઞિકોએ યજ્ઞ કીધો, ધૂપ-પુષ્પ સમર્પિયા;
વિશ્વેશના મહન્તે ત્ય્હાં બ્રહ્મશંખ પૂર્યો વળી:

વિસ્તર્યો એહ ઓંકાર ગુફાના ઘોરના સમો.
ચન્દ્રમાએ ચન્દનીની વર્ષાવી ધારધારને.

આરોહે ને અવરોહે લડાવી સ્વર લાડથી,
મીઠડા મૃદંગ-બોલે હેતથી હરિએ પછી
ભાખ્યું ભાવભીને હૈયે ત્ય્હાં વિકાસોપનિષદ.

બ્રહ્માના આયુષ્યવન્તી કથા આત્મવિકાસની
દેવેદેવે દેવવાણે વિસ્તારી વિશ્વમંડન.

ઝગમગી ઝીણુઝીણું, થૈ જ્યોતિર્ધર, તારલા
આકાશી એ ઊર્ધ્વપન્થ દાખતા બ્રહ્મતીર્થનો.

ચન્દની ઝરતી, એવા બ્રહ્મમન્ત્રો હરિ ઝરે;
મહર્ષિ મન્ત્રદ્રષ્ટાનાં મહાસત્યો વહાવતા.

विकासोपनिपत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्
ॐ કવિવરોની કવિતા ખીલે છે
એવો છે વિશ્વમડળનો ખિલાવ,
રસ ઝરે, જામે, ને પ્રફુલ્લે.
એ લીલા ખેલન્દા પરમ પુરુષ
છે કલાપીથીયે કલાધર.

૧

આદિ કાળે અનન્ત અન્ધકાર ભરેલુ હતું. અનન્તને આરે જગત્‌જોગદર સમાધિમા બેઠા હતા પછી નિર્વિકલ્પ સમાધિમાથી સવિકલ્પ સમાધિમા જોગન્દર સંચર્યા

પ્રથમે જોગન્દરને પ્રેરણા પ્રગટી. પછી કવિતાનાં તેજ ઢોળાણા; ને અન્ધકારનાં અજવાળાં થયા. જગત જોગન્દર સમાધિમાથી જાગ્યા.

અન્તરિક્ષ એનુ હૈયુ છે, ને દિશાઓ દૂરણીનો છે. નિઃસીમને એ નીરખે છે, ને અનતની કવિતા લખે છે.

તેજની રોશનાઈ અને તિમિરની એની શિહાઈ છે. આકાશની પાટી કીધી છે, ને તારલિયાના અક્ષરે જોગદર આલેખે છે. અગોચરને આરે બેઠોબેઠો એ બ્રહ્માંડકવિ બ્રહ્માંડઈતિહાસનુ બ્રહ્માડકાવ્ય લખે છે.

આજે લોક પૂછે છે 'સમાધિદેશે એકલાં એને , કેમ ગમતું હશે?' કવિતમન્ત્રો ગૂંથે છે ત્ય્હારે કવિ એકલવિહારી નથી હોતો? આવતાં કે જતાં, સ્વર્ગપન્થે આરના એકલપન્થી પાન્થ નથી? એ છે એમના કેવલાદ્વૈતના આત્માનંદની ઘેડીઓ.

એના નયનમંડળમાંથી કાળજ્વાળા ઊછળે છે, એના કીકીમડળમાંથી ઇતિહાસબોધ પડે છે; એની કવિતાનાં કિરણો અનન્તમાં ઊડે છે.

ચેતનની સુંદરતા એણે રેલાવી; ભાગ્યની ભવ્યતા એણે વરસાવી. સમાધિમાંથી જાગી જગત-જોગંદરે અનન્તને કવિતામય કીધાં.

૨

અગમ્યને ઘાટે એ બેઠો છે. એની અગુલિઓમાં રમે છે વિશ્વવીણા.

સૂર્યચન્દ્ર છે એ મહાવીણાનાં તુંબાં. સ્વર્ગગંગા છે એ મહાવીણાનો તેજદંડ. સૂર્યકિરણો ને ચન્દ્રકિરણો છે સ્વરતન્તુઓ

મહાગ્રહો છે એ બ્રહ્મવીણાની ગીતખીંટીઓ; વિષુવવૃત્તો છે એ વિશ્વવીણાના ગીતપડદા.

સૌ વીણાઓ દેવભાષા બોલે છે. એની મહાવીણા બોલે છે વાણી પરનું કો ગીત.

બ્રહ્માંડથી દશાંગુલ પર બેસીને એ જગત્જોગંદર
વગાડે છે વિશ્વવીણા. અવધૂતો એ સાંભળે છે.
એ છે એમના વિશિષ્ટાદ્વૈતના રસાનન્દની ઘડીઓ

સહસા એના મુખમાંથી શબ્દો નિર્ઝર્યા છીપમાથી
મોતી ખરે, મેઘમાથી જળબિન્દુ ઝરે, ઓંકારમાથી
શબ્દમંડળ પ્રગટે: એવી એ શબ્દાવલિ નિર્ઝરતી.
અમૃતના એ હતા ટીપા.

અગમ્યને ઘાટે ઊભોઊભો એ જગતજોગંદર
મહાવીણા વગાડે છે, મહાકાવ્ય ગુંજે છે.

૩

એવે વીજળી ચમકી, ને વીજળીમાથી સુન્દરી
પ્રગટી સંગીતની સુરાવટે જાણે સ્વરૂપ ધાર્યું

મહાવીણામાંથી સ્વરસુદરી પ્રગટી તે જગત્જોગંદરની-જ
પ્રકૃતિદેવી હતી પ્રકૃતિ પ્રતિમા થઈને ઊભી.
આત્માની એ આત્મસુગન્ધ હતી

સુદરી જોગન્દરની મન્મુખે આવી ઊભી,
જોગન્દરને માથે વરદ હસ્ત મૂક્યો, ને
પરિમળમધુરુ બોલી: 'હુ ત્હમને વરી છુ.'

દર્શને ભાવ જાગ્યો; સ્પર્શને ઊર્મિ ઊછળી;
વિમર્શને જોગન્દરને જાણે વીજળી વાગી
જોગન્દરને સ્વપ્રકૃતિનાં આકર્ષણ આવ્યાં.

જગતજોગંદર ઊઠયા. અવધૂતે એકલવાયાપણું
ઉતાર્યું. પુરુષોત્તમ પ્રકૃતિને પરણ્યા. સુંદરી
સોહાગણ થઈ. જોગંદર પ્રફુલ્લિત થયા એ છે
એમના દ્વૈતાદ્વૈતના પ્રેમાનંદની ઘડીઓ.

સુંદરીની આંખડલીમાં હતા અમૃતના કુંભ અંગ-
અંગમાંથી આત્મતત્ત્વનાં નિર્ઝરતા'તાં ઝરણાં.

પછી પ્રકૃતિદેવીએ મહાવીણા વગાડી; ને એ
સ્વયંભૂ અવધૂત, નટરાજ સમા, દેવનૃત્યે નાચી રહ્યા.

૪

પછી બ્રહ્માંડવેલીને ફૂલ ઊગ્યાં, ને બ્રહ્મ-
આંબાને ફળ આવ્યા.

પછી કિરણો પ્રફુલ્લી પાખડીઓ થઈ, ને
પાંખડીઓ અનન્તમા વેરાણી.

મહાવીણાની સૂરાવલિના પાખપીંછે બેસીને
પાખડીઓ અનન્તમા પરવરી. પાખડીઓ પડી
ત્હા ત્હા નવવેલીઓ પ્રકટી

એમ બીજમાથી વડલો થયો; ને વડલામાથી
વન થયુ. મહાવનના કોટિકોટિ પલ્લવ-ઝૂમખાઓ
પછી પુણ્યપાપને હિન્ડોળે હીંચકવા માંડયા

દાનેશ્વરિતા દેવગુણ છે, આત્મા વાવીને દેવો
આત્મા સરજે છે. એ છે અમૃતના વાવેતર. એ છે
એમના શુદ્ધાદ્વૈતના વાત્સલ્યાનન્દની ઘડીઓ.

એમ ખેલાયો પુરુષ અને પ્રકૃતિનો મહારાસ.
અનન્તના આરામાં એમ તેજલહરીઓ રમી રહી.

બ્રહ્માંડ એટલે પરબ્રહ્મનો બ્રહ્મસાગર.

૫

પ્રથમે એને કવિતા પ્રગટી; પછી એણે ગીત ગુંજ્યું; પછી એ પરણ્યો. અને પછી એ વિશ્વકુલ–અધિષ્ઠાતા થયો. એ વિશ્વકવિ છે; વિરાટ વીણાધારી છે; પ્રકૃતિસ્વામી છે; બ્રહ્માંડપિતા છે. પિતા સ્વકુલને સરજે છે, ઉછેરે છે, પોષે છે, નિયન્ત્રે છે.

એ છે પ્રાચીનમાં પ્રાચીન અભિનવ અગમ્યવાદઃ
'પિતામાંથી પ્રગટે છે પરિવાર.'

પરમપુરુષે વીણા વાઈ, કવિતા ગાઈ,
ને મહામાયા પ્રગટી અનન્તમાં;
પછી સરજાયાં બ્રહ્માંડ બ્રહ્માંડો,
મહાવીણા વાગે છે, વાગ્યે જાય છે,
ને મહામાયા સન્મુખે નાચે છે પરમપુરુષ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ હરિઃ ૐ શાન્તિઃ।
ગયા શ્રી હરિના શબ્દો પિતૃમાં પિતૃલોકમાં;
હરખ્યાં પિતૃનાં ગોત્રો હરિના પિતૃતર્પણે.

'પિતૃમાંથી પરિવાર' સત્યના પિતૃસૂત્રના,
ગંગા પાડે ધ્વનિ ગૂઢ એ વિશ્વોચ્ચારના વડા.

પાંખડી પાખડી ખોલી, કાન્ત કલાકલા ખીલી,
ચન્દ્ર નિત્યે ઉચ્ચરતો ત્ય્હા વિકાસોપનિષદ.
નેત્રે નેત્રો પરોવીને હૈયે હૈયાં ગુથીગૂથી,
હરિ ભાખે વિશ્વમન્ત્રો ગૌરવે વિશ્વગંભીરા.
ગંગાના ઊર્મિઊર્મિમા જતા એ શબ્દ સાગરે.
બ્રહ્મબોલે, બ્રહ્મભાવે, મહદ્ વિશ્વહિતસ્વિની,
'છે स एव वामदेव' બ્રહ્મનો સાક્ષી ઉચ્ચર્યાં.
હરિની પ્રેરણા પામી, ચન્દ્રને કિરણે ચ્હડી,
સિધાવ્યા દેશદેશોમાં સૂત્ર લૈને સમીરણો.
ગાયુ ત્હાં બ્રહ્મબાળાએ હરિનુ ગુણકીર્તન.
વિપ્રો ભણ્યા વેદમન્ત્રો હરિને અભિષેકતા.
શ્રી હરિએ કીધ પૂજા ગોત્રપુરુષ ચન્દ્રની.
'અનન્તા અમરવેલી વંશવશની વાધજો!'
અમીનો આશિષબોલ જાજ્વલ્ય ઋષિ નિર્ઝર્યો.
ભરાયે નિત્યશઃ જેવુ વર્ષા કેરુ સરોવર,
ભરાતી–ઊભરાતી'તી, બ્રહ્મસભા દિનેદિને :
પાંગરી પલ્લવે પુષ્પે વાધે જેમ મહાવન.
પ્રોત્સાહી હરિને શબ્દે પ્રાણપ્રોત્સાહ પામીને
ઉચ્ચરાણી ઝીલી વાણી વિખેરાણી સભા બૃહદ્.
હરિને શબ્દ આનદી હરિના હાસ્યના સમા,
સુધાના કિરણો વર્ષી સુધાંશુ એ વધાવતો
રાત્રિ કેરી રમ્યતામા આશ્રમોની ગુફાગુફા,

બ્રહ્મચારી બ્રહ્મચારિણી ગયાં ઘંટા વગાડતાં.
જોતા'તા વિશ્વના નાથ વિધિને વિશ્વદૃષ્ટિથી.

જો! વૃક્ષરાજો પશુપખી, માનવી,
મંત્રીજ ઓ વિશ્વવિકાસ ઉચ્ચરે.
પ્રકાશ છે ઊર્ધ્વ પ્રયાણ ઊર્ધ્વીનું,
વિકાસ છે પ્રાણવતાની પ્રેરણા.
પ્રફુલ્લતી અમૃતવલ્લી છે જગત્

## અધ્યાય ૧૧ મો · સાગરોપનિષદ

હિમાદ્રિને સાગરતીર્થ છે જગે,
ને તીર્થ છે સાગરને હિમાલય;
વારાણસી વિશ્વનુ ધર્મતીર્થ છે.
બ્રહ્મર્ષિ બ્રહ્મે તટમાં વસાવી ત્હ્યાં
વહાવીને ગંગ કીધી અનુપમા.

સૂર્ય ઊગ્યો મહસ્રાંશુ; તપ્યો પ્રતાપ; આથમ્યો.
લોપતી પૃથ્વીના પાટ રાત્રિ કેરી ઝણો ઝરી.
નિત્યશઃ સંસારચક્ર ઘૂમે છે એક ચક્રમાં.
દ્વારિકાએ ઉછાળેલો એ સન્ધ્યાએ નભે શું ત્હ્યાં
પડ્યો સાગર પડછાયો, ને કીધું વ્યોમ શામળું.
કાળના એ સાયકાળે એ સાયંઆરતી પછી
ઠલવાણી શેરીશેરી, ઢળ્યા આશ્રમઆશ્રમ;
મળી બ્રહ્મસભા પાછી વડા વિશ્વેશચોકમાં.

પૂર્ણિમાને પદ્માસને વિરાજે પૂર્ણ ચન્દ્રમા,
બેઠા પદ્માસને એમ પદ્માસન કરી હરિ.
પૂરાં પુણ્યે ઊગ્યે થાય અગમ્ય એહ ભાવનો
યજ્ઞ થયો બ્રહ્મજ્યોતે; મહન્તે શંખ પૂરિયો.
ચન્દ્રિકાના તરંગો શી, પદ્માસનેથી પદ્મ શી,
આનન્દતી ઉછાળીને તરંગાવળ તર્કની
ભાખ્યુ સાગરવામીએ ત્ય્હાં સાગરોપનિષદ.
શ્રોતૃઓ ઘૂંટ એ પીતા, મર્મ વાગોળતા હતા;
ભદ્રા રુક્મિણી લહરે સાગર લહરો સમા.
છલી સાગરનો ઘોષ ઉચ્ચર્યા હરિસાગર.
ન દીઠેલા સાગરને હિમાદ્રિવાસી શોધતો;
હિમાદ્રિ સાગર શોધે, હરિ એની કથા કહે.

सागरोपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्।
ॐ દ્વારિકાને હિમાદ્રિ તીર્થ છે,
હિમાદ્રિને તીર્થ છે દ્વારિકાઃ
તીર્થોને છે તીર્થોનો મહિમા.
અમને સાગરદર્શન કરાવો, હિમાદ્રિદર્શન કરાવો;
અમે છીએ વિશ્વતીરથવાસી યાત્રિકો.

૧

'સાગર કેવોક હશે?

ભગવાન કહે છે, 'છિલ્લરોમાં હું સાગર.'
છિલ્લરોયે જોયાં, ને છિલ્લરોયે જોયાં. સાગર
કેવોક હશે?

સાગર એટલે પાણી ભરેલો પાતાળઘરો?

કહે છે સાગર એટલે પાણીના ઢગલા.
હિમાલય સમા ઢગલા? હિમાલય સમો સાગર
શિખરબન્ધી હશે?

સાગરનાં શિખરો કિયાં કિયાં?

વાદળીઓના ઢગલા દીઠા છે; પર્વતધારને માથે
છત્ર થઈને બેસનારા. સાગર એટલે જગતનું શું
છત્ર?

સાગર કેવોક હશે? સાગરમાંનાં નીર ઢોળાઈ
જતાં હશે, ત્ય્હારે કય્હાં જતાં હશે? પાછળ શું
રહેતું હશે?

કહે છે કે સાગર આભ જેવો છે. આભ સહુએ
દીઠું છે; સાગર સહુએ દીઠો નથી.

સાગર કેવોક હશે?

૨

કહે છે કે સાગર એટલે ચન્દ્રમાનો પિતા.
સાગરની મહાછાછરમાં ચન્દ્રની કેટકેટલીક
છલકાતી હશે?

કહે છે કે સાગર એટલે લક્ષ્મીજીનો તાત.
સાગરના હૈયાંમાંથી સોનાંરૂપાં ઊછળતાં
હશે?

કહે છે કે સાગર એટલે રત્નોની ખાણ,
હીરા માણેક શનિ લીલમ પોખરાજ—
નિરનિરાળાં રત્નોના રત્નાકરનો ત્યહારે
નિજ રંગ કિયો?

કહે છે કે સાગર એટલે મોતીની શય્યા.
સાગરજળના કણેકણ મોતીના દાણા હશે,
નહિ વારુ?

કહે છે કે સાગર એટલે અમૃતનો કુંભ તો
સાગર ખારો કેમ છે? અમૃત ખારું હશે? ચાખ્યું
હોય એ ઉત્તર આપે.

સાગરનાં મહિમાગીતો ગાનારા મહાસામકો!
કહો—કહો તો ખરા ભલા, સાગર કેવોક છે?'

૨

બળબળતા બપ્પોરે મરુભૂમિમાં એ વિચરતો
હતો. પૃથ્વી એના પગ દઝાડતી.

હિમાલયવાસી એકે સાગરમહિમા સાંભળ્યો
હતો; અને સાગરને શોધતો સાગરયાત્રાએ
હિમાલયબાળ નીકળ્યો હતો..

પગલુ ભરતો જાય, ને એના કોડીલા મનોરથ
ઊછળતા જાય, કે સાગર કેવોક હશે?

એણે છિલ્લર જોયાં હતાં, ઝિલ્લર જોયાં હતાં;
ધોધ જોયા હતા, નદીઓ જોઇ હતી; ધૂળના ઢગલ
જોયા હતા, હિમના પગથાર જોયા હતા; ઊંડીઊંડી
ખીણો જોઇ હતી, ઊંચાં ઊંચાં શિખરો જોયાં હતા;
વૃક્ષરાજોનાં વનો જોયા હતાં, વાદળીઓના
ગગનમહેલો જોયા હતા.

એણે જોયો ન હતો એક સાગર.

એ ગિરિઢાળ ઊતર્યો, વન ઊતર્યો, ગંગા ઊતર્યો.
પાણીપતમાં થઇ, પુષ્કરજીમાં ન્હાઇ, મરુભૂમિના
વેળુપટમાં ઊતર્યો. અર્બુદાચળની પ્રદક્ષિણા કરી;
ખારો પાટ ઓળંગ્યો; ટેકરીઓની ભુલભુલામણીઓ
વીંધી-વધેરી; સિંહપગલે રેવતાચળ ચ્હડ્યો;
દિશાઓની ઝાલરો પાછળ જોયુ; ત્હોયે સાગર ન દીઠો.

યાત્રિકને થતું: સાગર કેવોક હશે?

પછી સોમતીર્થમાં ધરતીને છેડે જઈ યાત્રિક
ઊભો. ત્ય્હાં-સોમતીર્થમાં-ધરતીને છેડે જગત્-
યાત્રિકે સાગરદર્શન કીધાં.

૪

યાત્રિકે શોધવા માંડ્યો સાગરનો સ્હામો પાર.

મહાખીણોના પાર એણે દીઠા હતા; ગંગાજીનાં
મહાપૂરમાં એ તર્યો હતો; ગંગોત્રીનો પાર એણે
નિહાળ્યો હતો.

એણે ન દીઠો સાગરનો સ્હામો પાર.

જળજળ ઝંણાકાર એણે દીઠું; વાતાવરણનો
વિશાળો પલવટ એણે દીઠો; અન્તરિક્ષની અફાટ
અગાધતા એણે દીઠી; અન્તરિક્ષના મહા મહાસાગરનો
સ્હામો આરો એણે આભમાં દીઠો; પણ એણે ન
દીઠો એક સાગરનો સ્હામો પાર.

એને થયું કે, 'પૃથ્વી અને આભના અન્તરિક્ષને
બે આરા છે; સાગરને એક છે કિનારો; માટે સાગરને
કહેતા હશે અનન્ત?'

દુનિયાનો છેડો જડે, તો સાગરનો છેડો જડે.

સાગર એને જડ્યો; સાગરનો પાર એને ન જડ્યો.

ગહનતાને એણે પૂછ્યું, 'સાગરનો સ્હામો પાર ક્ય્હાં?'

મૌનવાણે ગહનતા બોલતી કે 'સાગરના આરા છે,
પણ અદૃશ્યની પાછળ છે.'

૫

સોમતીર્થમાં એણે હોડકાંઓને જોયાં, જ્હાજોને જોયાં.
એણે ત્ય્હાં અઠંગ તારાઓને જોયા.

પગલુ ભરતો જાય, ને એના કોડીલા મનોરથ
ઊછળતા જાય, કે સાગર કેવોક હશે?

એણે છિલ્લર જોયા હતા, ઝિલ્લર જોયા હતાં;
ધોધ જોયા હતા, નદીઓ જોઇ હતી; ધૂળના ઢગલા
જોયા હતા, હિમના પગથાર જોયા હતા; ઊંડીઊંડી
ખીણો જોઇ હતી, ઊંચાં ઊંચા શિખરો જોયાં હતા;
વૃક્ષરાજોના વનો જોયા હતા, વાદળીઓના
ગગનમહેલો જોયા હતા.

એણે જોયો ન હતો એક સાગર.

એ ગિરિઢાળ ઊતર્યો, વન ઊતર્યો, ગંગા ઊતર્યો.
પાણીપતમાં થઇ, પુષ્કરણીમાં ન્હાઇ, મરુભૂમિના
વેણુપટમાં ઊતર્યો. અર્બુદાચળની પ્રદક્ષિણા કરી;
ખારો પાટ ઓળંગ્યો; ટેકરીઓની ભુલભુલામણીઓ
વીંધી-વધેરી; સિંહપગલે રેવતાચળ ચ્હડ્યો;
દિશાઓની ઝાલરો પાછળ જોયુ; ત્હોયે સાગર ન દીઠો.

યાત્રિકને થતું : સાગર કેવોક હશે?

પછી સોમતીર્થમાં ધરતીને છેડે જઈ યાત્રિક
ઊભો. ત્ય્હાં-સોમતીર્થમાં-ધરતીને છેડે જગત્–
યાત્રિકે સાગરદર્શન કીધાં.

૪

યાત્રિકે શોધવા માડ્યો સાગરનો સ્હામો પાર.

મહાખીણોના પાર એણે દીઠા હતા; ગંગાજીનાં
મહાપૂરમાં એ તર્યો હતો; ગંગોત્રીનો પાર એણે
નિહાળ્યો હતો.

એણે ન દીઠો સાગરનો સ્હામો પાર.

જળજળ બંબાકાર એણે દીઠું; વાતાવરણનો
વિશાળો પલવટ એણે દીઠો; અન્તરિક્ષની અફાટ
અગાધતા એણે દીઠી; અન્તરિક્ષના મહા મહાસાગરનો
સ્હામો આરો એણે આભમાં દીઠો; પણ એણે ન
દીઠો એક સાગરનો સ્હામો પાર.

એને થયુ કે, 'પૃથ્વી અને આભના અન્તરિક્ષને
બે આરા છે, સાગરને એક છે કિનારો; માટે સાગરને
કહેતા હશે અનન્ત?'

દુનિયાનો છેડો જડે, તો સાગરનો છેડો જડે.

સાગર એને જડયો; સાગરનો પાર એને ન જડયો.

ગહનતાને એણે પૂછ્યું, 'સાગરનો સ્હામો પાર ક્ય્હાં?'

મૌનવાણે ગહનતા બોલતી કે 'સાગરના આરા છે,
પણ અદૃશ્યની પાછળ છે.'

૫

સોમતીર્થમાં એણે હોડકાંઓને જોયાં, જહાજોને જોયાં.
એણે ત્ય્હાં અઠંગ તારાઓને જોયા.

અને એ સાગરતારાઓ સાગરસફરોની વાતો કરતા. કો પૂછે તો કહેતા કે 'કંઈ કંઈ જહાજોયે ડૂબ્યાં, ને કંઈકંઈ તારાઓયે ડૂબ્યા. સાગરનેયે આભમાં ડૂબતો દીઠો. અણડૂબ્યાં એક ને અખંડ છે આભનાં નીર.'

પર્વતઊંચાં મોજાંઓના અધરો ઉછાળી–ઉછાળીને મુખની મહાકંદરા સાગર ઉઘાડતો; ને કહેતો: 'આવો; આવે એને ગળી જાઉં'.' તીર બેઠા બ્રાહ્મણો કહેતા: 'નહિ ગળાય, સાગરા! અગસ્ત્યે અંજલિમાં પીધો હતો ત્હને.'

સાગરના ઉદરમાં જાય એ પાછા આવતા હશે ખરા?

ડૂબકી મારતાં આવડે, એ જલોદરની અગાધતામાંથીયે તરી આવે.

એને થયુ: 'મહાસાગરનો આજાનબાહુ તરવૈયો કોણ?' એણે પૂછ્યું: 'સાગર ડુબાડવાને છે, કે તારવાને?'

૬

હિમાલયવાસીએ પ્રથમવારકો સાગર દીઠો ત્યહારે થયું કે 'સાગર એટલે પૃથ્વી પાથરેલે વ્યોમખંડ: જાણે મહામેઘાડમ્બરનો અવની આચ્છાદતો જળગાલીચો.'

એણે સાગરને આભમાંયે ઢોળાતો જોયો; એણે આભને યે સાગરમાં ઢોળાતું જોયું. સોળપાંખડી સંપૂર્ણ સત્ય એ છે કે, આત્મા પરમાત્મામાં ઢોળાય છે, પરમાત્મા આત્મામાં ઢોળાય છે.

હિમાલયવાસી ધરતીને છેડે આવીને ઊભો, ને પ્રથમવારકો સાગર દીઠો, ત્યહારે એને થયું કે 'સાગર એટલે ધરતીનો ફરફરતો પાલવછેડલો.'

એણે સાગરને અવિરામ ઊછળતો દીઠો.

એણે સાગરને સંસારસમો ઊછળતો દીઠો. એણે સાગરને બ્રહ્મસમો ભરપૂર દીઠો.

યાત્રિકે નમન કીધું, ને પ્રશ્ન પૂછ્યા: 'સાગર એટલે શું? સાગર સંસાર છે? કે સાગર બ્રહ્મ છે? કે સંસાર ને બ્રહ્મ છે સમોવડાં?'

એ હિમાલયવાસી યાત્રિકે કોને નમન કીધું? અને કોને પ્રશ્ન પૂછ્યો?

હિમાલયવાસીએ જેને નમન કીધું, ને પૂછ્યું, આજે યે એને પુછાય છે વિશ્વકોયડાઓ. સાગર પણ છે એક વિશ્વકોયડો.

સંસાર સાગર છે;
બ્રહ્માંડ સાગર છે;
બ્રહ્મ સાગર છે.

અમને સહુને પરાત્પર
સાગરપાર તરાવો, સાગરપાર તરાવો.

ॐ शान्तिः शान्तिः शान्तिः हरिः ॐ शान्तिः।

એમ સાગરના ભાવે સાગરની ગુણાવળો
સાગરશબ્દે સાગરિયો ઉચ્ચર્યો ગગઘાટમાં.
હિમાદ્રિને સિન્ધુ દાખ્યો હરિએ બ્રહ્મઝિલ્લરે.
સંભારે દ્વારિકે નિત્યે સાગરે બ્રહ્મસાગર.
મણિ જેમ પ્રભા ઝીલે, એમ ઉત્સુક ઝીલવા
ભરી બ્રહ્મસભા ભાવે હરિએ બ્રહ્મસાગરે.
ગાજી રહ્યો બ્રહ્મઘોષ ઘેરો સાગરઘોષ શો.
ઉત્તરાપથ–વાસીને, ધ્રુવ સમી ચિરંજીવ,
સાગરહૈયાળ થાવાની વિશ્વેશે અર્પી આશિષો.
આકર્ષી રશ્મિ રશ્મિથી હરિના શબ્દશબ્દને
ચન્દ્રેયે સાંભળી વાર્તા પ્રતાપી પિતૃદેવની.
ગૃહે ગયા બ્રહ્મર્ષિઓ હૈયામાં ભરી સાગર;
ન્હાતી'તી તેજતમસ્‌ના સંગમે વિશ્વમેદિની.

•

સુધા સુધાંશુ જયલંક્ષ્મી અર્પતો,
રસાળ રત્નાકર રત્નમાળ દે;
ડુબાડવા? કે જગ તારવા નિધિ?
વિભિન્ન વિધિકૃત દેશદેશને
સંયોજતી સાગરપાજ છે પરમ.

## અધ્યાય ૧૨ મો · આમ્રોપનિષદ

પ્રાતઃસમામાં અણુઓ પરોવતો,
મંકેલી લે સાયંકાળ નીતર્યે;
ભાનુ સહસ્રાવધિ કિરણાવળો.
મ્હોરે પ્રભાળાં, ફળ છે પ્રભાળવા,
બ્રહ્માંડની ભેરવી આમ્રપલ્લીનાં.

વીણે માળી પુષ્પપુષ્પો, પરોવે પુષ્પમાળમાં,
વીણે અણુઅણુ એમ, વીણી માળે પરોવનો.
ત્યહાં સ્હવારનો ભાનુ, પાથરી કિરણપ્રભા,
સુવર્ણો સૂર્યનાં રેલ્યાં વૈભવી એ વને-જને;
બિન્દુઓ ગંગવારિનાં થતાં હતાં મણિમણિ.
નિર્માતાના નિત્યક્રમે શ્રીહરિ વનમા ગયા.
તીરેતીરે ગયા દૂર ગંગાના કોક કોતરે;
ઘેરાતી ઘનગોરંભે ઘટા ત્હા આમ્રરાજિની.
હરિ ગયા ઘટાઓની લીલમ-લીલી કુંજમાં.
ડાળીએ કોયલ બોલે વને કલ્લોલ નાખતી.
છાંયડે મોરલા નાચે જગત્‌માં નૃત્ય પૂરતા.
પલ્લવો-પંખી વનનાં આનન્દ્યાં હરિદર્શને,
પ્રફુલ્લ્યાં વૃદ્ધનેત્રોથી આવતાં વિઘ્ન હેરતો
વૃદ્ધ એક રખેવાળ રખેવાળી કરે વને.
આવન્તા હરિની એણે મુદ્રા દીઠી હિતસ્વિની;
હરિએ વૃદ્ધ મુદ્રામાં નિહાળ્યા અમીના ઝરા.

વન્દના હરિએ કીધી, ઝીલી એ વૃદ્ધની વયે,
ભર્યા મુખે, ભર્યા હૈયે, ગામડા જેમ ગામડી,
ગોપ શો, આદર દીધો: 'આવો, ભા!' એક શબ્દથી.
વૃદ્ધને ત્ય્હાં પછી પૂછી હરિએ ક્ષેમ વારતા:
'ભાભા! આયુષ્યને આરે વર્તો છો હેમખેમને?'
'આયુની ખેમાકુશળી અમારે આમ્રપલ્લી આ;
એને ફળ્યે ફળે આયુ, એ વણસ્યાથી વીણસે.'
'કલ્લોલે કોકિલા, એમ કલ્લોલશે' કહે હરિ.
ન્હાળી એ વ્હાલનાં નેણુ, સુણી કલ્યાણી શબ્દ એ,
તેજમાં તેજ પુરાણાં તેજસ્વી વૃદ્ધ નેણલે.
વયની વરધો ભાળી વાત્સલ્યે હરિએ પૂછ્યું:
'આંબાઓ વીત્યા, ભાભા! આયુના જુગ કેટલા?'
ભાભો હસ્યા વૃદ્ધહાસ્યે ઝૂકતી આમ્રપલ્લીના;
હસતાં હસતાં બોલ્યા: 'જુગો તો મુજ જેટલા.
જેટલાં વરખો એને, એટલાં વરસો મ્હને;
એટલાં વરસો એને, જેટલાં વરસો મ્હને.
ઊગતે સ્હવારે મ્હોરે, પડચા પ્રભાત પ્હોરમા,
પાતી'તી એહને પાણી, પાતી'તી દૂધ મા મ્હને.
પિતા પરમેશ્વર જેવા, સાઠ વર્ષે જુવાનડા,
જોબને ઝૂલતા જોધ, આંબાવાડિયુ વાવતા;
જાણે કુંવરને કાજે ગામ કોક વસાવતા,
પ્હેલવ્હેલો કૂવો ગોડચો, મીઠડાં નીર નીસર્યાં;

ધિંગી હરિકૃપા જાણે ભરી'તી ધરતી તલે.
એ કૂવાએ ન્હાલ કીધા, પાળ્યા, પોષ્યા ઉગારિયા,

પાવડેપાવડે તાતે ખાસ્સાં કીધાં જ ખામણાં;
માએ ગોરમટી ગારે લીંપ્યાં નિર્મળ લીંપણે.

એક-એક હતો ચોક આંબાને આવી બેસવા.
પછી રોપી ડાળીડાળી, ફૂટેલો ગોટલો કચર્હી;

કોકમાં મ્હોર મોરેલા, કોકમાં સાખને પૂરી.
એક છે અમૃત આંબો, ચંપેરી આંબ એક છે;

મીઠો સાકરિયો એક, એક તો છે રતુંબડો:
છે જીરામાળિયો એક, એક છે નાળિયેરિયો.

અર્ધા શ્રાવણિયા આંબા પાછોતરા ઝૂકે માડી;
ફળે છે શ્રાવણે વર્ષે સરવાં મરવડાં પડ્યે:

ફળે પાછોતરાં પુણ્ય વૃદ્ધનાં, એમ એ ફળે
એકએક આંબો જાણે એકએક મહેલ શો.

હતો એ જુગ જુદો, ને આજ આ જુગ છે જુદો.
પાય માંડી જેમજેમ ધીરી પા-પગલી ભરું

ધીમેધીરે તેમતેમ આ આંબાવાડિયુ વધે
ઉગમે છે ઈંડામાથી બ્રહ્માંડે આ ધીરેધીરે

પ્રથમે પાગરી રેખા, પછી પ્લ્લવ પાંગર્યા;
કેડ સમા, છાતી સમા, છોડા છોગાળવા થયા:

જાણે કુવર કેલૈયા રમે આગણુ આવીને.
એમના જેવડો હુ યે રમતો એહ સંગમા.

પછી થડિયાં બંધાણા, થડો ને ડાળીઓ ફૂટી;
ડાળીઓ ને ડાખળીઓ, અને પલ્લવ પાંદડાં:
પાંદડેપાદડે મ્હોર મ્હોરિયા મનમાનતા
મ્હોરને મરવા બેઠા, અધૂરા-પધૂરા હતા,
મ્હોર જેટલા મરવા નથી દીઠા, ન દેખશે.
ઉતારી શોભતી સાખો, ભર્યાં ઘર બજારને.
રોપમાથી થયો આંબો, આંબામાંથી થયુ વન,
પછી થઇ જુગો વીત્યે વનમાથી ઘટાઘટા.
એહ આંબાવાડિયુ આ, એને લીધે અમે છીએ;
આયુષ્ય ઊતરે એહ જાળવે જેહ જોણનુ;
એક ઋતુ જાળવી, તો વર્ષ ઊતરિયે વડું.'
પૂર્વના સ્મરણો જાગ્યે વહે માનવજાતને
હર્ષ ને શોકના અશ્રુ, ટીપા એ વૃદ્ધને પડયાં
નિહાળી નેણલા ભીના, પેખી હૈયુ ઝરન્તું એ,
પોરહાવ્યા વનસ્વામી હરિએ અમીવેણુથી.
'પછી આ કોયલો બોલી, નાચ્યા આ મોરલા પછી;
કેરી શા મીઠડા એના થશે શબ્દો ચિરંજીવ.
ત્હમારી આમ્રરાજિ આ ભાભા ! છે ભાગ્યવન્તીલી;
દાખશે નહિ દીઠેલુ, ન ચાખેલુ ચખાડશે.
વર્ષેવર્ષે અર્પશે એ કેરીઓ મ્હોર જેટલી'
ઊઠયા, નમ્યા; વધા વૃદ્ધ: 'દેવ છો દેવલોકના';
ન્હાળેન્હાળે મ્હોરમ્હોર, નિહાળે મ્હોરમાં ફળો.

રટતા વૃદ્ધની વાતો શ્રી હરિ આશ્રમે ગયા.
ને પછી પડતી રાત્રે ચન્દ્રમા મ્હડતો નભે;

મળી બ્રહ્મસભા મ્હોટી ચારુ વિશ્વેશચોકમાં;
પ્રગટી યજ્ઞજ્વાળાઓ; મહન્તે શંખ પૂરિયો.

ત્ય્હારે ત્ય્હાં આમ્રપલ્લીની શ્રી હરિએ કથા કરી:
પૂર્વજોના પૂર્વજોની, આજની એવી નિત્યની.

'પિંડે તે બ્રહ્માંડે' સૂત્રે 'વને તે વિશ્વમાં' કહી:
પેખાડ્યું ત્ય્હાં પેખન્દાને આંબાવાડિયું વિશ્વમાં

મેઘકંઠે મેઘસ્ટેશે મન્ત્રો એ પ્રેમભક્તિના
ગગનમાં હરિએ નાખ્યા, ને નાંખ્યા જનગંગમાં.

નીતર્યાં નેણલે બિન્દુ કૂહેતા નવમજની કથા,
જાણે આત્મા નિતારીને ભક્તોના પાવલે ધર્યો

ઊર્ધ્વાનન્દી ઊર્ધ્વભાવે અણુમન્ત્રો કહે પછી

आम्रोपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत् ।
ॐ વિછોડ્યા સહુ જોડાજો !
વિરહી પ્રેમ પામજો !
પ્રારબ્ધે વા, સંચિતે વા,
કોઈયે મા વિછોડાજો !
પ્રેમભક્તિ છે પરમ યોગ

૧

વ્યોમે, ભોમે, લોકહૈયે, સંસારે ને ગૃહેગૃહે,
કાવ્યમાં, ધર્મમાંઃ વિશ્વે રસો વૈ સઃ શ્રુતિ કહે.

૨

ઊગ્યો માર્તંડ પૂર્વે ક્ષિતિજ સુહવતો,
તેજના પુંજ પેઠે,
છોડી અંબોડલો ને દિશદિશ પ્રસરી
કિર્ણ-કેશાવલિ તે;
નામે રૂપે ગુણોયે વિધવિધ વિધિથી
ખેલતો બહુરૂપી એઃ
'एकोऽहं' બોલ બોલી બહુ, થઈ રમતો
બ્રહ્મ બ્રહ્માંડ રૂપે

૩

વેરાયાં ને વિખેરાયાં બહુ, એમની એષણા—
આરઝૂ એક થાવાની ભક્તિ એ પ્રેમલક્ષણા.

૪

ભટકી ભટકી, રાત્રિ અન્ધારભીષણ આથડી,
ભવભવની આ ઘૂમી ઘૂમી જ ભુલભુલામણી,
અતિ વલવલી, અશ્રુથી ધોઈ આંખ, ઉષા થતે
શરણ હરિનું અન્તે થાકી લીધું શરણાગતે.

૫

પ્રેમની વેદીએ કીધાં પ્રેમે જે હવિ અર્પણ,
પ્રેમનું પ્રેમને એહ સર્વસ્વનું સમર્પણ.

૬

વ્રજનાં વાસી રમે રવિકિરણ શાં,
એ ગોપગોપીકુલ;
વનની મુક્તિ તજી પુરાય પુરમાં,
વામે જઈ ગોકુલ;
વાગી બંસી ગભીર ધીર મધુરી
વ્હાલાની વ્હાલે ભરી,
ને લીધી વનવાટ: હા! રસરુચિ
એ બ્રહ્મસમ્બન્ધની.

૭

ભક્તાનું ભક્તસંઘેથી વરણ-वरणीफलम्,
પુષ્ટિ કહો, સંવનન કહો, એ 'ब्रह्मकृपा हि केवलम्'
यमेव एष वृणुते, लभ्यस्तेनैव निश्चलम्.

૮

નેત્રો નેત્રમહીં ઢળ્યાં, ઉરેઉરે
પોઢયાં પ્રસન્નાબ્ધિમાં,
જીવનનાં કિરણો જગતજીવનમાં
ગૂંથાય, સન્ધ્યા સમાં;
પ્રોવાયો પ્રીતઘેલડો રસભર્યો
આત્મા જ પરમાત્મમાં,
લાધી પ્રેમસમાધિ પ્રેમધુનીને:
યોગેન્દ્રનો યોગ એ.

૯

બ્રહ્માનન્દ વદે બ્રહ્મ, રસાનન્દ રમેશ્વર;
સચ્ચિદાનંદ સન્તો : એ આત્માનન્દ અનશ્વર.

૧૦

બાવન બ્હાર એ વાત વેદાન્તની,
'નેતિ' 'નેતિ' વદી શ્રુતિ વિરમે;
અકળને કો કળે? અવર્ણ્ય કો વર્ણવે?
પરમ ગનની ગતિ લહી પરમે.
બુદ્ધિ ને મનની જમનાને પેલે તીરે
ભક્ત ને બ્રહ્મ સહુ રમે રાસે;
ભણે નરસૈંયો રસદેવની રસલીલા,
ब्रह्म लटकां करे ब्रह्म पासे.

૧૧

ભક્તો સન્તો મહન્તો: સૌ યોગીઓ પ્રેમભક્તિના
ઓછાં-અધૂરાં લેજો આ નૈવેદ્ય પ્રેમભક્તિનાં.
વિછોડયાં સહુ જોડાજો!
વિરહી પ્રેમ પામજો!
પ્રારબ્ધે વા, સંચિતે વા,
કોઇયે મા વિછોડાજો!
પ્રેમભક્તિ છે પરમ યોગ.

ॐ शान्तिः शान्तिः शान्तिः, हरि. ॐ शान्तिः ।

બ્રહ્મસંબંધની ગૂઢ આત્મપરમાત્મ-યોગની,
વિશાળી વૈષ્ણવતાની વિશ્વસ્થ પ્રેમભક્તિની,
વ્રજની વ્રજવાસીની, કથા બ્રહ્મવિહારિણી,
કહી કલ્લોલતે બોલે છેલ્લે સ્વરે હરિવરે.
ધીરધીરે, મન્ત્રોચ્ચારે રણુટંકાર શબ્દથી,
ભાખી પાછી પ્રાતઃવાર્તા હરિએ આમ્રપલ્લીની;
વૃદ્ધના આયુષ્યવર્ણી, 'કેમ આંબો થયો વનઃ'
અંબ કદંબ જાંબુના ગંગને ઘાટ કોતરે.
'કુંજમાં જે, વિશ્વમાં તે': સ્થાપ્યું એ ન્યાયસૂત્ર ત્‌હાં.
સાનન્દ કૌતુકે પૂછયું ત્‌હાં જાજ્વલ્ય મહર્ષિએ:
'કોણ-ક્ય્હાંનો નરસૈંયો ?–પરબ્રહ્મ નચાવતો ?
ભાળીને આવતો કાળ ભાવી ભાખ્યું હરિવરે:
'વીતશે કલિનાં વેગે ચાર હજાર વાર્ષિકો,
થશે નરસૈંયો ત્‌હારે રૈવતાચળ-છાંયમાં.
સુદામાનો અવતાર એ નૃસિંહ ઋષિવર;
'બ્રહ્મ કરે બ્રહ્મ પામે લટકાં' ગાઈ એ લીલા,
પ્રેમભક્તિના બ્રહ્મનૃત્યે નાચી, બ્રહ્મ નચાવશે.'
વદે બ્રહ્મસભા ભાવે 'ધન્ય ! ધન્ય ! નૃસિંહ એ'
ને પછી આનન્દછન્દે 'જયો' શ્રી હરિનો કરી,
વિખેરાણો વિશ્વલોક આશ્રમોમાં સુખાંળવો:
વર્ષતાં મેઘનાં ફોરાં વહે જેમ ગૃહેગૃહે.
શ્રી હરિના ભદ્રમન્ત્રો ન્હાઇને પ્રેમભક્તિમાં

બૃહદ્ બ્રહ્મસભાવાસી ઋષિ સો નિર્મળા થયા;
દિશાઓ પ્રેમભીની થૈ ગંગા પ્રેમભીની થઈ.
ધીરી ધારે સુધા પાતો ચન્દ્રમા ચન્દ્રવંશીને.
ગોરંભાતાં ગંગનીર મહામેઘાળ ઘાટમાં
પાળપાળ સ્હુડે પૂરે: એવી પૂરે સભા સ્હુડે:
સખ્યાનાં ને ચિન્તનનાં, ધ્યાનનાં, બ્રહ્મજ્ઞાનનાં.

શ્રુતિ ભણે છે રસરૂપ બ્રહ્મને;
અનન્તથી દૂર, કને ત્વચાથીયે;
અપાર છે એ, પણ પાર પાયમાં.
અનન્ત ને એ તટ બ્રહ્મતીર્થની
છે પ્રેરણા ભક્તિ જ પ્રેમલક્ષણા.

## અધ્યાય ૧૩ મો - સખ્યોપનિષદ

આ નેત્રમાં નેત્રની શક્તિ નિવસે,
નિમિત્તને અન્તર્યામી યોજતા;
ધનુષ્યની ધન્ય ધનુષ્ય-પ્રેરણા.
સખા તપસ્વી તપ સંગમાં તપે,
તથાપિ નારાયણને નમે નર.

એ પ્રભાતે પ્રબુદ્ધોના આવ્યા પ્રારબ્ધીઓ ત્યહાં,
જ્યહાં સમાધિ મામીને પ્રાતઃસંધ્યા હરિ કરે:
આવ્યું સૂર્ય કને જાણે પ્રતાપી સૂર્યમંડળ.
સમાધિશાન્તિની વાટ જોતું મંડળ બિરાજ્યું ત્યહાં.

ગેડીદડા દોડાવતા ગોઠિયાને નિહાળતા;
નીર્ખતા'તા કુમારીઓ રમન્તી મહીમન્યને.
સખાઓ સખીઓ સૌ ત્ય્હાં હતાં પ્રાતઃપ્રવૃત્તિમાં.
જતા ગંગતરંગોયે વહન્તા સંગરંગમાં
પ્રાતઃસન્ધ્યા સમાધિમાં ઘૂમી બ્રહ્માંડમંડળે
પધાર્યા હરિ પૃથ્વીમાં, દીઠું બ્રહ્મર્ષિમંડળ.
આત્માના આનંદભાવે આદરી ઉચ્ચર્યા હરિઃ
'વન્દું છું; આજ આવ્યું છે સખાવૃન્દ સખાગૃહે;
ઇચ્છા વાંછા એષણાઓ—ભાખો મુનિઓ ! મનોરથો.'
પ્રમન્ન એ પ્રબુદ્ધોએ ભાખ્યો ભાવ દ્વિજોત્તમેઃ
'મૂંઝવે છે એક વાર્તા, મટાડો એ અમૂંઝણ;
શાસ્ત્રો કહે નવધાભક્તિ, એમાં શ્રેષ્ઠ કયી ? હરિ.
હૈયે હૈયુ જ વાંચો છો, ભેદુ છો ભાવ-દેશના;
જગે દૃશ્ય-અદૃશ્યોના ભેદોમાં સૌ ભૂલા પડે.'
ભિન્નભિન્ન ભણે મન્ત્રો ભિન્નભિન્ન ઋષિવરો;
ભાળી એ ભેદની છાયા ઋષિને મુખમડળેઃ
ધાઈ એ હરિએ છાયા, કીધાં ત્ય્હાં તેજ છાંયના.
'મા મૂંઝાવ, બ્રહ્મર્ષિઓ ! નિશ્ચયાત્મક એક આ;
હોય જ્ય્હાં જ્ય્હાં લક્ષ્ય એક, ભેદોમાં નવ ભૂલશો.
ભક્તિના ભેદમાં શ્રેષ્ઠ ભક્તિ છે પ્રેમલક્ષણા;
આત્માએ પરમાત્માના હૈયામાં હૈયુ ઢોળવું,
ઢાળાયે ગંગનાં પૂર જઈને જેમ સાગરે

અને 'નવધાભક્તિમાં સર્વશ્રેષ્ઠ કયી જ?' એ
કહેશ આજે ચન્દ્રિકામાં ચન્દ્રિકા સમ ઉજ્જવળું.
નિશ્ચેના મ્હેલમાં રૂહે છે બ્રહ્મન્ જઇ રહો ત્યહાં '
આશા-ઉત્સાહને પાયે ગયુ બ્રહ્મર્ષિમંડળ;
આશા-ઉત્સાહની પાખે પછી ત્ય્હાં રજની પડી.
ચન્દ્રમાએ ચન્દ્રિકાથી લીંપી ઉજ્જવળ પૃથ્વીને;
પદ્મની સૌરભે સોહે પદ્માસને હરિવરઃ
યજ્ઞ થયો, શંખ પૂર્યો, ભાખ્યુ સખ્યોપનિષદ.

सख्योपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत।
ૐ પતિ ને પત્ની છે બે સખાઓ;
પ્રારબ્ધ ને પુરુષાર્થ છે બે સખાઓ;
આત્મ-પરમાત્મા છે બે સખાઓ.
ગૃહેગૃહે, સંસારે, બ્રહ્માંડમાં,
સખ્ય મ્હોરો! સખ્ય પાંગરો, સખ્ય પમરો!

૧

પ્રાજ્ઞ અને મેધાવી હતા બે ઋષિકુમારો.
ઋષિકુમારો આશ્રમે ભણતા. પ્રાજ્ઞ આભને
પ્રીછતો, મેધાવી પૃથ્વીને પ્રીછતો.

બેલડીએ વૃક્ષો ચ્હડે, ફળો વીણે, કુમારમંડળને વહેંચે.
વનમાંથી દંડ લાવે, અદંડીઓને આપે. મેખલા
વણે, ને કૌપીન ગૂંથે.

તળાવની સ્હામી પારે તરે, પડતાં પૂરમાં ઝપલાવે.
કમલિનીનાં કમળો વીણે, ઓષધિઓના છોડ્ વીણે;
અને વીણે એટલુ વાવે.

ધન્તુરાના પરપોટા કરી કરીને વિમાનો ઉડાવે;
ને વિમાનોને ઝાલવાને ગરુડો ઉડાડે.'
ગરુડો ગગનમાં ઘૂમે.

શિલાઓમાં દેવમૂર્તિઓ ચીતરતા, છીપરે છીપરે
નવમન્ત્રો આલેખતા. સોમવલ્લી ને બ્રહ્મવલ્લી
વીણી લાવી, ઘૂંટી ઘૂટી, સાર ગારવી, બ્રહ્મકુમારોને
પાતા.

પ્રભાતે ઋક્ઋચાઓ ગાય, સામમન્ત્રો ગાય,
સ્હવારે તન્ત્રી વગાડે, મૃદગ વગાડે; સાયંકાળે
વેણુ વાય ને શંખ પૂરે.

પ્રાજ્ઞમેધાવીની બ્રહ્મકુમારબેલડી
સ્વયં આનન્દતી ને ઋષ્યાશ્રમને આનન્દાવતી.
આનન્દતા ઋષિવર કહેતા: 'મિત્રબેલડી છે
અશ્વિનીકુમારોની બેવડી'

૨

એક મધ્યાહ્નોત્તર પ્રાજ્ઞ અને મેધાવી થાકયા
જેવા વનમાથી આવ્યા, ને ઋષિવરને પૂછ્યું:
'વનમાં વૃક્ષ સમો સસાર દીઠો. સંસાર શું છે?
સ્હમજતો નથી;' સ્હમજાવો.'

ઋષિવર કહે: 'પુત્રો ઝીણવટથી જોજો. સંસાર
છે સૂક્ષ્મ તન્તુઓનું સૂક્ષ્મતર પટાન્તર. મહા-
મેધાવીઓ ભૂલા પડે છે એ ભૂલભુલામણીમાં.'

પ્રાજ્ઞે કહ્યું: 'ન સ્હમજાયું કે સંસાર શું છે? કૃપા
કરો; સ્હમજાવો.'

જ્ઞાનજિજ્ઞાસુ કુમારવદનો નીરખીને ઋષિવર
આનન્દ્યા ને બોલ્યા: 'જ્ઞાનજિજ્ઞાસા છે, તો સાંભળો:
સંસારનું સારસૂત્ર. સંસાર છે દ્વૈતાદ્વૈતની મહાલીલા.'

મેધાવીએ કહ્યું: 'ગમ્યને અગમ્યથી આપ
સ્હમજાવો છો. આચાર્યોને સુગમ હશે; બ્રહ્મચારી-
ઓને સુગમ નથી એ. સંસાર સ્હમજાવો નહિ.'

ઋષિવર કહે: 'ન સ્હમજાયું? તો સ્હમજો.
સંસાર છે બ્રહ્મ ને બ્રહ્માંડની રસરમણા.'

પ્રાજ્ઞ કહે: 'અમ બુદ્ધિ છે પડિયા જેવડી; ને
પડિયામાં ભરો છો આપ સાગર. ઝિલાતું નથી.
બુદ્ધિ ઝીલે એવું વરસો, કૃપાઘન!'

ઋષિવર કહે: 'પ્રાજ્ઞ છો, મેધાવી છો; આશ્રમની
આંખો છો, આશ્રમના આનન્દ છો. આજે વિરમો;
કાલે આવજો પાછા. કાલે છે અનધ્યાયની બ્રહ્મસભા.'

૩

એ સ્હાંજે કુમારબેલડી સરોવરે તરી, સરિત્પૂરમાં
ઝંપલાવ્યું. તમ મસ્તક શીતળ થયાં નહિ.

એ રાત્રિએ ચન્દ્ર-નિર્ઝરણીમાં વિચર્યાં; નયન-
મંડળે ચન્દ્રિકા છાંટી. દિનતપ્યાં નયનમંડળ
રાત્રિએ શીતળ થયાં નહિ.

યજ્ઞાગ્નિની પેઠે પ્રશ્ન-અંગારો તો પ્રજ્વલિત થતો
ગયો; ને અંગારાની થઇ જ્વાળા.

વળતી તિથિએ પર્વણીનો હતો અનધ્યાય; ને
સૂર્યતેજમા આશ્રમવાસીઓની મળી હતી બ્રહ્મસભા.
ઋષિકુમારો હતા; આચાર્યો હતા; યજ્ઞસમીપે ઋષિવર
હતા.

પ્રાજ્ઞે કહ્યુ: 'કાલ ઊગી; આવ્યા છીએ' મેધાવીએ
કહ્યું: 'ગુરુદેવ! સદ્બોધો.'

ગુરુવર્યે આચાર્યવર્યો ભણી જોયું. આચાર્યવર્યોએ
કેહ્યુ: 'સુપાત્રો છે–સદ્બોધશો તો.'

ઋષિવરે યજ્ઞજ્વાળાની જ્યોતે પૃછ્યુ: 'આશ્રમ-
કુમારો! આચાર્યપુત્રો! આપણે આશ્રમે પ્રાજ્ઞ ને
મેધાવી આ કોણ–કેવાક છે?'

ઋષિકુમારોએ પોકાર્યું: 'પ્રાજ્ઞ ને મેધાવી છે રામ ને
લક્ષ્મણ અમારા; આશ્રમના છે બે ભુજદંડ.'

૪

ઋષિવરે પછી પ્રાતઃધૂન મચાવી કે
પ્રાતનાં તેજમાં તિમિરો ઢોળાય,
દ્વૈતનાં અદ્વૈત એમ આ રચાય.

આચાર્યે પોકાર્યું: 'કરતલ જોડો, તાળી પાડો. તાળી અતળનાં તળ દાખવશે.'

તાળીનાદે ભૂતલ ગાજી રહ્યું. ઋષ્યાશ્રમ નાદબ્રહ્મમય થયો.

ઋષિવર કહે: 'જુવો, પ્રાજ્ઞ ને મેધાવી! મન્ત્ર ને શબ્દ સજોડલે સચરે છે—તમારી પેઠે. સહમન્ત્યા!'

પ્રાજ્ઞ ને મેધાવીએ ઋષિનેત્રોમાં જોયુ, લજ્જાઝખવાયા. આશ્રમ-કુમારોમા જોયુ, નયનશરો વાગ્યાં આશ્રમ કુટિરોમાં જોયુ, તેજછાયાને ભેળાં રમતાં ભાળ્યાં

પછી પ્રાજ્ઞે ને મેધાવીએ પૂછ્યુ: 'મહારાજ! સસાર દ્વૈત છે? કે અદ્વૈત છે?'

ઋષિવરના ભાલદેશે આનંદ-કિરણો રમવા લાગ્યાં કે પ્રાજ્ઞ ને મેધાવી પગથિયાં ચ્હડે છે.

ઋષિવરે કહ્યુ: 'સંસાર છે એકાનેકનો અખાડો.'

૫

ઋષિવર કહે: 'પ્રાજ્ઞ ને મેધાવી! સાંભળો. ભગવાન ને ભક્ત છે બે; પણ ભક્તિ છે એક.'

'હા, મહારાજ! ઇન્ધન ને આજ્ય છે બે; પણ યજ્ઞજ્યોત છે એક.' પ્રાજ્ઞ ને મેધાવીએ સાક્ષી પૂરી. શિષ્યવરોની સાક્ષી એ ગુરુવરોને સાચી સાક્ષી છે.

ગુરુવર્યે કહ્યું: 'દ્વૈતે સત્ય છે, અદ્વૈતે સત્ય છે. પત્રપલ્લવોયે સત્ય છે, વૃક્ષરાજે સત્ય છે. પત્રપલ્લવો હોય નહિ તો વૃક્ષરાજે હોય નહિ; દ્વૈત હોય નહિ, તો અદ્વૈત કોનાં?'

'બદ્રીકેદારમાં નરનારાયણે તપશ્ચર્યા કીધી. બદ્રીશ ને કેદારસ્વામી છે બે, નર ને નારાયણ છે બે; પણ હિમાદ્રિ છે એક, ને તપશ્ચર્યા છે એક.'

'પ્રાજ્ઞ! મેધાવી! જળધારાઓ છે અનેક, પણ અભ્રા છે એક; શબ્દધારાઓ છે અનેક, પણ મન્ત્રફુવાર છે એક.

અનેક તન્તુઓ છે એક દોર ગૂંથવાને, એક પટ વણવાને.'

'ગૃહસ્થાશ્રમીઓ ગૃહસ્થાશ્રમ માંડે છે, લગ્નનો લાજા હોમ કરે છે, સંસારપટમાં સાત પગલીઓ ભરે છે, ત્હારે સપ્તપદીએ પતિપત્ની સાધે છે સખ્યને.'

'સંસાર છે ત્હાં સુધી છે દ્વૈત; પણ દ્વૈત છે એ અદ્વૈત સાધવાને. આભની અપાર છે દ્વૈત; આભની પેલી પાર છે અદ્વૈત.'

૬

'પ્રાજ્ઞ ને મેધાવી! અશ્વિનીકુમારો સરીખડી ત્હમારી છે સખા-બેલડી, શ્રુતિમન્ત્ર તો ભણ્યા છો ને?

द्वा सुपर्णा सयुजा सखाया—

'આશ્રમપુત્રો! બે પાય એક ગતિ સાધે છે.

'બે કરતલ એક તાલી પાડે છે

'બે શ્રવણો એક શબ્દ સાંભળે છે.

'બે નેત્રો એક દર્શન કરે છે.

'એવો છે આત્માપરમાત્માનો બ્રહ્મયોગ, યોગ સંગમ સમન્વય–એ મહાશબ્દો જ ઉચ્ચારે છે કે દ્વૈતે છે, અદ્વૈતે છે; ને દ્વૈતનાં સર્જાય છે અદ્વૈત. આત્માપરમાત્માનુ સખ્ય છે વિશ્વનુ પરમ સત્ય: સસારનુ, બ્રહ્માડનુ, બ્રહ્માંડપારનુ.'

'વૈકુંઠમાં છે રાસમંડળ; ને રાસધારીઓની મધ્યમાં છે રાસેશ્વર. રાસમંડળ છે રાસેશ્વરનુ સખામંડળ.'

સંસારનુ, બ્રહ્માંડનુ, પરબ્રહ્મનુ
પરમ સત્ય છે સખ્યભાવ.
અનેકમાં વહે છે એક રસ.
આત્માપરમાત્માનો બ્રહ્મયોગ
છે સખ્યનો ને સત્યનો મહાસૌરભ

ॐ शान्ति. शान्तिः शान्तिः हरिः ॐ शान्तिः।

પડતી મેઘધારા શા તમ તૃપાર્ત ભૂમિમાં
હરિના એ મહાશબ્દે પ્રાણ-પ્રાણ પ્રફુલ્લિયા;
કરમે કરમાયાંને ઉરે ઉત્સાહ જાગિયા.
ગૂંથેલા વિધિએ ગૂંચે ગૂંચાળા વિશ્વના વને

ભમતા ભૂલભૂલૈયા શા, થયા એ હરિના સખા.
હૈયાં ભરી થોક થોક આ લોક-પરલોકની
આશાઓ અભિલાષાઓ મંધરી હરિશરણથી.
સુપર્ણો સયુજા જેવી સખા સખાની બેલડી,
યશો વિશ્વેશના ગાતી, સિધાવી પછી આશ્રમે:
છિલ્લરો ને ઝિલ્લરોથી ભરીને નિજ ઝિલ્લરો.
હતા સૌ પ્રાજ્ઞ-મેધાવી, પ્રતાપી પૃથ્વીપુણ્ય શા;
એક એક હતા જ્વાળા બ્રહ્મના બ્રહ્મયજ્ઞની.
પુણ્ય-અજવાળી રાત્રિ બ્રહ્મ શા આભમાં રમે.

અલ્પજ્ઞ સર્વજ્ઞ જ ભેદ સર્વથા;
અશક્ત આ, સર્વસમર્થ એહ છે;
છે એક આ અંશ, અનન્તઅંશી એ.
આત્મા અધૂરો, પરમાત્મ પૂર્ણ છે:
છતાં સખા છે પ્રિય પાર્થ-કૃષ્ણ શા.

## અધ્યાય ૧૪ મો · અણુબોલ ઉપનિષદ

બ.રાક્ષરીના મૂળ અક્ષરો ઘૂંટયા,
શબ્દો થયા એ મળી અક્ષરાવળો;
ગૂંથ્યા મહાગ્રન્થ સુશબ્દને ગૂંથી.
વિરાજતા એકલ બ્રહ્મઆદિમાં,
બ્રહ્માંડ આ એકલ બ્રહ્મમાંથી એ.

પડ્યા પ્રભાતની પૂર્વે, પાછલી રાત નીતર્યે,
નિદ્રાયોગને ત્યાગીને આશ્રમેથી ઊઠ્યા હરિ,
જાણે'તું આજ આઘેના આકાશો માંહીં ઘૂમવા.
ઘેરી ક્ષિતિજની પાર રજની ગાજતી જતી
ન્હાઈને ગંગોદકમાં નિત્યક્રમે ગયા વને,
ગોરમ્ભાતી ઘટાઓમા વને નિર્ધાર ધારિયો.
નેણલે ગણતા તારા, આદેશો ઉરમા ભરે;
પન્થને પગલે પગલે વાચતા વિશ્વમંડળ
પાટીમા અક્ષરો જેવા આભમા તારલા તગે;
અન્ધારામાં એકએક પ્રકાશે બ્રહ્મમન્ત્ર શો.
કીધી બે હાથની પાંખો, પાંખોમાં પ્રેરણા પૂરી;
એ પાંખે, એ પ્રેરણાએ સંચર્યા વ્યોમમા હરિ.
એમને શા અવરોધ-મંચ્યૌ છે જે ચરાચરે?
વડી અન્ધારઅભ્રાઓ પડી'તી પગથારમાં;
ચ્હડ્યા આભઅગાસીએ કરીને એની પાયરી.
વીજને જેટલી વેળા લાગે છે આભમાં જતા,
એની અર્ધાર્ધ વેળામા વ્યોમમા સંચર્યા હરિ.
સૃષ્ટિ-સર્જનહારાને આકાશો ન નવા હતા
પ્રીછીને શનિએ પાયે પાથર્યા ત્ર્હા શનિ શનિ,
બુધે નિજ બુદ્ધિ ઢાળી, મગળે કીધ મંગળ.
તારલે તારલે કીધુ શ્રીહરિનુ સુસ્વાગત.
બારે રાશિ મળી લાગી નર્તકી પેર નર્તવા.

ગૂથી પુષ્પે પ્રફુલ્લેલી કરોમાં કરવેલીઓ.
અને નક્ષત્ર નક્ષત્ર બોલ્યુ બ્રહ્મર્ષિબોલડે:
'દેવોના મણિએ સ્હોતો આભનો છું કિરીટ હું.'
રૌપ્ય આનંદવદને મન્દમન્દ હંસીહસી.
તેજસ-શબ્દે વદ્યો શુક્ર તેજસ્વી તેજવર્ણિલો:
'અમે બે આભની આંખો એક હું—એક ચન્દ્રમા.'
પછી દેવગુરુ બોલ્યા છેલ્લે છેલ્લે બૃહસ્પતિ:
'આભની નકશી કોરે નક્ષત્રો રાશિઓ ગ્રહો;
દિવિદેશે દેવોને હું કરાવું હરિકીર્તન.'
ત્ય્હાં તો ક્ષિતિજમાં બોલ પડ્યો ક્ષિતિજપારથી,
કોટિ કિરણ-જિહ્વાએ ગાયત્રીદેવ ગાજિયા:
'અનન્તા સૂર્યમાળાઓ મહાબ્રહ્માંડને ગૂથે.'
વીણી બ્રહ્માંડના ભેદો, ગૂથી એ ઉપનિષદે,
હરિ પૃથ્વી પધાર્યા, તો મળ્યો ત્ય્હાં ક્ષેત્રપાળ કો.
ભરેલો ક્ષેત્રનો ફાલ રક્ષતો ગંગ-ઘાટમાં;
માળાના માળખા માથે ટોતો ટોયા સમો ઊભો.
પૂછ્યુ:'પ્રભો! કો આ ખાશે? પંખી? કે મુજ બાલુડાં?'
હરિ હસ્યા હરિહાસ્યે, ભાખિયુ ક્ષેત્રપાલને:
'પૃછજે; ભોળિયા રાજા! ભૂમિના તુજ ભાગ્યને;
અથવા પૂછ, જા જૈને, ઝૂલન્તા તુજ ક્ષેત્રને.
ખાનાર-ખાનારનાં નામ દાણેદાણે લખેલ છે.'
વળી પાછી પડી રાત્રિ, ચન્દ્રની ચન્દ્રિકા ઝરી;

વિશ્વવિશ્વેશને ચોકે મળી બ્રહ્મસભા મહદ્
આશ્રમો આશ્રમો આવી બેઠા વિશ્વેશમન્દિરે
સોહન્તી શતધા જ્યોતે સન્ધ્યાની આરતી થઈ;
યજ્ઞ કીધો યાજ્ઞિકોએ, મહન્તે શખ પૂરિયો,
હરિ અણુમૃદુપાયે પદ્માસને પધારિયા.
અને પછી હરિ કેશ પદ્માસનેથી પદ્મની,
બ્રહ્મસુગન્ધો ઝરતી પાખડીપાખડી પડી:
ભર્યો હતો શબ્દેશબ્દે હરિનો મર્મસાગર
વિરાટને હરિએ ભાખ્યું અણુબોલોપનિષદ.

અણુબોલ ઉપનિષત્

ૐ ૐ ૐ શ્રી બ્રહ્મ તત્સત્।
ૐ એકએક અણુ છે એક મહામન્ત્ર;
ને મન્ત્રો મળી થઇ વેદમાળા.
ગણાય તો ગણજો અણુઓને,
ને ગૂથાય તો ગૂથજો અણુશાસ્ત્ર.
અણુશાસ્ત્ર એટલે મહાબ્રહ્માંડ.

૧

એક વાવ્યો દાણો, ને દાણાનુ થયુ ડૂંડુ.
એક વેલ રોપી, વેલનો થયો વેલમંડપ.
એક વડવાઇ વાવી, વડવાઈનો વડલો થયો.
વડલાના થયા પછી શાખાપ્રશાખાઓ ને
પલ્લવપત્રો.

એક વૃક્ષ વાવ્યું; ને વૃક્ષનું થયું વન.
એક બિન્દુ પડ્યું. એ બિન્દુનો સરજાયો પુરુષ.
ને પુરુષે સરજ્યો સંસાર. ગુણાકાર એ સરવાળો છે.
પૂર્વમાં ઢોળાણાં કુંકુમવર્ણાં તેજ, એ તેજમાંથી
પછી ખીલી નીકળી રંગબેરંગી ઉષા.
સ્વર એક હતો ૐકાર, સ્વરની સુરાવટ થઈ;
સુરાવટનું થયુ સંગીત.
ગાયત્રીમંત્ર હતો એક. ગાયત્રીમન્ત્રમાંથી
સરજાયાં વેદમંડળો.
પરબ્રહ્મ એક હતો. પરબ્રહ્મે બ્રહ્માંડો સરજ્યાં.
એમ અણુઅણુ બોલ્યુ एकोऽहं बहुस्याम् ।

૨

પ્રેરણાનું પ્રગટ્યું એક કિરણ. પ્રેરણાકિરણનું
થયું મહાકાવ્ય.
ક્યારીમાં એક ફૂલ ખર્યું. એ ક્યારીમાં ઊગ્યો છોડ.
એ ફૂલછોડે ફૂલડાંનાં લૂમખાં લૂમીઝૂમી રહ્યાં
ટીપેટીપે સરોવર ભરાયુ.
એક છીપ પડી સાગરમાં છીપની થઈ છીપ—
ચારીઓ. એમાંથી મોતી નીકળ્યાં. મોતીઓનાં
ગૂંથાયાં મુગટો ને માળાઓ.
અગમ્યના અણુઅણુ ગૂંથાઇને થયું આકાશ.

એક પરમાણુમાંથી પૃથ્વી થઈ.

એક મન્દાકિની વિખેરાઇ: ને વેરાણી નવલખ તારલીઓ વ્યોમથાળમાં.

ધુમ્મસ સમી નિહારિકા ઘૂમડીએ ઘૂમતી.
નિહારિકાની થઇ તેજકુંડળીઓ તેજકુંડળીઓ પછી ભાગી, ને બ્રહ્માંડો સરજાયાં.

એક આવ્યા વામન. વામન થયા વિરાટ
એમ અણુઅણુ બોલ્યુ: एकोऽहम् बहुस्याम् ।

૩

વાદળી વરસી ને હજાર ફોરાં પડ્યાં. ફોરેફોરે ઊગ્યા સો-સો દાણા.

સૂરજ ઊગ્યો, ને કોટિક કિરણો પડ્યાં. કિરણે કિરણે હજાર હજાર અન્તરિક્ષપડો અજવાળાયાં.

એક સ્ત્રી ને એક પુરુષ પરણ્યાં. બન્ધાઇ
એક દામ્પત્ય-બેલડી એક દમ્પતીનું થયુ પછી કુળ.
એક કુળ સરજાયો મહાસંસાર.

નદીતીરે એક પર્ણકુટિ બન્ધાઇ પર્ણકુટિ મ્હોરી પ્રફુલ્લી થઈ માનવતાની મહાનગરી.

એક સેર પ્રકટી, સેરની થઈ સરિતા; ને સરિતાનો થયો સાગર.

એક કર્મ વાવ્યુ. કર્મમાંથી ઘડાયું જીવન; ને જીવનમાંથી ઘડાયુ પ્રારબ્ધ.

એક દિવસ ઊગ્યો. દિવસનો થયો માસ; માસનુ
થયુ વર્ષ; ને વર્ષનો થયો મન્વન્તર.

એક ક્ષણુ હતી સૃજનની. ક્ષણુની થઈ ઘડી. ઘડીનો
થયો પ્રહર. પ્રહરનો થયો મહાકાળ.

પૂર્વે થયો એક ૐકાર. ૐકારમાથી હજારો ભાષા-
ઓ થઈ; લાખો ગ્રન્થો થયા; કરોડો શબ્દો થયા.
શબ્દેશબ્દે ભાખ્યો ભાવ. તોયે ૐકાર રહ્યો એકનો એક.

વિશ્વનુ અણુઅણુ પરબ્રહ્મની પેરે એમ બોલ્યું :
एकोऽहं बहुस्याम् एकोऽहम् बहुस्याम् ।

૪

વિશ્વમંડળનુ અણુઅણુ બોલે છે કે બ્રહ્માંડ
એટલે પ્રફુલ્લેલુ બ્રહ્મ

અણુમાંથી આંબાવાડિયું,
અને અણુમાથી અવનીપાટ;
અણુ છે અનન્તનુ એકમ
બ્રહ્માડના અણુપરમાણુઓ
ગેબની બોલે છે બ્રહ્મભાષા.

ॐ शान्ति· शान्तिः शान्तिः, हरि· ॐ शान्ति·।

વીણી વીણી વ્યોમખંડે, વીણીને વિશ્વમંડળે,
મણકા બ્રહ્મમાળાના હરિએ એમ દાખવ્યા :
ગોટલામાંથી વનના, અણુમાંથી વિરાટના.
પ્રફુલ્લ્યાં પદ્મને નેત્રે ન્હાળે શબ્દો ઋષિવરો.

અણુઅણુ મહીં ભાખ્યો હરિએ, એમ ચન્દ્રનાં
કિરણેકિરણે બ્રહ્મ ભાળે બ્રહ્મસભા બૃહદ્.

હરિએ શબ્દમન્ત્રોથી કીધો ગમ્ય અગમ્યને.
શતધા શાસ્ત્રની સાખે હજારો તત્ત્વજ્ઞાનીઓ,

ઝાંખી કૈંક કરાવે જે, હરિએ કીધું તે ક્ષણે,
સમર્થને અસમર્થે સમર્થ છે સમર્થને.

થયો ભાસ્કરવિભાએ આત્મામાં અમીદીવડો;
મ્હોર્યાં ફોર્યાં મહર્ષિઓના બ્રહ્મ કેરા મનોરથો.

ને અન્તરિક્ષની પાર ગેબીલા હરિમન્ત્રના
સુસ્વરો સ્વરમાળાના તરતા તરતા ગયા.

ઝીણી તીવ્ર અણુદ્રષ્ટે નીખં નભેથી તારલા.
ઊઠ્યા બ્રહ્મસભામાંથી—જ્વાળા શું યજ્ઞકુંડની!

જ્વલન્ત જાગતી જ્યોતે જાજ્વલ્ય ઋષિ ઉચ્ચર્યા:
'હરિ! વિરાટને કીધો આપે તો આજ બોલતો;

જિહ્વાઓ અણુને દીધી વડી વિશ્વવિરાટની.
આજે ભાખ્યું મહાસૂત્ર 'અણુમાંથી વિરાટ છે.'

કણોમાં ધાન્યનો ભોગી દાણેદાણે લખેલ છે;
તારલેતારલે એમ 'બ્રહ્મ' 'બ્રહ્મ' લખેલ છે.

બ્રહ્મનો અણુ બોલે છે બ્રહ્મભાષા અણુમુખે;
'બ્રહ્મ' 'બ્રહ્માંડ' બે શબ્દો ઉચ્ચરે છે અણુઅણુ.'
અણુઅણુ થૈ વેરાણી એહ બ્રહ્મસભા પછી

મધ્યાહ્‌ન રૂહે છે પડતા પ્રભાતમાં,
ફળો ભર્યાં છે બીજ-સૂક્ષ્મતા મહીં;
અનન્ત છે બિન્દુની બિન્દુમાળમાં.
ગંગોત્રીમાંથી વિભુ ગંગસાગર;
મહાનતા છે અણુની વિશાળતા.

## અધ્યાય ૧૫ મો · અમૃતોપનિષદ

આદર્શો ને જીવવું બે જુદાં છે,
ન્યારાં ન્યારાં વાંછવું પામવું યે;
પંખાળોયે આભ ઓળંગશે કે ?
આશા શાની વામણો વ્યોમ વાંછે ?
'નાયમાત્મા બલહીનેન લભ્યઃ ।'

એ પ્રભાતે ગંગઘાટે સિધાવિયા હરિવર;
સૂર્યનાં તેજ પૂર્વેની ઢળતી'તી પ્રભાસુધા.
વૃક્ષેવૃક્ષે, ધામધામે, ર્‌હડેલી લતી ઝૂલે,
હતી ત્ય્હાં વિશ્વસોહાગી વિવિધા વનવેલીઓ;
વાવેલી એ વિધાત્રીએ, શારદાએ સીંચી જળે.
લીલુડાં વનની જાણે પડી લીલમ છાંયડી.
સોમવલ્લી બ્રહ્મવલ્લી વીણી અમૃતવલ્લીઓ;
સારવ્યા આસવો એના બ્રહ્મરસ સમોવડા.
ને બ્રહ્મરસ એ પાયો રાત્રિ બ્રહ્મર્ષિમંડળે.
રાત્રિ પડી રમ્યતાળી, સૂર્યસંગે ગયો દિન.

આરતીની જ્યોત જ્યોતે જગતે કીધ દીવડા.
બ્રહ્મચોકે બ્રહ્મદ્વારે મળ્યુ મહર્ષિમંડળ.
કાશીપુરી હિલોળા લે, દેવોના ડોલતા ધ્વજોઃ
ચન્દ્રમા મસ્તકકેન્દ્રે, પદ્માસને હરિ હતા.
આભમા યજ્ઞજ્વાલાએ નાખ્યો ૐકાર શખનો.
ને પછી વર્ણવ્યુ પ્રીતે ત્યહા અમૃતોપનિષદ,
ચન્દ્રકિરણને ફ્હોતા શીખવ્યુ શ્રી હરિવરે.

अमृतोपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्।

ૐ મૃત્યુલોક છે મૃત્યુઘેરેલો;
ને રોગો છે મૃત્યુના પાર્ષદો.
દેહારોગ્ય ને આત્મારોગ્ય
છે બ્રહ્માનન્દનાં પગથિયા.
અમૃત છે મૃત્યુની મહાઓષધિ.

વૈશાળી નગરીમાં લક્ષ્મીકેતુ નામે હતા ગૃહસ્થ, ને લક્ષ્મી હતી એની ગૃહિણી લક્ષ્મી હતી લક્ષ્મીકેતુના ગૃહસ્થાશ્રમની સાત્ત્વિક ધર્મશીલ લક્ષ્મી.

લક્ષ્મીકેતુનો લક્ષ્મીધ્વજ નગરચોકમાં ફરફરતો. નગરચોકના કીર્તિધ્વજથી અધિકો હતો— લક્ષ્મીકેતુના ગૃહનો યશધ્વજ ને એ ગૃહધ્વજધારિણી હતી એની ગુણગૃહિણી.

આડોશીપાડોશી ગુણગૃહિણીનાં શકુન લેતાં; સગાંવહાલાંઓ શિરછત્ર માનતા; અતિથિઓ અક્ષયપાત્રી કહેતાં; સાધુસન્તો સાધ્વી કહી વન્દતા. પતિલક્ષ્મી લક્ષ્મી ગૃહલક્ષ્મી હતી; ગૃહલક્ષ્મી લક્ષ્મી નગરલક્ષ્મી હતી.

લક્ષ્મીજીથી વૈકુણ્ઠ શોભે છે એવું લક્ષ્મીથી લક્ષ્મીકેતુનું ગૃહ શોભતું.

ઉદારતાએ અભ્રા, માધુર્યે સરિતા, ગુણકાન્તિએ કવિતા, શીલવ્રતે સાધ્વી, હૃદયભાવે લક્ષ્મી લોક-કલ્યાણી હતી. ગાયોને દૂહોતી ને અભ્યાગતોને પાતી.

સન્તાન પ્રફુલ્લેલી ફૂલી પ્રફુલ્લેલી લક્ષ્મી સોહાગણ નારીવેલ હતી. પિતૃગોત્રે લક્ષ્મી અમરવેલ હતી. ગૃહલક્ષ્મીનાં મહીમન્થનનાં નવનીતે સન્તાનો ઊછરતાં.

ગુણવંત ગૃહિણીની ગુણપ્રભાથી લક્ષ્મીકેતુનુ ગૃહ ચન્દ્રિકાધામ સમું દીપતું. લક્ષ્મી હતી લક્ષ્મીકેતુની ગૃહચન્દ્રિકા.

૨

કોક કાળયોગ આવ્યો, ને લક્ષ્મીને અનારોગ્ય લાવ્યો. ગુણગૃહિણીના અનારોગ્યે ગૃહતેજ ઝંખવાણું.

રોગો આવે છે ને જાય છે.

નગરધન્વન્તરિ જોવાને પધાર્યા કહે 'અમૃતબિન્દુ આપો. અમૃતબિન્દુ અશ્વિનીકુમારો કને છે.'

લક્ષ્મીકેતુ ચિન્તન ચકાવે ચ્હડયા 'અમૃતબિન્દુ અશ્વિનીકુમારો કને છે, અશ્વિનીકુમારો આકાશ-લોકમાં છે, અમૃતબિન્દુ ક્ય્હાથી સાપડે? ને લક્ષ્મી આરોગ્ય પામે?'

પ્રાત કાળે બ્રાહ્મણ મધુકરીએ આવ્યો કહે: 'લક્ષ્મીકેતુ! ભમ્મરે ચિન્તાની ભમરી છે, તેજ ઝખવાયુ છે, પુણ્યપ્રવાહને સંકોરો પુણ્યે પાપ ઠેલાશે'

ઝંખવાયેલા દીવા જેવું લક્ષ્મીકેતુ ઝાણુઝાણુ હસ્યા, ને મન્દમન્દ બોલ્યા: 'સાચે જ ને! લક્ષ્મી માદી છે. નગરધન્વન્તરિ કહે છે અમૃતબિન્દુ પાવ. અમૃતબિન્દુ લાવવું ક્ય્હાંથી?'

બ્રાહ્મણ બ્રહ્મવ્રતિયા હતા બ્રહ્મચારીએ ગાર્હસ્થી અન્તર્વેદના વાંચી લીધી.

બ્રહ્મવ્રતિયા બ્રાહ્મણ કહે: 'ચન્દ્રકિરણને દૂહુવો. ચન્દ્રકિરણ અમૃતબિન્દુ નિર્ઝરશે'

લક્ષ્મીકેતુની ચિન્તા થઈ ચોગણી. ચન્દ્રકિરણને દૂહુવે કોણ? ને કઇ વિધિયે?

૩

નગર પરવાડે દેવમન્દિર હતું; ને દેવમન્દિરે સાધુમહારાજ રહેતા. સાધુમહારાજ પ્રાતઃસાય આરતી કરતા

આરતીની ઘંટા નગરભરી ગુંજતી. એ દેવટંકારે
નગર ધન્ય થતું.

દેવ આરતીની ષોડશ શિખાઓ પછી નગરને
દ્વારેદ્વારે દીવડા કરતી. મધ્યજ્યોત નગરચોક મધ્યે
ઝળકારા નાંખતી. એ ઝળકારાની વીજળીઓ પછી
જગતમાં સંચરતી.

નિત્યશઃ લક્ષ્મીકેતુ સાધુમહારાજની પ્રાતઃસાયં
આરતીમાં જતા, આરતીતેજ ઝીલી ઝીલીને ઘેર
લાવતા.

દેવમન્દિરે સાયં-આરતી થઈ; દર્શનિયાંઓને
આરતીતેજ ઝિલાવરાયાં; શિખાશિખાએ જઈને
નગરને દ્વારેદ્વારે નગરદીવડા કીધા.

પછી સાધુમહારાજે કહ્યું: 'લક્ષ્મીકેતુ!
નયનદીવડા ઝંખાયા છે; કીકીઓમાં ચિન્તા-
છાયા છે.'

લક્ષ્મીકેતુ કહે: 'લક્ષ્મી માંદી છે. નગર-'
ધન્વન્તરિ કહે છે, અમૃતબિન્દુ પાવ.
બ્રહ્મચારીજી કહે છે, ચન્દ્રકિરણને દુહુવો,
અમૃતબિન્દુ સાંપડશે. ચન્દ્રકિરણને દુહોનારો
કોણ? ને ક્‌ય્હાં? એ છે મ્હારો ચિન્તનચકરાવો.'

સાધુમહારાજે સાધુતાને નિચોવી, ને સાધુ-
વેણ બોલ્યા: 'ચન્દ્રકિરણને ઝાલતાં આવડે,
એને દુહોતાં આવડે.'

૪

લક્ષ્મીકેતુની ચિન્તા સોગણી વધી ગઇ.

એ રાત્રિએ નિદ્રાએ લક્ષ્મીકેતુને જાગરણ કરાવ્યાં વીજળી ઝબૂકે ને જાય એમ એક જ પ્રશ્ન આંખમાં ઊગતો ને આથમતો કે ચન્દ્ર-કિરણને ઝાલે કોણ? ને દૂહુવે કોણ?

પ્રભાતે લક્ષ્મીકેતુ પ્રાતઃઆરતીમાં ગયા ત્‍્હારે સાધુમહારાજે કહ્યું: 'લક્ષ્મીકેતુ! ચિન્તાજ્વાળા સોગણી વધી છે. આત્મનિષ્ઠને ચિન્તા ન હોય.'

લક્ષ્મીકેતુ કહેઃ 'પણ ચન્દ્રિકાને ઝડપે કોણ? ને દૂહુવે કોણ? એ તો છે અગમ્યનો કોયડો.'

સાધુમહારાજે સાધુશબ્દે કહ્યું: 'ચન્દ્રકિરણને આત્મઅંગુલિઓ ઝડપે, ને આત્મઅંગુલિઓ દૂહુવે. મન્દિર-શિખરે ચાલો; મન્દિર શિખરમાં સર્વકલ્યાણક મહર્ષિ રહે છે—કહેશે.'

બન્ને મન્દિર-શિખરે ચ્હડયા. મન્દિરે-શિખરમાં મહર્ષિજી કલ્યાણમન્ત્રો પઢતા હતા.

ગૃહસ્થીને સર્વકલ્યાણકે કહ્યું: 'લક્ષ્મીકેતુ! દુનિયાને પર એટલુ પરાયુ. સ્વઅંગુલિઓ દૂહુવે એ અમૃતબિન્દુ પામે. ત્‍્હારી આત્મપાંખડીઓ, એ છે ત્‍્હારી આત્મઅંગુલિઓ. આત્મઅંગુલિએ ચન્દ્રકિરણને ઝાલ ને દૂહો.'

પછી સર્વકલ્યાણકે કિરણાવળ ઝાલવાનો
વિધિ કહ્યો, કિરણ દૂહોવાનો મન્ત્ર શીખવ્યો.
લક્ષ્મીકેતુ કહેઃ મ્હને દૂહોતાં નથી આવડતું તે?

૫

લક્ષ્મીકેતુ જગતલક્ષ્મીને દૂહોતાં, એમ પછી
ગૌલક્ષ્મીને દૂહોતાં શીખ્યા. ગાયોને દૂહોવે ને
સાધુઓને પાય.

લક્ષ્મીકેતુએ પછી સંયમ ને બ્રહ્મચર્ય પાળ્યાં;
એની આત્મપાંખડીઓમાં પરાગ પ્રગટ્યા;
આત્મનપુષ્પ મઘમઘી ઊઠ્યું.

લક્ષ્મીનું અનારોગ્ય ત્હોયે આરોગ્યપંથે વળતું
ન્હોતું; પણ સરિતવ્હેણ મટી સરોવરજળ સમું
સ્થિરતા પામ્યું હતું.

એ એકાદશીએ લક્ષ્મીકેતુ અગાસીએ ચ્હડ્યા.
ચન્દનીજળનાં છબછબિયાં અગાસીમાં છલંબલતાં.
અન્તરિક્ષમાં દૂધભરી ઝીણકી વડવાઈઓ સમી સુધાઝરી
ચન્દ્રધારાઓ ચમકતી.

લક્ષ્મીકેતુએ નેત્રો પ્રફુલ્લાવ્યાં; આભમાં જોયું; મન્ત્રો
ભણ્યા; ચન્દ્રત્રાટક કીધું; ચન્દનીને કીકીઓથી પીધી.

અન્તરઊતર્યાં એ ચન્દ્રકિરણોને પછી આત્મ-
અંગુલિએ દૂહોયાં.

એ રાત્રિએ અન્ધકાર ઊજળો થયો, ને પ્રકાશમા પરિમળો વાયા. વિધાત્રીએ પણ પ્રારબ્ધ વરસાવ્યા. ચન્દનકટોરીમા લક્ષ્મીકેતુએ અમૃતબિન્દુને ઝીલ્યુ

૬

લક્ષ્મીકેતુએ જઇને અમૃતબિન્દુ ગૃહલક્ષ્મીને પાયુ
લક્ષ્મી હસીને ઊઠી

કાચનમૂર્તિને સ્હડેલી રજ ઊડી જાય, ને પ્રકાશ પ્રજ્વળે; એમ અનારોગ્ય ઊડી ગયુ, ને આરોગ્ય પ્રજ્વળ્યુ.

સૌભાગ્યવતીના સૌભાગ્યથી ઘર ઝળામળાં થઈ રહ્યુ પુત્રપુત્રીઓનાં પ્રફુલ્લેલા પુષ્પો આનન્દના મઘમઘાટે મઘમઘતા.

અમૃતબિન્દુ આવ્યે ગૃહધામમાથી અન્ધકાર આથમ્યો. ક્યારી સરીખડી શેરીયે પમરી ઊઠી; ઉદ્યાન સરીખડું નગરે પમરી ઊઠયું.

લક્ષ્મીકેતુએ ચન્દ્રકિરણને દૂહોયાં ને લક્ષ્મીને પાયુ, એ હતું અમૃતાંશુનુ અમૃત.

આરોગ્ય એ અમૃત છે;
અમૃતેશ્વર! અમૃત દ્યો અમને.
આયુષ્ય એ અમૃત છે,
અમૃતેશ્વર! અમૃત દ્યો અમને.
અમૃત છે પરબ્રહ્મનું બ્રહ્મત્વ.

ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિઃ, હરિઃ ૐ શાન્તિઃ।

શમ્યો–અશમ્યો ગયો શબ્દ શબ્દધામ ખગોળમાં.
સોમવલ્લી બ્રહ્મવલ્લી અને અમૃતવલ્લીના

અંજલિ અંજલિ અર્ધ્ય અર્પ્યાં બ્રહ્મર્ષિમંડળે.
બ્રાહ્મણોને હરિ પૂજ્ય, હરિને પૂજ્ય બ્રાહ્મણો

એ રાત્રિની રમ્યતામાં રમ્યતા હરિએ પૂરી.
ઋષિઓનાં નેત્રનેત્રે ઊગી આનન્દ-ચન્દ્રિકા.

પ્રકાશી પ્રભા પ્રજ્ઞાની પ્રાજ્ઞોના પ્રૌઢમંડળે:
પીધી જાણે એ જ રાત્રે ચન્દ્રિકા ચક્ષુચક્ષુએ.

હવેલીની અગાશી શા, વિબુધોના વિહાર શા,
ઊંચેરા ગંગના ઘાટે બ્રહ્મર્ષિ બ્રહ્મમાં રમે.

હતો વિશ્વેશનો ચોક ચન્દ્રિકાનુ સરોવર.
બ્રહ્મસભા વિખેરાણી; મહામતિ મહર્ષિઓ

શાન્ત કાન્ત સમીરોના લ્હેરણે લ્હેરણે ગયા:
લહરે લહરે લ્હેરે પૃથ્વી કેરા પરાગ શા.

પુણ્ય નગરી પૃથ્વીની, ધર્મઆધાર આભનો,
અમૃતમયી થૈ કાશી ગી અમૃતોપનિષદ.

આંખે દીઠું પામવું છે સુદૂર,
મોઘું ગ્રેવું શ્રોત્રથી આભળેલું;
ઇચ્છ્યું–વાંચ્છ્યું આભથી વેગળું છે.
પ્રજ્ઞાપૂરી બ્રહ્મની પાંખ ફૂટે,
સાનન્દે તો આત્મ પરમાત્મ પામે..

## અધ્યાય ૧૬ મો · મહંકાળોપનિષદ

ભાનુ ગ્રહે કાળ, ગ્રયકને ગ્રહે,
વિશ્વે પરમના અવતારને ગ્રહે;
દંષ્ટ્રા કરાળી ગ્રહતી ચરાચર.
વિશ્વે વહે કાળ અખંડ ઓઘમાં;
અખંડનું ખંડન બ્રહ્મ એક છે.

એહ રાત્રે શ્રી હરિએ નિહાળ્યા સ્વપ્નદેશમાં
યુગો, મન્વન્તરો, કલ્પો—પાથરેલી પરંપરા:
વાદળી વાદળી પેરે આવે—જાય અનન્તમાં.
વિશ્વ-નાટકના પડદા પડે ને ઊપડે—પડે.
હરિ હેરે આત્મદૃષ્ટે એ મહંકાળની લીલા;
નિહાળે ઇતિહાસોના ચિત્ર-વિચિત્ર ચિત્રને.
ઊછળે સાગરે મોજાં એકએકની પાછળે,
બ્રહ્માંડે ઊછળે એમ યુગોની પાછળે યુગો.
પછી મધ્યાહ્ન ને રાત્રિ ગયાં પ્રભાતપાંખથી;
નિર્ઝરી આભથી ચન્દ્રે એકાદશીની ચન્દ્રિકા.
રમે—રૂમઝૂમે રાત્રિ વિધિના કાળબાણ શી.
આશ્રમોએ પીછચો એહ કાળ કર્પૂરવર્ણિલો;
આશ્રમો ઠાલવ્યા ઓઘે વ્હેતા વિશ્વેશચોકમાં.
પ્રફુલ્લી વેલીઓ વાવી કીધો'તો વેલમંડપ;
મળ્યા ચોકે બ્રહ્મર્ષિઓ, બ્રહ્મર્ષિનાં ગુરુકુલો.
શંખના ઓંકારનાદે યજ્ઞની પ્રગટી પ્રભા.

પદ્માસને પધારીને પરમ્ પદ્મપરાગ શી
ગહરી મધુરી વાણે સારવ્યા હરિએ યુગો.
મૃત્યુમાં અમૃતો છાંટ્યાં ચન્દ્રે ને ચન્દ્રવંશીએ.

महंकालोपनिषत्
ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्।
ॐ અવિશ્રાન્ત ગાજે છે કાળનું કોદંડ;
કાળ અમૃત છે? કે ઝેર?
દિશા દિશાને પરોવે છે
કાળધનુષ્યની શરાવળો.
કાળ છે પરબ્રહ્મની પાયછાંયડી.

૧

સત્યુગની પાછલી રાત્રિ જતી હતી; ત્રેતાયુગનો પ્રાત:કાળ આવતો હતો.

ત્હારે સત્યુગ આથમતો હતો, ત્રેતાયુગ પ્રગટતો હતો.

સત્ય અને ત્રેતાના એ સંગમકાળે બ્રહ્માવર્તમાં બ્રહ્મર્ષિઓનાં બ્રહ્મવૃન્દો વસતા.

સરસ્વતીને તીરે વેદ ભણતા-ભણાવતા, યજ્ઞો કરતા-કરાવતા; આકાશને ઓળખતા, પ્રારબ્ધને ઘડતા, ત્રિકાળને વાચતા.

શિષ્યમંડળો આત્મા ભરીભરીને સરસ્વતીનાં પાણી પીતાં.

એક મહર્ષિને મનોરથ થયો પૃથ્વીમાં બ્રહ્મણ્ય
વાવવાનો ને પાગરાવવાનો. બોલ્યાઃ 'આકાશ
ન ખેડાય; પણ પૃથ્વી ખેડાય, ને ધર્મ વવાય.'

યજ્ઞ જેટલો ધર્મ લીધો; જ્ઞાન જેટલો અગ્નિ લીધો;
શિષ્યમંડળ જેટલા ઇન્ધન લીધાં. બ્રહ્માવર્તથી
મધ્યદેશે સંચર્યા

ન્હાની પણ મહાકિની સરીખડી પવિત્ર ને તેજસ્વી,
ત્ય્હાં સરિતા વહતી હતી. સરિતાતીરે યજ્ઞકુંડ
કીધો, અગ્નિ પ્રગટાવ્યો, આશ્રમ માડ્યો
એ યજ્ઞકુંડ પછી થયો મહંકાળનુ મન્દિર; એ
પર્ણકુટિ થઇ ઉજ્જયિની નગરી; એ સરિતા થઇ
જગતયશસ્વિની ક્ષિપ્રા

મહર્ષિ કહેતા કે 'કાળ છે બ્રહ્મનાં મિષોન્મિષો.'

૨

એ શિષ્યમંડળ હતું જગતશ્રેષ્ઠ શિષ્યમંડળ;
એ મહર્ષિ હતા બ્રહ્માના ગોત્રજ ને સાંદીપનિના
ગોત્રપુરુષ.

વનમાં પંખીગુન્જારવ થતો, એવો આશ્રમમાં
શિષ્યગુંજારવ થતો. શિષ્યો કહેતાઃ 'અમે
બ્રહ્મપખીડાં છીએ.'

આશ્રમ હતો કોક મહાનંખૂર. મહીંથી વિશ્વસ્વરો
વહતા, બ્રહ્મમન્ત્રો નિર્ઝરતા. સન્ધ્યાઓ સમાધિમાં જતી,
દિવસો બ્રહ્માનન્દમાં જતા.

જળ દેહને ધોતું, જ્ઞાન આત્માને ધોતું. સૂર્યમંડળ વિશ્વ દાખવતું, બ્રહ્મ દાખવતું. સહુ બહુશ્રુત થતા.

આશ્રમના યજ્ઞધૂમ્રની વાદળીઓ ઊડતી, ને દિશાદિશામાં વિચરતી. એ અભ્યાસત્સંગે સમીરણો પ્રેરણા ને પ્રોત્સાહન પામતા.

એમ કિરણાવળો ખેડતી ને શબ્દાવળો બ્રહ્મણ્યને વાવતી. સદ્ધર્મ મ્હોરતો ને પાંગરતો. મહર્ષિ કહેતા: 'કાળ આવશે, ને લણશે.'

આશ્રમ હતો જ્ઞાન સમી ગાઢ વનછાયામાં. દ્વાપરના મધ્યાહ્નોત્તર પછી સુદામાજી ત્ય્હાં ભણવાને ગયા હતા; ને હરિ હતા સાંદીપનિના શિષ્ય. સાંદીપનિ હતા બીજા બૃહસ્પતિ.

જનતા કહેતી: 'બ્રહ્માવનના મહર્ષિ છે કોક આગન્તુક દેવ.'

ને પછી તો પેઢીઓ વીતી ગઈ.

કાળ કહે છેઃ 'હું **અપ્રતિરથ** છુ.'

૨

સતયુગનો અસ્ત પેખાયો મહારાણી કૈકેયીમાં; ને રાઘવેન્દ્રમાં પેખાયાં ત્રેતાનાં તેજ.

રાજમહિષી કૌશલ્યાએ વલ્કલ સજ્યા, ને કહ્યું: 'પિતૃવચન પાળો.' રામે ત્રૈલોક્યોન્નત મસ્તક નામ્યું.

મહારાણી સુમિત્રાએ લક્ષ્મણજીને સદ્‌બોધ દીધો, ને કહ્યું :
'અશ્વિનીકુમારોની બાન્ધવબેલડી છો.'

સીતાજીએ સત પૂર્યાં ને કહ્યું : 'ચન્દ્રથી ચન્દ્રિકા
અળગી ન હોય હૈયું પાછળ મૂકી શી રીતે સિધાવશો?'

ઊર્મિલાએ લક્ષ્મણજીને કહ્યું : 'જ્યેષ્ઠ બન્ધુ છે પિતાતુલ્ય.
જાવ, રામસીતાની સેવા કરજો યજ્ઞમાળા લેઈને
આવવાના હું વર્ષો ગણીશ.'

મન્ત્રીશ્વર સુમન્ત્રે કહ્યું : 'અયોધ્યામાંથી જાઓ છો;
પણ લોકહૃદયને સિંહાસને સદાના છો વિરાજમાન.
યુગો સંભારશે.'

કુળગુરુ વસિષ્ઠજીએ કહ્યું : 'નિત્યનિત્યે સ્મરીસ્મરી
અગ્નિહોત્રમાં સમિધ હોમીશ નિત્યનિત્યે સ્મરીસ્મરી
યોગવાસિષ્ઠની રામસંહિતા લખીશ નિત્યનિત્યે સ્મરીસ્મરી
મહર્ષિઓ કીર્તિગાથા ગાશે.'

ધર્મ આયુષ્ય ને પ્રજા સમા રામ લક્ષ્મણ ને જાનકી
પરદેશિયા થયા, મહાવનમાં ગયાં અયોધ્યાનગરી
ઘડી વિધવા સમી વિરૂપા થઈ.

રામ રટતા ભરતજી ચિત્રકૂટમાં નિવસ્યા.
અયોધ્યામાં રામપાદુકાની આણ પ્રવર્તતી.

ચૌદ ચોકડી સમા ચૌદ વર્ષ ભર રઘુવીરે
મહાવન ખેડ્યા. પુષ્પ પડે ત્યાં પરાગ પમરે;
તેમ જ્યહાં જ્યહાં પાય પડતા, ત્યહાં પુણ્ય પમરતાં.
ને મઢૂલીના મહેલ મંડાતા.



૪

રાઘવેન્દ્ર ને લક્ષ્મણજી–એ વૃક્ષરાજોની વચ્ચે
જાનકીજી અમૃતવેલડી મમાં શોભતાં વનદેવતાઓ
દર્શને આવતા.

ફરતીફરતી પૃથ્વીને વાવતીવાવતી, ત્રિવલ્લી
ગઇ મધ્યદેશમા; ક્ષિપ્રાતીરે, મહર્ષિઆશ્રમે
આશ્રમમા ત્હણે સુગન્ધોના સમીરણો વાયા,
કવિતાના કલ્લોલો ઊછળ્યા.

મહર્ષિએ રામને પૂજ્યા, ઋષિપત્નીએ જાનકીજીને
પૂજ્યાં; શિષ્યમંડળે લક્ષ્મણજીને પૂજ્યા. પૂજ્યને
પૂજવા એ વેદવિધાન છે.

લક્ષ્મણજી છે ધરાધર શેષના અવતાર સૌને
ધારે છે, પાપીને ધારતા કંઠ મરડે છે શેષ કંઠ
મરડે, ત્ય્હારે ધરા ધ્રૂજે

રાઘવેન્દ્રે ભૂમંડળનુ મધ્યબિન્દુ દાખવ્યુ, સીતાજીએ
સત્ પૂર્યાં, ભૂમંડળના મધ્યબિન્દુમા લક્ષ્મણજીએ
મહકાળની પ્રાણપ્રતિષ્ઠા કીધી. પેખીને
પરબ્રહ્મ આનન્દ્યા.

સીતાવરદાને પછી ત્ય્હાં કવિવરો થશે, રામવરદાને
પછી ત્ય્હાં ધનુર્ધરો થશે મહંકાળ સૌને સંભારશે મદા.
સીતાજી કહેતાં: 'કાળ કરે તે કોઇ નવ કરે.'
જે સનાતન છે તે ભૂલવા ગયેયે ભુલાતું નથી.

૫

પછી રાઘવેન્દ્ર પધાર્યા પંચવટીએ. લક્ષ્મણજીએ પર્ણકુટિ બાંધી; સીતાજીએ વાડી રોપી, સીતાવાડીએ જગત્ પરાગવન્તું થતું.

મધ્યદેશે મહર્ષિ ચિન્તનઘેર્યા હતા. નિત્યનિત્યે ક્ષિપ્રાઘાટે જાય, નિત્યનિત્યે ઠાલે હૈયે પાછા વળે. જગત સૂનુ ભાસતું એમને.

પછી આવી પૂર્ણિમા વનને પાદડેપાંદડે ચન્દ્રમા કિરણાવળ નાખતો, દેવદીવડા કરતો.

એ પૂર્ણિમાની મધરાતે આભ બોલ્યુ, ને મહર્ષિને આયુષ્ય-પ્રશ્નનો ઉત્તર સાંપડ્યો.

પ્રાતઃકાળે ઊઠીને મહર્ષિએ મધ્યદેશમાંથી દિશા-દિશામાં ત્રિજ્યાઓ દોરી. પૃથ્વીનુ મધ્ય છે મધ્યદેશ

મહર્ષિએ કાળને માપ્યો. બારબાર વર્ષના કીધા કુંભમેળા નક્ષત્રમાળાની પ્રતિકચારીઓ રોપી રાશિ-રાશિની પ્રતિવેલીઓ વાવી. ખગોળશાસ્ત્ર ને ભૂસ્તરશાસ્ત્ર એકાગ્ર કીધાં

યજ્ઞકુંડનું કીધું સરોવર; તીરે સ્થાપ્યા સદાશિવ; ને સદાશિવને નામાભિધાન સમર્પ્યું મહંકાળ. એ મહંકાળ બેઠા છે કાળની કલગીમાં ને પાંખમાં.

૬

ને પછી મહર્ષિએ મહંકાળના મહિમામન્ત્રો ઉચ્ચાર્યો.

બ્રહ્માએ બ્રહ્માંડ સરજ્યુ ત્હારે નાભિમાં મૂક્યો કાળને.
બ્રહ્માંડનું મધ્યબિન્દુ છે મહંકાળ.

'સૂર્યદેવ જેમ નિજ કિરણમાળમાં વિશ્વને પરોવે છે,
એમ મહંકાળ નિજ કિરણમાળમાં વિશ્વને પરોવે છે.'

કાળની દંષ્ટ્રાઓ છે સર્વભક્ષી; સકલ વિશ્વ છે
કાળનું ચવાણું. કાળ ભૂગોળને ખાય છે, કાળ
ખગોળને ખાય છે. કાળથી પર છે પરબ્રહ્મ.

કારમા રોગોની ઔષધિઓ મન્દરાચળમાં છે;
કાળૌષધિનો મન્દરાચળ બ્રહ્માંડસીમમાં નથી.

'મૃત્યુ તો કાળનો પડછાયો છે.
અનન્તને માપવા મથે છે મહંકાળ; પણ વૃથા.
સર્વજયી કાળનો ત્હાં થાય છે પરાજય. અનન્તને
માપે છે એક પરબ્રહ્મ.'

યુગાન્તરો આવ્યા ને ગયા; મન્વન્તરો ઊગ્યા ને
આથમ્યા. કાળ અમ્મર છે.

'સૃજન ને પ્રલય, પ્રલય ને સૃજનઃ એમ
નિત્ય ઘૂમણે ઘૂમે છે પરબ્રહ્મનું કાળચક્ર.
માનવી! અનભેમાં રહેજેઃ આજે મરીશ, ને
કાલે જન્મીશ.'

મહર્ષિએ મહંકાળના મહિમામન્ત્રો ઉચ્ચાર્યા,
ને સુણીને સ્વયં મહંકાળ આનન્દ્યો. તો
અન્યો આનન્દે જ ને?

પરબ્રહ્મ એક છે કાળથી પર;
અમૃત એક છે મૃત્યુથી પર;
અમૃત છે પૃથ્વીનુ પ્રારબ્ધ.
ત્રિકાળ ત્રિવેણીને તરી જતું
દેવો· અમને અમૃત અર્પો,
અમૃત અર્પો.

ॐ शान्तिः शान्तिः शान्तिः, हरिः ॐ शान्तिः।

હરિના પડિયા શબ્દો સ્વર્ગંગાની સેર શા;
ધીરાધીરા ગભીરા, એ અધીરા શ્રોતૃમંડળેઃ
કાળનો મહિમા ગાતા, ગેબ સંદેશવાહક.
મહાપંખાળ મહંકાળ, છલન્તો બ્રહ્મછોળ શો,
દીઠો બ્રહ્મસભાએ ત્હાં જતો અનન્તને તટે.
પેખતાં થાકીને થભી દામણી બુદ્ધિ-દૃષ્ટિઓ,
ભૂમિના મા'નુભાવોની ખૂટી પડી વિશાળતા:
મહદ્ તેય ન્હાનુ ભાસ્યુ મહંકાળની સન્મુખે.
હતો એ તો બ્રહ્મયોગ, યોગીના આત્મયોગ શો;
અનન્તના અન્તની પેરે આવિયો અન્ત એહનો.
પ્રતાપી સૂર્ય ને ચન્દ્રો, ગ્રહો, તરન્તી તારિકા–
અગાધે પાંખડી નાંખી ગઈ બ્રહ્મસભાગૃહે.

કુમારો ને કુમારીઓ બોલતા'તાં જતાં જતાં:
'કાલે પૂર્ણાહુતિપર્વ હરિના બ્રહ્મયજ્ઞનુ,
યુગાબ્દીના બ્રહ્મબોલ કાલે વિશ્વેશ બોલશે.'

પૃથ્વી ઘૂમે, સૂરજ ને શશી ઘૂમે,
ઘૂમે અહોરાત્ર અનન્ત ઘૂમણે;
ઘૂમે મહકાળ, અખંડ ચક્રમાં.
યુગો-યુગોનુ, કંઈ કલ્પ-કલ્પનુ,
બ્રહ્માંડનુ, કાળ જ મધ્યબિન્દુ છે.

## અધ્યાય ૧૭ મો - સર્વતોભદ્ર ઉપનિષદ

કાશીપુરી ધર્મપુરી ધરાતલે
કો પર્વણી સાગર શી હિલોળતી;
હરિ પધાર્યે, ઉપનિષદો કથ્યે.
કાશીપુરીનુ, કંઈ હોય ગંગનુ,
ભરે અધૂરુ ઉપનિષદે હરિ.

વળી પડી કાશીક્ષેત્રે નવપ્રભાતની પ્રભા.
પહેલી પ્રાગટ વાશ્યે, પ્રાચી ઉજ્જવળી થયે,
પ્રભાળા આભને જોતા હરિ ગયા મહાવને;
ગંગાજીના ઘાટેઘાટે, ગોપઅગોપ શોધવા.
અહીં વિશ્વેશ્વરચોકે વાગ્યો નિત્યપડો વડો;
સાજની શીતળતાનો, ઉપનિષત્કથાન્તનો:

આનન્દતો, ઉત્સાહતો, પ્રાણમાં પ્રાણ પ્રેરતો
ઉજ્જ્વળી પૃથ્વીની પાળે ઢોળાયો સૂર્ય, ત્ય્હારથી
હવા મધ્યે હતી એક લાખેણી લોકવાયકા;
કો જાણે ક્ય્હાથી કો બોલ્યુઃ'આજે વિશ્વેશ બોલશે'
આનન્દતી વ્રજબાળા નગરે ગાતી ટ્હેલતી,
પરાગો પુષ્પ શી ઢોળે, લોકને પાય પ્રેરણાઃ
બહુમાને બિરદાવે આતિથ્યો કાશીક્ષેત્રના
ચારુ ચોઘડિયા વાગે, મહી એ મહિમા સુણે;
બ્રહ્મચારી ભણે મન્ત્રો, ઋચાઓ બ્રહ્મચારિણીઃ
પ્રજ્વલન્તી યજ્ઞજ્વાળા નાખે વ્યોમે ઋષિવરો.
વાયુઓ વેરતા વિશ્વે વિશ્વેશની વિભૂતિઓ.
કિરણો શા ઊડે શબ્દો, જાય સીમઅસીમમાં.
સર્વગ્રાહિત્વનો શોર અન્તરિક્ષે રમે-ઘૂમે
ને પછી પ્રહરે બીજે અંઘોળ્યો સંઘ ગંગમાં;
કીધા ગગોદકે સ્નાન વિશ્વેશના વડી વિધે.
મધ્યાહ્નોત્તર હરિ આવ્યા સર્વગ્રાહિત્વ કૈં લઈ.
પછી પ્રલંબ પથરાણી સ્હાજની પડછાયડી;
નમ્યા ઉત્તાપ ને તાપ, આવી કૈં સુકુમારતા.
શ્રી હરિને આમન્ત્રણે પધાર્યું ઋષિમડળ
પાર્થ-ઉદ્ધવ શખ વાયે, વેદવિદ્ વેદને ભણે;
ગાય ગીતો બ્રહ્મબાળા હરિની વરણાગીમાં.
ચન્દ્ર તારકમા મોહે, ઋષિમડળમાં હરિ.

એ જ વિશ્વેશ્વરચોક. એ જ બ્રહ્મમહાધ્વજ;
ગંગના ઋષ્યાશ્રમોએ આજ એ ત્રિગુણાભર્યાં.
એહ કાશી, એહ ગંગા, એહ હરિકથા કરે;
રચે તીર્થનું સત્તીર્થ, રચે સદ્ધર્મ ધર્મનો;
ઉપનિષત્ નીરે ધોયાં સિચ્યું બ્રહ્મત્વ બ્રહ્મનુ.

सर्वतोभद्र उपनिषत्

ॐ ॐ ॐ श्री ब्रह्म तत्सत्।

ॐ દેજો દૃષ્ટિ બ્રહ્મબ્રહ્માંડ ભાળવા,
દેજો દૃષ્ટિ પરમના પન્થ ન્હાળવા;
અપો શક્તિ, કરાય કલ્યાણ કોકનુ,
અપો અમને પ્રેરણા બ્રહ્મતીર્થની;
બ્રહ્મન્! આજે બ્રહ્મભૂખ્યુ જગત્ છે.

૧

પૂર્વના પૂર્વાચાર્યોમાં એક સમ્યક્ ઋષિ હતા;
હતા સમ્યક્ દૃષ્ટિના તે, લોક સમ્યક્ ઋષિ કહે:
વાંછતા સર્વનું શ્રેય સર્વતોભદ્ર દૃષ્ટિના.
મહાજ્ઞાની, મહાધ્યાની, આનન્દી, ઊર્ધ્વ આત્મના.
રહેતા સાગરને તીરે સાગરભાવ વિશાળવા.
હતું એક ઝાડીઝુંડ, ઝુંડમાં જાળિયાં હતાં.
ઝાડી મધ્યે પર્ણકુટિ કુટિ નહોતી ભીંત કો:
ચારુ ચારે દિશાઓમાં ન્હાળતાં દૃય ચક્ષુઓ.

આવતા લોકવાયુઓ, લાવતા લોકની કથા,
મત વાદો ફિલસૂફી વિતંડા વૈખરી ખરી:
સર્વ શુ સમ્યક્ ન્હાળે, ને સમ્યક્ સમ્યક્ ઋષિ હતા.
એકદા આશ્રમે આવ્યા વટેમાર્ગુ ઋષિવરો;
જતા'તા તીર્થયાત્રાએ આઘેના તીર્થક્ષેત્રની.
રહ્યા રાત્રિ અતિથિ થૈ પન્થના અતિથિવરો
આરોગ્યાં આશ્રમફળો, ગોષ્ઠિ થૈ નીંદરે ગયા;
નિદ્રા ના આવી ને ઊભા આભસાગર આંખમાં:
દિશેદિશે દેખતા, ને પેખતા આભસાગર.
'દીવાલોના નથી દુર્ગો, કુટિ કો રક્ષતું હશે?'
પ્રાત સમી પૃચ્છા જાગી રાત્રિના અન્ધકારમાં:
ઊઠ્યા; ગયા પૃચ્છાભાવે ઋષિ કને ઋષિવરો.
એકાન્તે સાગરઘાટે ધ્યાને સમ્યક્ ઋષિ હતા.
પાયમાં બેસીને પૂછ્યુ: 'આ શું માંડ્યું? ઋષિવર!
નથી દીવાલ કે દ્વાર, આભસાગર દિશેદિશે:
કુટિને છપ્પર એક છોગાળું નભ ઝીલતું.'
સુણી સાગરગાંભીર્યે સમ્યક્ ઋષિ સમુચ્ચર્યો:
'આ છે સર્વતોભદ્ર યજ્ઞ સર્વતોભદ્ર મન્ત્રનો;
સર્વદ્રષ્ટા સર્વક્ષેમી, મન્ત્ર છે સર્વભદ્રદા.'
'ભાખો મહર્ષિ! એ મન્ત્ર માનવ-કલ્યાણકારક;
કલ્યાણકારી છે રાત્રિ.' કહે અતિથિ ઋષિવરો.
'આભ-સાગરના જેવું, આયુષ્યના ઉઘાડ શું,

છે એક સર્વતોભદ્ર શાશ્વતું ઉપનિષદ્;
પૂર્વના સુધિયો કેરું, વિશાળું બ્રહ્મપાંખ શું.
એમાં છે એ વિશ્વમન્ત્ર વિશ્વદૃષ્ટિવિશાળવો.'
ભાખ્યું પછી અતિથિને સર્વતોભદ્ર ભદ્રદા;
સુણી, જેને સમીરણો વાવે જગ વિશાળવે.

૨

ઋષિવરો ! વિશ્વ વ્યોમવિશાળવું છે;
ક્ય્હારે ? ક્ય્હાંથી ચક્ષુને ઝાલરો પડી ?
ક્ય્હારે ? ક્ય્હાંથી દુર્ગને દ્વાર આવ્યાં ?
ભૂંસાયુ છે શું સર્વતોભદ્ર ભદ્ર ?
અફાટ આ સાગરિયો વિસ્તર્યો છે,
તરંગ ઉત્તુંગ અવિશ્રાન્ત ઉછાળે;
સાગરજળે કો જળને દુર્ગ બાંધે ?
વાસે જઇને દ્વાર અમ્ભોધિના કો ?
કદળી જેવાં મહદાકાશનાં થરો
અન્તરિક્ષ પાથરી પડ્યાં અનન્તમાં;
વાદળી ત્તણે વાદળી ઉપર ઢળી :
કોણે ઉખેળ્યા વ્યોમકદળીથરો એ ?
અનન્તમાં ફેણુગા નાંખતી મહદ્
વહે દિશાઓ દિગ્વિપાર દોડતી;
બ્રહ્મતીર્થના મહામાર્ગ સમોવડી :
દિશાઓનાં બારણાં કોણ વાસશે ?

દીઠા કાઠા કોણે કવિતા-કલાના?
આદર્શના, ભાવનાના, કય્હા સીમાડા?
સીમાસૂનુ અસીમ ઓળગીને ઢળે
પરબ્રહ્મપદે પ્રેમભક્તિની ઊર્મિ

આત્મોદુયનો કિયા પિંજરે પૂર્યા?
કોણે આતરી અન્તછોળો છલન્તી?
અન્તર્પટ શા સર્વતોભદ્ર ચક્ષુને?
વટી વિશ્વપાળો વહે આત્મપ્રેરણા.

દીઠી હો તો દાખો પરમાત્મની સીમા,
અદીઠને દીઠું કહી નિન્દશો મા,
કોણે? કય્હારે? દીઠ આશ અનન્તના?
કોણે કય્હારે પરબ્રહ્મની કોર કોરી?

સીમાઓ છે દેહને, પૃથ્વીને યે,
સીમાઓ છે પંખીની પાખને યે,
ચૈતન્યનુ વિશ્વ અસીમ અનન્ત છે,
બ્રહ્મને વિશ્વે પાર્થિવો પાળ બાધ્યા.

૨

પ્રથા - ભૃથા બે ઋષિપુત્ર એકદા
સાયરનાને ગયા'તા સરોવરે;
તરતા, ડૂગતા પાણી માપતા હતા:
અલોપ આખેથી થતું હતું જગત્.

જળ માપતા'તા બ્રહ્મચર્ય-દંડે,
જળ માપતા'તા નિજ દેહ-માપે;
પ્રથા કહે: 'ઝિલ્લર છે સરોવર';
ભૃથા કહે: 'છિલ્લર છે, ન ઝિલ્લર.'

ડૂબ્યા વળી પાણીમાં, ને વળી તર્યો,
માપ્યાં વળી જળ બ્રહ્મચર્યદંડે;
સન્ધ્યા હસે, રાત્રિ ઝરન્તી શામળી;
અલોપ આંખેથી થતું હતું જગત.

પ્રથા કહે: 'છિલ્લરે દંડાગ્ર દીસે;'
ભૃથા કહે: 'ઝિલ્લરે ન સ્પર્શે તલ.'
પ્રથા કહે: 'છિલ્લરે દેહ ના ડૂબે;'
ભૃથા કહે: 'તર્યું ન તરાય ઝિલ્લર.'

વળી લીધો તાગ બ્રહ્મચર્ય-દંડે,
વળી લીધું માપ નિજ દેહમાપે.
સન્ધ્યા વીતી, કૃષ્ણરાત્રિ ઝરી રહી;
અલોપ આંખેથી જગત થતું હતું.

પ્રથા કહે: 'જો મહીં નાવડું ફરે';
ભૃથા કહે: 'યોજનવા નથી જળો.'
પ્રથા કહે: 'દૃષ્ટિની પાળ પાળવે;'
ભૃથા કહે: 'પેલી રહી સ્હામી પાળ.'

વાટે અસૂરા વટેમાર્ગુ નીસર્યાં,
ગયા સરોવર-પાણીડાં પીવા;
પ્રથાભૂથાનો વાદ સાંભળી વધ્યાઃ
'ન છિલ્લર, ન ઝિલ્લર;આ છે નરોવર.'

છિલ્લર છીછરાં નથી પાણીડાં આ,
અપાર ઝૂલતું નથી ઝિલ્લરે આ;
સરોવર ન્હાવ, પાણી પીઓ, તરો.'
પ્રથાભૂથાનો થયો વાદ એ વૃથા.

૪

આત્માનન્દી, શુદ્ધિવિશુદ્ધ, સાત્ત્વિક,
યજ્ઞેશ્વરી, જ્ઞાનેશ્વરી, તપેશ્વરી;
સૂર્યજ્યોત અંગો, બ્રહ્મજ્યોત ભાવોઃ
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

એને નથી દ્વાર દીવાલ રૂંધતાં,
અન્તર્પટોના ન એને અન્તરાયો;
વ્યોમ-વિશાળું, ઉદાર, સર્વદ્રષ્ટાઃ
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનુ બ્રાહ્મણત્વ.

સાગર ખૂટે, એ ન ખૂટે અખૂટ;
લૂંટ્યે ભરાયે, સંઘર્યે એ સુકાયે.
આત્મલક્ષ્મીનૂ અક્ષયપાત્ર એહઃ
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

સંસારી હો વા, ત્યાગી–સંન્યાસી હો વા,
વા સંસારે શાશ્વત સંન્યસ્તધારી;
સંસાર એને સદાની બ્રહ્મયાત્રા :
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

સર્વેશ્વરનો સપૂત સર્વભાવી,
ઉજ્જવળ ચક્ષે પેખતો સર્વસમ્યક્;
અનસ્ત આત્મે ઢળતો સર્વભદ્ર :
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

ઊર્ધ્વગામી આત્મા, અનભેની આંખડી,
બ્રહ્માનન્દી, નિત્ય બ્રહ્મપરાયણ;
જ્વલન્ત અખડાનંદ લક્ષ્મી એની :
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનુ બ્રાહ્મણત્વ.

સીમાપરો, સ્વયંભૂ, યાત્રી અનન્તનો,
હદ-બેહદમાં સંચરે આત્મપાંખે;
પ્રારબ્ધજેતા, પરમની પ્રેરણાળું :
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

આત્મોષધિનો ધન્વન્તરિ ધર્મધામ,
પૃથ્વીવાસીનુ પૃથ્વીમાં બ્રહ્મતીર્થ;
ભર્યું–ભરાતું બ્રહ્મસુધા સરોવર :
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનુ બ્રાહ્મણત્વ.

૫

આકાશ પાતાળ અમ્ભોધિ અગાધ,
અન્તરિક્ષ આચ્છાદતા લોકલોકો;
બ્રહ્માંડો ભવ્ય ઊડતા અનન્તનાં:
સર્વેશ્વરના એ સર્વતોભદ્ર સત્યો.

આનન્દ, ઉત્સાહ, અનળો, કીર્તનો,
અનસ્ત બ્રહ્મોત્સવ ને મહોત્સવો;
ગરુડ શું ઊર્ધ્વગમન ઉમગિલુ:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

મોહપરી માનવતા, મર્યાદ, માઝા,
સંસ્કાર, સંસ્કૃતિ, સત્ય ને ન્યાયનીતિ;
ધુરન્ધર શાશ્વત ધર્મધરાધર:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

વસન્તવાહી જ્ઞાનવિજ્ઞાન વિશાળાં
અણુભેદન્તી ભેદની ભેદુ દૃષ્ટિ;
પ્રજ્ઞા, મેધા, સમર્પણ, તલ્લીનતા:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

પૃથ્વીપુનિતાં પૃથ્વીનાં તીર્થતીર્થો,
સન્તો, મહન્તો, તીર્થતીર્થવાસીઓ;
બ્રહ્માંડનુ અન્તિમ કેન્દ્ર બ્રહ્મતીર્થ:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

અનન્ત જોતી આંખડલી ઉઘાડી,
અનન્ત ધાતી ઊડતી આત્મપાંખ;
અનન્ત પૂર્ણિમા સમી બ્રહ્મપ્રેરણા:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

ગાજન્ત ઘેરાં દુંદુભિ ત્રિકાળનાં,
તારતમ્ય ત્રિગુણોનુ આલે તરન્તું;
ત્રિમૂર્તિની બાજે અખંડ એક ઘટા:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

ચારે વેદો, વર્ચસ્વિલા યોગ ચારે,
ષટ્દર્શનો પરમના દાર્શનિકોનાં;
નવધાભક્તિ, બ્રહ્મની પ્રેમભક્તિ:
સર્વેશ્વરનાં એ સર્વતોભદ્ર સત્યો.

હજો સહુના સમ્યક્ સૌમ્ય ચક્ષુ,
હજો સહુના સમ્યક્ ઉરભાવો,
હજો સહુને સમ્યક્ બ્રહ્મદર્શન.
હજો સહુના અનન્તગામી આત્મા,
હજો સહુનુ સર્વતોભદ્ર ભદ્ર.

ॐ शान्तिः शान्तिः शान्तिः, हरिः ॐ शान्ति ।

સામના ગાનના જેવી હરિની ઘોષણા શમી;
આથમ્યો હરિનો શબ્દ ત્ય્હાં વિશ્વેશ્વર-ચોકમાં;
સંચર્યો સત્યલોકે, ને અણુશમ્યો અનન્તમાં
વિશ્વમાં છે મહાશબ્દ શ્રી હરિનો સનાતન.

કીધો હરિજયોચ્ચાર આજના ઉપનિષદે;
ભગવન્તે આજે ભાખ્યુ સર્વતોભદ્ર ભદ્રક.
હતા જગતજનો શ્રોતા, હરિ હતા જગદ્‌ગુરુ
બ્રહ્મર્ષિ બ્રહ્મને ઝીલે હરિને નેહ નેણુલે;
દિશાઓ બ્રહ્મને ઝીલે હરિને બ્રહ્મવેણુલે
ત્ય્હાં તો આકાશગાજન્તો, સર્વ આમન્ત્રતો વડો,
વિશ્વમાં વિશ્વેશ્વરનો ડંકો વાગ્યો મહાધ્વનિઃ
સૌમ્ય શયનારતીનો, વિશ્વે વિશ્વવિશાળવો.
હરિનો કરી જયઘોષ સમુદાય ઊઠયો પછી;
હસ્તિહેલાર શો સ્હોતો ગયો વિશ્વેશમન્દિરે.
દીપતી દીપમાળા ત્ય્હાં દીપની ઋષિનેત્રની.
થતા'તા દુદુભિનાદ ઝંકારે ઝાંઝ-ઝાંઝરી;
શિખાએ એકસો એક આરતી પ્રગટી હતીઃ
દાખતી'તી દુનિયાને. એકમાની અનેકતા.
ઉત્સાહે ને પ્રોત્સાહને હરિએ આરતી લીધી;
આભેથી નીર્ખતા દેવો–વિશ્વેશ વિશ્વેશને પૂજે:
સાગરને સાગર જેમ, ગિરિને પ્રણમે ગિરિ.
અન્તરિક્ષે અધ્ધર એ ઘૂમે આરતી-મંડળ.
નિર્ઝરે હરિની જ્યોત, ને વિશ્વેશ્વરની ઝરેઃ
હરિજ્યોત વિશ્વેશજ્યોત ભળે જૈ બ્રહ્મજ્યોતમાં.
ન્હાળે ઋષિઓ ને અધ સંગમ જ્યોતજ્યોતનો.
હરિ ને વિશ્વેશ્વરનાં લોચનો લોચને ઢળે,

વિશ્વમ્હોટા અણુ થૈ એ આત્મમાં આત્મ જૈ રમે :
પૂર્ણિમાએ રમે જેમ આત્માઓ સૂર્યચન્દ્રના.
હરિની એહ રાત્રિએ યાત્રાની પૂર્ણિમા હતી.
શંખશબ્દે પૂર્ણજ્યોતે પૂર્ણાત્મા ઉચ્ચર્યા પછી.
'પાળજો પર્વ આ, સાધો ! શિવ કરશે સદાશિવ.'
ત્હાં તો થૈ, વ્યોમવાણી શી, સ્વયંભુ શંભુગર્જના;
કાશીવિશ્વેશ્વરે ભાખ્યું : 'ધર્મના ચક્રવર્તી છો';
'તથાસ્તુ' ઋષિઓ ભાખે, જનતા કહે 'જયો' 'જયો';
'ચક્રવર્તી ચક્રવર્તી' ધ્વજો સૌ ફરકી ઊઠ્યા.

ત્હાં ચક્રવર્તિત્વ સમગ્ર ધર્મનું,
વિશ્વેશ્વરે શ્રી હરિને સમર્પિયું :
સમસ્ત ભૂમંડળના ભૂતેશ્વરે.
દિશાદિશાનાથ દિગન્ત જીતતા.
દિશેદિશે દિગ્વિજયે જતા હરિ.

[૧૭મા અધ્યાય પછીના અધ્યાયો લખાયેલા નથી.]

# હરિસંહિતા

## મંડળ ૧૮મું

[મંડળ ૧૦મું લખાયેલું નથી.]

## અધ્યાય ૧ લો • પ્રસ્થાન'

પૃથ્વી-યશસ્વી મનુવંશના મહત
દામ્પત્યતીર્થે રહીને દિનો કંઈ,
હૈયે ઝીલી રામસીતાની માધુરી;
હૈયાની હેલે પૂજી પુણ્યવંતને,
પન્થે પડ્યો સંઘ શ્રી કૃષ્ણચન્દ્રનો.

પ્રભાતે કિરણે તેજે પોષ્યાં'તાં દૂધ પૃથ્વીનાં,
કીધાં પ્રયાણ સંઘે ત્ય્હાં ઊગ્યે આસો પ્રતિપદા.

કૂચનો વાગિયો ડંકો, થયું હરિનું કીર્તન.
વન્દી, વન્દી, પુનઃ વન્દી જગતદામ્પત્યતીર્થને

કલ્યાણી રુક્મિણી ભદ્રા જગતકલ્યાણ પામિયાં.
પતિએ પ્રેમદા પૂજી, પ્રેમદાએ પૂજ્યા પતિ.

અંજલિ અંજલિ પીધાં યાત્રીએ સરયૂજળે;
અંજલિ અંજલિ વારિ શીર્ષે સૌએ વધાવિયાં.

જતી કો વાદળી જેવી દૃષ્ટિથી સરયૂ સરી.
દંપતીના દિલ જેવા લ્હેરતા જગલ્હેરખે.

ધીરેધીરે દૃષ્ટિપાર થયા મન્દિરના ધ્વજો;
અખંડ મૂર્તિ માંડીને યાત્રીના ઉરમન્દિરે.

નગરી સૂર્યને મૂકી ઉછંગે સૂર્યવંશની
ગયો ચન્દ્રની સંગાથે ચન્દ્રવંશ હિમાદ્રિએ.

કુળો છે કુળવાસે ને ગૃહસ્થો ગૃહિણીગૃહે
મહાજ્યોતે મહાતીર્થ ત્યાં સુધી તપશે સદા.

કો દિશે જો ઊગે સૂર્ય દામ્પત્યને વિલોપતો,
કોક એ કારમે કાળે ના થવાનું થશે કદી.

ત્હારે એ તપશે તીર્થ સૂર્ય શું સૂર્યવંશનું.
ગઈ સુવર્ણલંકા એ, ગઈ સુવર્ણ દ્વારિકા;

નથી ગયા—નહીં જાશે એ કૃષ્ણચન્દ્ર–રાઘવ.
'હાલો, સૌ તીર્થયાત્રીઓ! હસ્તિનના હસ્તિનાપુરે;

હજીયે છે હસ્તિઓ ત્હાં.' દીધી હાકલ ઉદ્ધવે.
'અખિલ ભૂમંડળના મેધાના મન્દિરે જતો;

માર્ગ છે આ હિમાદ્રિનો.' કહે પાર્થ મહામતિ.
સૂર્યતેજ સમું હાસ્ય સુવર્ણું રુકૃમિણી હસ્યાં,

'મ્હાલીશું નણદીબાને સાસરે સુખવાસરે.
છે ત્હાં ધર્મના ધામ, ભારતી રાજધાની એ.'

મુખે લાખેણી લજ્જાના ભદ્રાને શેરડા પડ્યા.
હાસ્યમાં હાસ્ય રેલંતા, તેજમાં તેજ ઢોળતા,

હેત નીતરતી વાણે વધ્યા વેણુ હરિવરઃ
'ફોઈબાને રાજમ્હેલે ખેલીશું બાળખેલ સૌ.

ને દશે દિશ ગાજન્તા યુગ દુંદુભિના સમા
ધિંગડબોલ ધર્મમન્ત્રો સુણીશું ધર્મરાયના.'

કિલ્લોલે કોકિલા એમ સંઘ કિલ્લોલતો જતો.
તીર્થજળો સરયૂનાં ઊતર્યાં એહ તીર્થીઓ;

દામ્પત્યની જ્યોત પામી ગયાં પછી મહાવને.
પાછળ લ્હેરખાં લેતા અયોધ્યાના રઘુધ્વજો.

સોહાગણનું સૌભાગ્ય સુવર્ણવર્ણુ રુકૃમિણી,
યોગિની એ મહાભાગ હતી દર્શનયોગની.
આયુષ્ય ઓપતાં એને હતાં અખંડ દર્શન.
અને પેલી વ્રજબાળા, યોગમાંયે વિજોગિણી,
યોગિની યુગસોહંતી હતી વિરહયોગની.
તીર્થના પન્થનાં પન્થી પન્થે કહેતાં અનુભવો;
ત્ય્હાં સૌ અનુભવાર્થીઓ જીવનરંગ દાખતા.
રુકૃમિણીએ સુભદ્રાને પૂછિયો આત્મપ્રશ્ન ત્ય્હાંઃ
'સીતાજીએ જિવાયું શે રામદર્શનના વિના ?
વને સંગે સિધાવ્યાં'તાં અયોધ્યા અળગી કરી;
વીત્યા હશે દિનો કેવા અશોકવન એકલાં?
દ્વારિકાના દેવપાખે રહેવાયે શે ? નણંદબા !
દેવનો દર્શનયોગ મ્હારે જીવનયોગ એ.'
સુણી આયુષ્યનો પ્રશ્ન પુણ્યાળુ પૃથ્વીવાસીનો
ઉચ્ચરી વ્રજની બાળા-યોગિની વિર્હયોગની.
'પ્રશ્ન છે સારી પૃથ્વીનો પૃથ્વી ઉત્તર આપતી;
મહાભાગ મહારાણી! વિર્હયોગેય યોગ છે.
અશોકવને સીતાજીને કપિરાજે પૂછયું હતું,
હૈયામુદ્રિત મૂર્તિની નાખીને રામમુદ્રિકા.
સીતા ન્હોતાં રામસૂનાં ક્ષણે અશોકને વને;
રામ ને રામની મૂર્તિ હૈયામાં નેત્રમાં હતાં.
એકદા એક રાત્રિએ પૂછયું'તું જાનકીજીને

જગણિહામણી એક રાક્ષસીએ રતાધળી
'કેવાક છે રઘુવીર જગસોહામણા ? સતિ!'
અને ત્ય્હા જાનકીજીએ લૈને એક ખડી પડી
ચીતરી'તી ચારુમુદ્રા મૂર્તિ આબલને થડેઃ
કોરીને તેજરેખાઓ રાત્રિના અન્ધકારમા
ન દીઠું રૂપ એ ત્હોયે રાક્ષસીએ રતાધળી
ટોળે મળી તાડિકાઓ મોહીને, એહ મૂર્તિની
સ્હવારે રાક્ષસીઓએ ઉતારી પછી આરતી
જાનકીજી વનપુષ્પે વધાવી નિત્ય પૂજતા
અને પછી કપિરાજે, અળઘટા વિરાજીને,
બ્રહ્મમણિ જડેલી એ નાખી'તી રામમુદ્રિકા,
સીતાએ તવ તત્કાળ મુદ્રિકા પ્રીછી રામની
નેત્રે હૈયે મુદ્રિકામા હતા રામ સીતાજીને.
પચવટી ઘટામા કે ગાઢ અશોકને વને
સીતા ન્હોતા રામસૂના, રમે રામ રગેરગે
એકએક શ્વાસોચ્છ્વાસે રાઘવેન્દ્ર વિરાજતા,
આત્માની આખડલીએ કરતા નિત્ય દર્શન
વત્સલા વજણાળાને અશોકવાટિકા મજ.
અને પછી હરિએ ત્ય્હા હેલન્તા વટરાજની
ઘટાઘેરી છાયડીમા મીમાસા માડી પ્રશ્નની
સુણે સંઘ સુણે વિશ્વ, કથા કરે હરિવર
'જળસૂની નથી ગંગા, તારાસૂનુ ન આભનુ,

ન કો સ્નેહીસૂનું સ્નેહી વિશ્વના ઘાટઘાટમાં.
દેહનેત્રે, આત્મનેત્રે સ્નેહીને નિત્યદર્શન.

શાશ્વત છે સ્નેહયોગ, શાશ્વત ને સનાતન;
સ્નેહયોગના સ્નેહીને સ્નેહ વિહેંપરો સદા.

છે અખંડ અગ્નિહોત્ર દામ્પત્યયજ્ઞ દૈવીને.
મહર્ષિનો મહાયજ્ઞ, બ્રહ્માંડયજ્ઞ, બ્રહ્મનો,

દમ્પતી કેરું દામ્પત્ય, આયુષ્ય-યજ્ઞ એમના.
ક્ષિતિબાંધી ક્ષણેકે આ પૃથ્વી સૂર્યસૂની નથી.

આત્મવિશાળ હૈયાના સર્વસોહાગી છે હરિ;
હરિ ને કહે: હૈયાહરા, હરીને હરિ જાય ક્યહાં?

નથી મજે મજબાળા ક્ષણેકે હરિસૂની કો:
માટે પૃથ્વી પ્રવર્તાવ્યો યોગ મ્હેં પ્રેમભક્તિનો.

દેખે છે એ ન-દેખાતું, ન-દીઠા દેવને પૂજે;
ગૂઢ પેખે, ગાઢ પેખે ગમ્યાગમ્યની આંખડી.

ગોપીઓ ગોપ્યને પેખે – ગૂઢના ગૂઢ તત્ત્વને.
નિત્ય જોતાં વિહંનેત્રે, સ્થાપી વિહંસિંહાસને,

અખંડ હરિને હેરે યોગિની પ્રેમયોગની.
પરમ્ પાર્થિવમાં પૂરે, પૂરે ચેતન દેહમાં.

કારસુંક કોચલુ છે મહા બ્રહ્માંડ બ્રહ્મનું;
એ ભેદી ગોપીઓ પેખે વિશ્વનુ વિશ્વપારનું.

વિસ્મરણો નથી એને સદા સ્મરણોની સંગી એ;
વિહં છે દેહીને દેહ વિહં કો દેહીને નથી.

આત્મઘાતી આયુષ્યહર્તા આત્મવિહિં ભયકર,
પાપીઓ આત્મવિહીંલા નિત્યના હરિવિહીં છે.
હરિને નિત્ય પેખંદા પુણ્યાળુ પાપ ના કરે;
હરિભૂલ્યા હરિસૂના પાપાચરણમા પડે
હરિદર્શન છે પુણ્ય, પાપ હરિઅદર્શન.'
વનપુત્રી ઊઠી એક ત્ય્હાં તો એ વનઘેરથી;
દીપ્ત દેવાગના જેવી ઉચ્ચરી આત્મબોલડા:
'સાક્ષિણી એ મન્ત્રની હું; પધારો અમ વાડીએ;
પેલી સુદર્શન વાડી, મ્હારુ નામ સુદર્શના.'
'સુદર્શના કૌસાંબીની.' હસીને શ્રી હરિ વદ્યા.

## અધ્યાય ૨ જો · સુદર્શના

કૌસાંબીની એ ગણિકા ગુણાળવી
દામ્પત્યતીર્થે ગઇ યાત્રિકા થઈ;
દમ્પતીધર્મિલી ધર્મમાં વળી.
સૌન્દર્યની પુણ્યની મૂર્તિ એ હતી
પ્રારબ્ધરહોતી સુભગા સુદર્શના.

એક પત્ની, એક વેણુ, અમોઘ એક બાણુનો,
રચ્યો છે મ્હેલ સંસારે રાઘવે ત્રિગુણાત્મક:
વાલ્મીકિનો કાવ્યકુંજે એ પ્રાસાદ પ્રભાઝરો.
એ પ્રાસાદે ડાળ નાખી જાણે જગતનાં વને;

દામ્પત્યની વાડી જેવી હતી વાડી સુદર્શન.
ગઈ ત્ય્હાં ગૌરવી ગૌરી સંઘ લેઈને સુદર્શના.
ભાવથી કીધું આતિથ્ય ગુણાળી ગૃહિણી સમું;
ફળોના દે થાળથાળ, રસોનાં આપી અમૃતો.
પછી પુવારધારામાં, વાસમાં ફૂલફૂલની,
વહી રહી જીવનની સુવાસો એ સુવાસિની.
'એકદા આપદ-કાળે, કારમા કાળયોગથી,
હતી કૌસાંબી કેરી હું ગણિકા ગુણકાન્તિલી.
વેચતી વાંછતા ત્હેને રૂપાળા મુજ રૂપને.
હું હતી જગતની વાર્તા; ઓલે ચ્હડ્યું'તું જોબનું;
અગ્રજા અગ્રેશ્વરીમાં રૂપે, ગુણે, ધને, મદે.
ફૂલનો ચોરસો અંગે પલંગપોશ ફૂલનો;
ફૂલનાં ચરણાંચોળી, ફૂલની પૂતળી થતી.
ફૂલની વૈજયન્તીને નાખંતી વરમાળ શી.
નિત્ય દીપાવલી જેવા ઝગતા દીપગુમ્મરો;
ગીતગુંજાર રે મિઠ્ઠા ઇન્દ્રિયારામી ગુંજતા.
દાખવી અંગના રંગો નર્તિકા નર્તતી હતી.
ધનાઢ્યો ધનના ઢગલા ધરતા ચરણદ્વયે;
પૂરતાં ગુણવન્તાંઓ ત્ય્હાં ગોરાંદેની માનતા.
અંગ-આકર્ષણો નાખી આકર્ષું મુજ પાશમાં;
ન્હોતરંતી નગીનાઓ રમવા નેણન્હોતરે.
ખેલતી મોહનમન્ત્રે મોહિનીરૂપની કલા.

આવતી'તી અપ્સરાઓ, રૂપરાગ શીખી જતી.
કોડીલો આવતો એક, હતો માનવછોગલું;
દર્શન કામણગારો એને કહેતી હું દર્શન
જાદૂઈ દિલનાં દાન દેતાં-લેતાં હતાં અમે;
એ હતો આભલદિલનો હું હતી એની આભલી.
એકદા કૌસાંબીસંઘ અયોધ્યાએ જતો હતો;
દામ્પત્યનાં દેવ જેવાં પૂજવા રામજાનકી,
રહડયાં ઉમંગને રંગે કૌસાંબીનાં ગૃહસ્થીઓ;
ગૃહસ્થી ભવભાવોનાં પૂરથી પુર પૂરવા.
વાધો, મુહૂર્તનાં વાગ્યાં, વર્ત્યો આનદ-ઉત્સવ.
આવિયો મુજ ઉદ્યાને આભલ-દિલ દર્શન,
હું હતી મોહિનીખંડે સજતી રૂપની કલા;
ભાગ્યદેશે રૂપજ્યોત રોપતી નેહજ્યોત શી.
આવિયો, પાય ખંચાયો, ઊઠન્તી આંખડી નમી;
મહાત્મા શો ઊભો મૌન વાણીભર્યો અમીઝર્યો.
ઊભી હું યે મેઘલી શી નીતરતી અંગઅંગથી,
મૌનના ગીર્વાણબોલે એમ ગાજ્યા ઘડીક તો.
પછી પાલવ સંકોરી નાખ્યો મ્હેં પંખવો મીઠો;
મોહમૂર્છા વળી એની, ચૈતન્યે આવી ચેતના.
અયોધ્યા કેરી યાત્રાનાં પછી આમન્ત્રણો વધ્યાં.
'કૌસાંબી કેરાં કોડીલાં જાય છે કોડ પૂરવા;
વિધાત્રી ન્હોતરાં દે છે ત્ય્હાંનાં ત્હને અને મ્હને.

'પ્રાણેશ્વરી! પધાગે તો જૈયે જુગલજોડલે'
વિશ્વમોહન એ કંઠે વેણુપરે વીંધી મ્હેને;
નકાર્યાં ન મકારાયાં નેહના એહ ન્હોતરાં.
ગર્વીનો કે ખરો ગર્વ 'ફોડું દામ્પત્યમન્ત્ર એ.'

ધોરી સોનલ શીંગાળા દેવજ્ઞ કે કામદેવની,
રથ સજ્યો રૂપ જેવો, બેઠાં મહીં સજોડલે
વાગિયો કૂચનો ડંકો દિગન્તને જગાડતો;
યાત્રિકો મો અયોધ્યાના અયોધ્યાપન્થમાં પડ્યા.

નરકોડામણી નારો નારકોડામણા નરો.
સ્રષ્ટા સર્જે છ નરનાર કારણે એકમેકને.

રમતો, આનન્દતો, ગાતો પન્થે પડાવ ઢાળતો,
કૌસાંબી-સઘ કોડીલો અયોધ્યાપુર આવિયો.

આભમોહવતા આભે નીરખ્યાં નેણે રઘુધ્વજો;
દેવદેવાગનાઓને ન્હોતરે સીયતીર્થમાં,

સરયૂજળ ધર્યાં શીષે ભાવે ભાળી ભરત-ગુફા;
કૌશલ્યા-ઘાટમાં ન્હાયા વન્દ્યા લક્ષ્મણ-દહેરીએ;

મન્દિરે રામસીતાને ગયા દામ્પત્ય-કોડીલા.
હનુવા જતિએ એક જવુ ન્હોતું ગમ્યુ મ્હને;

ભર્યેભર્યે સંસારે આ રહેવાયે કેમ એકલાં?
જોગીઓ શુ હશે જુઠા? કે જુઠા જગજોગીઓ?

સૌન્દર્ય-કુંજ-સંસારે એકાકીવ્રત એ કશુ?
ઢળી હુ ભયભડકેલી ત્યહારે દામ્પત્ય-ધર્મમા.

'સર્જી હતી સીતાયેલે પંચવટીની વાટિકા;'
એવી આજ હુંયે સર્જું એક ઉદ્યાનિકા રૂડી;
વસે એમાં નિત્ય વાસ દર્શન ને સુદર્શના.'
મ્હડયો દામ્પત્યનો રંગ મોહિનીરૂપને મ્હને.
જેવાં દાખે જગરૂપો ક્ષણેક્ષણે નવાંનવાં,
એવા કૌસાંબીમાં રંગો મ્હારે હતા પ્રતિક્ષણે.
અનેકરંગી ગણિકા, ગૃહિણી એકરંગીલી;
ગૃહિણી પૃથ્વીનું કેન્દ્ર, વારાંગના દિશાદિશા.
એહ દામ્પત્યના તીર્થે, સૌમ્ય સરયૂને તટે,
ખોળ્યાં'તાં મ્હેં આત્મરત્નો દિલના દરિયાવમાં.
સીતાને એકલા રામ, રામને એકલાં સીતા;
સ્નેહસાગરને એહ મર્યાદા વિધિએ મૂકી.
એકદા સરયૂતીરે એકાકિની ઊભી હતી;
ઊઠતી ઊર્મિઓ એવી ઊઠે પ્રશ્નપરંપરા.
હતા જીવનપ્રશ્નો એ, ના હતા ક્ષણભંગુર.
અને અણુરવપાયે આવ્યો ત્ય્હાં મુજ દર્શન;
મ્હને એકલડી ભાળી આયુષ્યપ્રશ્ન પૂછિયો.
આયુષ્યને નિચોવીને વાંચ્યો આયુષ્યબોલ એ:
'વસીશું દામ્પત્યતીર્થે ? કિંવા કૌસાંબીએ જશું ?'
મ્હેંયે આભલમાં જોયુ, જોયું આભલપારનું;
ને નમ્યાં નમણાં નાંખ્યાં સરયૂપાર નેણલાં:
જાણે સરયૂના મન્ત્રો નેણલે સારવી પીધા.

ઊભી સંસારને આરે લીધું સંસારનું વ્રત.
પછી અયોધ્યા-છાયામાં, રઘુધ્વજોની દૃષ્ટિમાં,
વસાવ્યો કોસલ દેશ અમે કૌસાંબીવાસીઓઃ
ને આ દામ્પત્યદીપન્તી સ્થાપી વાડી સુદર્શન.
અહીં અમે છીએ આજ દર્શન ને સુદર્શના.'
ઢેલડને ટ્હૌકે જેમ આવે મોરલ ઊડતો,
સુદર્શનાને ટ્હૌકે ત્યાં આવિયો એમ દર્શન.
ફૂલડાંમાં ફૂલે જેવો વૃક્ષોમા વૃક્ષરાજ શો.
આનન્દો અતિથિ ન્હાળી હર્ખ્યો હેરી સુદર્શના
આત્મા ઠર્યો સંઘનોયે નીર્ખી દામ્પત્ય-બેલડી.
સંસારિણી ને સંસારી જાણે સંસાર સારવે.
ભદ્રાએ આશિષો અર્પી રુકૂમિણી લીધ મીઠડાં;
દર્શન દિલ ખોલીને 'પધારો' એક ઉચ્ચર્યો.
એમ સુદર્શનવાડી થઈ ઝાકઝમાળ સ્હો.
તેજમાં આવિયાં તેજ, સુગન્ધોયે સુગન્ધમાં.
પ્રફુલ્લી રૂહે વનલીલા, પ્રફુલ્યા મનુફૂલડાં.
શ્રી હરિની દમ્પતીએ લીધી ચરણુંવન્દના;
આભ શા હરિને પાયે પડ્યો દર્શન-મેહુલો.
અને પછી શ્રી હરિએ સંસારસાર સારવ્યો;
આયુષ્યનો કાળમન્ત્ર કહ્યો ત્રિકાળને ત્યહાં.
પુણ્યાણુ પડઘા એના અયોધ્યાપુરમાં પડ્યા.
'આયુષ્યનુ ઓઢણુ સૌ ઓઢે છે નરનારીઓ,

આયુષ્યનું ઓઢણું છે ભાતીગર ભાતભાતનું;
ત્હેમાં દામ્પત્યનો રંગ શાશ્વત ને સનાતન.
ભૂલ્યાં, માર્ગે વળ્યાં પાછાં, દૃઢવ્રતી જીત્યાં જગત;
ઉદ્ધરી ઉદ્ધરશે સૌ દર્શન ને સુદર્શના.
જયશ્રીના જગે આજે સ્હડાવ્યો છે જયધ્વજ.'

વિલાસનાં ધામ હશે વિશાળવાં,
સૌંદર્યની કુંજ હશે સુહામણી;
દામ્પત્ય કેરુ બડભાગ તીર્થ કો
નથી અયોધ્યા બીજુ પૃથ્વીપાટલે.
સંસારનો ભાર ઝીલન્ત સ્તંભ એ.

## અધ્યાય ૩ જો - ભતવારી

એ તે હતાં ક્ષુલ્લક છાશરોટલો?
કે અમૃતો અમૃતલોક મોકલ્યાં?
પ્રસન્નતાનાં પરિધાન ધારીને
પ્રસન્નતાથી ભતવારી પીરસે.
વિદુરની સાંભરી આવી ભાજી શું?

એક રાત્રિ વિતાવી ત્ય્હાં કરીને હરિ-કીર્તન;
દ્વૈતાદ્વૈતની વાતોથી દામ્પત્યમૂર્તિ રીઝવ્યાં.
ને સ્હવારે ઊગ્યે સૂર્ય સૂર્ય સંગે ગયા હરિ;
જાણે હરિ અર્ઘ્ય અર્પી કરે તર્પણ સૂર્યનું.

'ધર્મીલાં! ધર્મમાં રહેજો, ઊભજો આત્મગૌરવી,
હરિની દ્વારિકામાં યે સાગર શા સુહાવજો'
અર્પી દામ્પત્ય ધર્મીને આત્મઉદાર આશિષો
હસ્તિનાપુરની વાટે હરિસંઘ વળ્યો પછી.
મહાવને હરિયેલા હસ્તિઓ સમ ઝૂલતો
વૃક્ષો કેરા ઘટાઘેરે સંઘ આનન્દતો જતો.*
ગાય વ્રજબાળા ગીતો વનવગડાની વાટમાં
હતો એ હરિનો સંઘ? કે મહાભાગ દૈવીઓ?
ભોગીઓની વિભૂતિ? કે જોગીઓની જમાત એ?
મહદ્ એ ત્યાગી વૈરાગી, મહદ્ એ જગભોગીઓ
મહીતલે માણીગરો ત્યાગે છે એહ માણતા.
કૈંક એમ દિનો વીત્યા; એમ કૈં રાત્રિઓ ગઈ,
પૃથ્વીના પ્રહરો જેવા ઋતુના પલટા થયા.
પલટ્યા પૃથ્વીના રંગો, પલટ્યા પૃથ્વીશ માનવી
એકદા એક મધ્યાહ્નને તપતો શીર્ષ ભાસ્કર,
અને આકાશના તેજે ઢોળાતા પૃથ્વીતેજમાં,
ત્યહારે ખેતરની પાળે પડ્યો પડાવ સંઘનો.
હાથેળી પાનઝૂલન્તો માથે પારસપીપળો.
ભર્યાં સરોવર જેવું ખેતર હેલતું હતું;
વસુધિંગી વસુધાએ ભર્યાં ભંડાર ઠાલવ્યા.
ફરતી કેતકીવાડ, વચમાં વેલમાંડવો;
નેણ ઠર્યાં નિહાળીને હરિનાં હરિસંઘનાં.

પડચાં ફળો વીણવાને વ્રજબાળા વને ગઇ;
સંઘકાવડિયો પાર્થ સંચર્યો ભરિયા સરે.
હરિનાં કીર્તનો ગાતા સંઘ ને સંઘ-સંઘવી;
નિવારે પિપ્પળપાન તાપ મધ્યાહ્ન સૂર્યનો.
આવી ત્‍હાં કો ભતવારી મધ્યાહ્નભાત લેઇને;
મલપતી ને મલકાતી, ગાતી કલ્લોલી મ્હાલતી:
હેલન્તી હાથણી જાણે આવી કળશ ઢોળવા.
નિહાળે વન નિભ્રાન્ત ઘરની વાડીના સમું;
આંખડીમાં ઓપતી'તી વારુ વનવિભૂતિઓ.
એહ ખેતરની રાણી પ્રભાળી પ્રમદા હતી.
મ્હોટું મહીમાટ માથે, માટને માથ ભોજન;
અખેપાત્ર લૈને જાણે આવતી વન-દ્રૌપદી.
ઊડન્તી આંખડલીએ શોધતી ગૃહરાજને;
ન્‍હાળે ખેતર, આનન્દે; આનન્દી ગાય ગીત એ.

એકદા અલબેલી, હૈયે હરિહીરલો;
કરતી'તી જળકેલિ, હૈયે હરિહીરલો.
જમનાજળને ઘાટે, હૈયે હરિહીરલો;
જોતી'તી જગવાટે, હૈયે હરિહીરલો.
આભમાં અન્ધારું, હૈયે હરિહીરલો;
પેખે ચક્ષુ ચારુ, હૈયે હરિહીરલો.
અમૃતથીયે મીઠા, હૈયે હરિહીરલો,
હરિવરને દીઠા, હૈયે હરિહીરલો.

"મહામતિ "મતવાલી, હૈયે હરિહીરલો;
વ્રજની વાટ ઝાલી, હૈયે હરિહીરલો.
કાંગખેતર ત્યાં'તાં, રે ગોરી! કાંગ લ્યો.

ભળી ઝળી માધુર્યે એ કાળુડી થઈ કોકિલા;
મનુવાળથી સન્તાવા ઘટાના ઘેરમાં ગઈ.
હરિની બંસરી જેવી ભતવારીની બંસરી;
ઊર્ધ્વ અંગે એક હાથ ઈંઢાણી ફરતો હતો;
એક હાથ ગીત તાલે ઝુલે ઝૂલન્ત ઝૂલતો.
હાથણી સૂંઢ સ્હોતી રૂપલા હાથકંકણે.
મ્હોટપ માનુની કેરી મહીને દેતી મ્હોટપ:
નિત્યે નાથ જમતા જ્યહાં, ગૈ એ પારસપીપળે;
તો ત્યહાં તીર્થતીર્થીના દીઠા પડ્યા પડાવને.
આતિથ્ય-આનન્દભાવે આનન્દી ભતવારી એ.
રુક્મિણી મહારાણીએ કહ્યું, 'આવો, ઉમંગણા!'
સુભદ્રા બ્હેનડે ઊઠી મહીમાટ ઉતારિયું.
'ના અજાણ્યાં, જાણીતાં છે,' જાણ્યુ એ ભતવારીએ;
જોયું આશ્ચર્યને નેણે, બોલી આનન્દને મુખે:
'અહો! વિદર્ભની પુત્રી! ધન્ય આ ઘડી ને પળ;
દ્વારિકાની મહારાણી ક્યહાંથી ખેતર માહરે?
સારાયે મોલ વેડાવું જમાડું પોંખ પાડીને.'
પડી રુક્મિણીને પાયે લીધી ચરણવન્દના.

પૃથ્વી-પ્રવાસી તીર્થીનો નિહાળે અઘ કૌતુક.
ભીંજવી નેણુને ભાવે વિદર્ભકુવરી વદ્યા:
'હતાં, આ તો મહાદાસી અમ મ્હેલે વિદર્ભમાં'
'વેરાયુ વિદર્ભ ત્યહારે અહીં આવી વસ્યાં અમે
ધાન્યભરી ધરામાં, ને હેમાળે હિમછાયમાં.
આ અમારું ખેતર છે, અમરોજી આવતા હશે;
માનુ પરમેશ્વરી ઝ્હાડ, મ્હારા મ્હેમાન આપ ક્યહાં?'
વિશાળી લેઇને વાસી વેડ્યો પ્રારસપીપળો;
ગૂંથી પત્રાવળો લીલી, લીલુડાં પડિયા ગૂથ્યા.
પીરસ્યાં માટ ઉઘાડી છાશ. માખણ રોટલો;
ગોળની કટકી કટકી, મોગર મરચું લીલુ
હરિ કહે, 'જમાડે છે વિદર્ભ આજ દ્વારિકા.'
ભદ્રા કહે, 'પધારો સૌ, હરિની જાનમાં જમો.'
હસી પછી પાર્થે માંડી આજની વનવારતા.
'હરિ! વન છે વીરોનુ; રથી છે, છે મહારથી;
હાથીઓ હાથણીઓ છે; છે વિક્રમો પરાક્રમો?'
'ખરું;' હસ્તિનપુર પાસે હસ્તિ.' હરિ કહે.
દીઠું વનાન્તરમા જે, દાખો એ, પાંડુ પૌરુષ!'
પછી કથા કહી પાર્થે પ્રાક્રમી વનવાસીની.
'ગયો તો કાવડ લૈને સરેથી નીર સારવા;
આવ્યા'તા આખલા બે ત્યહાં પીવાને સરપાણીડાં
મદોન્મત્ત મગરમચ્છો, ગેંડા શા ગર્વ-મ્હાલતા.

પશુની પ્રાણીની જાત; પાણી પીતાં લ્હડી પડ્યા;
દ્રોણાચાર્ય અખાડો ત્હાં કીધો એ સરનો તટ.

મારે શીંગાવળ શીંગો, મારતા પાય મુગદળો;
પુચ્છના ચમ્મર મારે, સ્કન્ધગદા ઉછાળતા:
જાણે ભીમ જરાસંધ આવ્યા થૈ વનપુંગવો.
જોતો'તો, વનસંગ્રામ હું યે તીરે ઊભો ઊભો;
મ્હારી કાવડના જાણે પલ્લા બે આથડી પડ્યાં!
હુંકારાઓ નરો દેતા નારીઓ દેતી હાકલો;
સપાટે લગ્ન મોટાંઓ ઝપાટે લોહીની ઝડી.
એવે કો ઊડતો આવ્યો વનાન્તેથી વિમાન શો;
લોક કહે 'અમરો આવ્યો' પડ્યો એ જગી જંગમાં
શૂરાની લોકસેનામાં રહેતો સેનાપતિ અમો.
ઝાલ્યું એક શીંગ આનું થૂવરડાડલા સમું;
ઝાલ્યું એક શીંગ એનું કાંટાળી લોહસાગ શું:
ફગોટ્યા ફાળકા જેવા ઘાટીમાં વનપુંગવો.
દીઠા વળી દ્રોણાચાર્ય અખાડાને ઉછાળતા.
હરિ! એ સરનો કાંઠો શૂરસોહામણો હતો
પાર્થભાખી શૃંગીઓની વીરની વીરવારતા
કાન માંડી સુણે સંઘ, નેત્ર ખોલી ઉમંગળા.
સર્વદ્રષ્ટા હરિ હેરે સર્વ; પછી હરિ વદ્યા:
'ઉમંગી ઉમંગળાના કન્થ છે અમરોજી એ.'
આવ્યા ત્યાં તો અમરોજી અમ્મર-લોકવાસી શા.

ઊઠયાં ઉમંગળા ખાંતે, ઉમંગે જઇને મળ્યાં;
પ્રિછાવ્યા દ્વારિકાનાથ સાગરસ્વામી શ્રી હરિ.
પ્રિછાવ્યાં પાર્થભદ્રાને, વૈદર્ભી રુક્મિણીજીને.
નમીને સન્તનો સંઘ ચાલ્યાં પ્રણમવા હરિ.
ઉઠયા હરિ, ગયા સ્હામા, હૈયે હૈયાં ભીડી મળ્યા.
વાંચિયાં નેણલે નેણ, હૈયામાં હૈયુ-ઢાળિયુ.
સિંહમુદ્રા, શ્વેતકેશ, હાથ બંન્નેય ચાપ શા;
રણસ્તંભ સમો દેહ, લલાટ ભાગ્યલેખ શું;
ઊઠીશું કુરુક્ષેત્રેથી આવ્યા ભીષ્મ પિતામહ.
અમરોજી અલંકાર હતા અમ્મર લોકના.
ગુંજ્યાં કે ખેતરરાણી ઉમંગળા સુહાગણ;
કાન્તા કાન્ત કન્થકોઠે ગયા ખેતર-માંડવે.
વીણ્યાં પાકાં ભર્યાં ડૂંડાં ધાન્યભાર વીણી વળ્યા;
સંઘના સન્તને દીધા શેકી શેકી ઊન્હાં ઊન્હાં:
જાણે ઉર ઉઘાડીને વસુ અર્પે વસુન્ધરા.
હરિને ફૂંકીફૂંકીને આરોગાવે ઉમંગળા;
સગા જામાતૃને જેમ સાસુ કસાર પીરસે.
પછી હરિવરે કીધી. એ દિવ્ય દૃષ્ટિ ખેતરે;
ઊભેલા મોલના મીઠા મૂળમાં પ્રાણને પૂર્યા.
ચારચાર ઊગ્યાં ડૂડાં ત્ય્હાં એકએક ડાળખે;
લ્હણ્યા સોસોગણા દાણા લણી લાખેણી લ્હાણને.
ન રાખે કોઈનો ભાર, હરિ સર્વનિવાજ છે.

હુલ્લાસતો એ હરિસંઘ હોંશીલો
ગયો, મૂકી કોસલ, પાંડુ દેશમાં;
અને ચ્હડયો ડુંગરધાર પાથરી.
ત્ય્હાંથી નિહાળ્યા ઘન પેર ડોલતા
ક્ષિતિજમાં હસ્તિનપુર હસ્તિઓ.

## અધ્યાય ૪ થો · હસ્તિનાપુરનાં આતિથ્ય

ત્ય્હાં મન્દિરોના ધ્વજ આભને અડે,
નાખે· ઝરૂખા દગ અન્તરિક્ષમાં;
અગાસીઓ સૂરજચન્દ્ર બેસણા.
ગંગાતટે હસ્તિનૂપુરની પુરી
કૈલાસખોળે અલકા સમી હતી.

વાદળીની વેલ જેવાં ગંગાજળ વહી જતાં;
ઊભેલી ભેખડો કાંઠે મેઘની કાંગરી સમી.

ભાસતા પુરના મ્હેલો આઘેથી આભવર્ણિલા;
તેજસ્વિલા, ત્હોય ઝાંખા, ઝાંખા ત્હોય ઝળામળાં.

કુરુક્ષેત્રની છાયાઓ પડી'તી હસ્તિનાપુરે.
ભૂત ભાવી વર્તમાન ઓળાઓ ઢાળતા ત્યહાં.

ધિંગડ ધર્મનું ધામ હતું એ ધર્મરાજનુ,
બ્રાહ્મણોનુ બ્રહ્મતીર્થ, પુણ્યનું પુણ્યપુર એ;
પ્રજાઓનુ પ્રજાતીર્થ, રાજ્યોનું 'રાજતીર્થ' એ.
ગંગા એના પાય-ધોતી હિમાદ્રિ છાંય ઢાળતો.

હતું રાજધર્મોનુ ત્યહાં પૃથ્વી સ્હોતું સિંહાસન,
કુરુક્ષેત્ર વિજેતાનુ, યુગના યુગસ્વામીનુ.
વીણીને આભલ મન્ત્રો ઝીલી ઝાળ વિશ્વયજ્ઞની,
ત્યહા નવયુગના નિત્યે સૂર્ય સન્દેશ લાવતો
સ્વર્ગથી આવી સ્વર્ગીઓ રાજધર્મ શીખી જતા
એહ ધર્મપુરવાસી - પાપને કોક પ્રીછતા,
પન્થભૂલ્યા કોક પન્થે ઓળખતા અધર્મને:
ઉદાર, આયુષ્યવન્તાં, સયમી ને દૃઢવ્રતી.
નવયુગના સૂર્યભર્ગે ધર્મયુગ ઊગ્યો હતો;
વમતા ધર્મને પુરે માનવી ધર્મયુગનાં
સંઘ ત્યહા કૌરવસૂના ગયો પાંડવ દેશમાં
પૃથ્વીને પાટલે પ્રૌઢે, ગલીરા ગંગઘાટમાં,
મહાભારત વિસ્તાર્યું જાણે કો જગતિતલે.
ઊભી'તી નગરી એવી કાળમન્ત્રોની કુંજ શી.
વિધાત્રીના ગ્રન્થ જેવી, વિધિના વિધિલેખ શી,
બ્રહ્મપુરની છાયા શી, ધિંગી ધર્મપુરી હતી.
દીઠી શ્રી હરિના સંઘે હરિના હરિધામ શી
પુરથી યોજનવા આઘે, વનઘેર્યા સરોવરે,
આવ્યા અશ્વિનકુમારો શા નકુલ-સહદેવ બે;
ચ્હડી સ્વાગતને ઘોડે, લૈ રત્નાળ મહારથો.
ચકોર ચક્રઆરેથી, તીરવા દૂરદૂરથી,
અશ્વો ત્યાગી, પાય ચાલી, હરિના પાયમા પડ્યા

લીધી રુકૂમિણીભદ્રાની પાર્થની પયિવન્દના;
આલિંગી ઉદ્ધવજીને મંધને પ્રણમ્યા-નમ્યો.

અંગો જાણે ઘટાઓ, ને હૈયાં જાણે સરોવર,
એવાં હર્ષે મળ્યાં-ભેટ્યાં દ્વારિકા-હસ્તિનાપુર.

એવાં ગંગા-જમનાનાં સંગમે છે મહાજળો.
થાકેલાં સંઘસન્તોને વિરાજાવ્યાં મહારથે;

પાંડુપુત્રો સ્હડ્યા ઘોડે, ડંકો-નિશાન વાગિયાં:
કહેતા'તા જગને જાણે: 'પધારે છે પુરે હરિ.'

ઊછળ્યા વાયુવેગીલા સાગરના તરંગ શા;
ભેટ્યા પાંડવપ્રજાને ગંભીરા ગંગઘાટમાં.

મહીના મહિમા જેવાં મળ્યાં જાણે મહાવનો.
મળ્યા ત્યંહાં હસ્તિનઘાટે ધર્મરાજા-હરિવર.

થયો એહ હસ્તિનઘાટ ગંગાસાગરનો સમો;
હતું ગંગાપુર ગંગા, હતા સાગરે શ્રી હરિ.

ધર્મમૂર્તિ ધર્મરાજા સંકેલેલી વનશ્રી શા;
ભીમકર્મા ભીમસેન હિમાદ્રિની ગુફા સમો;
યુગમૂર્તિ યુગમાતા દ્રૌપદી દુઃખવેલડી;
લળી ઢળી ઉત્તરાની અમરવેલ વાડીની;

પરીક્ષિત પાંડુછોડ પ્રજા સમો પ્રફુલ્લતો:
વંશવડલો વેડલો પાંડુ કેરો પરાક્રમી:
હળ્યાં મળ્યાં ગંગાઘાટે હરિને હરિસંઘને
પૂર્ણિમાએ પૂર્ણ જેવો ચન્દ્ર તારકમાં તપે,.

તપતો 'ધર્મરાજાનો ચન્દ્રમા રાજતારકે.
ધર્મરાજના હૈયામાં હરિએ શીર્ષ ઢાળિયુ;
વિશ્વવડું હરિહૈયુ ધર્મે ભરિયુ ધર્મથી.
પેખતું હસ્તિનાપુર ધર્મને શ્રી હરિ નમ્યા.
દ્વારિકાના મહારાણી, દ્વારિકારાજપુત્રી એ,
એક એક ગ્રહી પાય દ્રૌપદીપાય ભીંજવ્યા:
નેહ નીતરતી જાણે વેલીએ વેલીને નમી.
પરીક્ષિત પુણ્યાળુ ત્ય્હાં પ્રણમ્યો માતતાતને;
પરીક્ષિત શીર્ષે સ્થાપ્યા ભદ્રાપાર્થે કૃપાકરો.
પૃથ્વી-પૌરુષને એહ વન્દ્યાં પુરજનો પછી;
જાણે ઘેરી વળ્યાં ઘેરે વનો હરિહિમાદ્રિને.
છેલ્લે હસ્તિનાપુરના બ્રાહ્મણોએ હરિ પૂજ્યા;
કંકુ-અક્ષતે હરિને અર્ચ્યા પાંડુપુરોહિતે.
ધર્મમૂર્તિ 'ધર્મરાયે પાર્થના પ્રશ્નને કહ્યુ:
'બ્રહ્માવર્તે વડીલો છે, વિચરે બ્રહ્મમાર્ગમાં.'
ત્ય્હાં ઝંકારી કાળભેરી, ભુંગિયા ઢોલ વાગિયા;
ઝણુકારી રહી ઝાંઝો, મહા દુદુભિ ગાજિયા:
ડંકો નૌબત ચોઘડિયાં: જાણે બોલી દિશાદિશા.
ગોરભિયો મહાઘોષ ઘોષ શો કુરુક્ષેત્રના.
ધર્મધ્વજ પાંડવોનો ધર્મપાખે ફરૂકિયો;
ધ્રૂધવી રૂહે 'વનવ્યોમે મહાશંખની ઘોષણા:
સાયકાળ કેરી જાણે આરતી શિવમન્દિરે.

ધીમતી વ્રજબાળાઓ વન્દી રૂહે ધર્મદ્રૌપદી;
ને આત્મઆશિષો વાંછી ઉદ્ધવે ધર્મરાજની.

હસ્તિઓનું ઝુંડ આવ્યું ઘટાઘટા, શું ડોલતું;
સોનલ છત્રી અંબાડી હસ્તિએ હસ્તિએ હતી.

ડુંગરે ડુંગરે વડલો ડોલે,* ડોલન્ત એમ એ.
એમ અબાડીએ સ્હોયા ધર્મરાજા-હરિવર;

ધર્મમૂર્તિ-સ્વયધર્મ-બન્નેની એક બેલડી.
બેય પાર્શ્વે અશ્વસ્વારો નકુલ સહદેવ બે.

દ્રૌપદીજી રુક્મિણીજી એક અંબાડીમાં હતા;
ભારની મહિમાવન્તી મહીમાં મહારાણીઓ.

પ્રજ્ઞાઓની પ્રભાઓનો પુરોહિત પરીક્ષિત.
એક અબાડીને છત્રે સુભદ્રાઉત્તરા હતાં;

માધ્વી સંમારદાઝેલી સાસુવહુ મઝોડલે.
વીરમાતા વીરપત્ની—જ્યોતો જાણે વીરત્વની.

ઉદ્ધવજી ને ભીમસેન બિરાજ્યા એક છત્રમાં;
દાખતા’તા દુનિયાંને દેહી ને દેહસંગમ.

હસ્તિએ હસ્તિએ સન્તો સોહતા હરિસંઘના;
ત્યાગમૂર્તિઓનો ત્યાગ હસ્તિનાપુર નીર્ખતું.

સૌથી આગે વ્રજબાળા બ્રહ્મના મન્ત્ર બોલતી;
ધર્મપુરને કહેતી’તી આ છે સામૈયુ બ્રહ્મનું.

વેદપાઠી ભણે વેદ ગાતી’તી પુરસુન્દરી;
કરે ઝાંઝપખવાજે કીર્તનિયા હરિકીર્તનો.

પાર્થ ગાંડીવટંકાર ગજાવે, શંખને પૂરે.
શૂરાઓ પાર્થને પેખી પ્રોત્સાહ્વે પૃથ્વીવીરને.
પુષ્પવૃષ્ટિ હરિશીર્ષે થાય ત્ય્હાં અન્તરિક્ષથી;
પુરજનોના પુષ્પભારે ઝરૂખા ગોખ ઝૂલતા.
રુક્મિણી સુભદ્રામે વન્દતી પુરનારીઓ;
ચારુ બે ચન્દ્રમાને શુ વન્દતી રસવેલીઓ
કીધું મેહુલના નાદે હેલન્તા હસ્તિનાપુરે
વ્યોમગાજન્તું સામૈયુ હરિનું હરિસંઘનું.
ગંગાજીએ ઘાટમાંથી વાયા મન્દ સમીરણો.
પાંડવપોળે બ્રહ્માસ્ત્રે હરિને નમણ્યું દીધી;
પુરચોકે ધનુષ્યોનાં ઝુલે ઝૂલંત તોરણો;
ને નમણાં નમતાં'તાં ટોડલે ટોડલે શરો.
ધર્મનો વીરનો વાસ હ્તું એ હસ્તિનાપુર.
ગયા શ્રી હરિ હોંશીલા શિબિરે ધર્મરાજને;
મળ્યા ત્ય્હાં બે મન્ત્રદ્રષ્ટા ભાવી સંસાર મન્થવા.
દ્વારિકાનાં મહારાણી, સુવર્ણ સાગરસ્વામિની,
ભારતી મહારાણીને સંજીવન-મ્હેલ સંચર્યા.
પુરજનોએ મ્હેમાની આદરી મન્તસંઘની.
અભિમન્યુની માતા એ, પાર્થ ગાંડીવપાણિ એ,
હસ્તિઓના હસ્તિનાપુરે ભાવથી સેવકો થયાં:
સુભદ્રા દ્રૌપદીજીનાં, ધર્મ કેરા ધનંજય.
હિમાદ્રિનાં વનોમાંથી મનસ્વી ઋષિમંડળો,

ગુફાનાં ગૌરવો જોવાં, આવતાં હરિદર્શને.
ગંગાજીમાં ચ્હડયાં પૂર, ઊભરાયો હિમાલય.
અને આયુષ્ય-સંભારણાં સાંભર્યે ધર્મરાજને
આયુષ્યસાર અશ્રુ બે હર્ષનાં શોકનાં ઝર્યાં.
આયુષ્ય-પર્વણી આજે, આજે આયુષ્યપૂર્ણિમા;
એહવું ધર્મને ભાસ્યું, 'પુરાણે અધૂરાં જગે.'
હરિસોહંત હોંશીલો હતો એ હરિઉત્સવ;
જીત્યા જાણે જગે આજે પાંડવો કુરુક્ષેત્રને.
'પાંડવોનાં પુણ્ય કેરો હતો એહ મહોત્સવ?
વા હરિના મહિમાનો?' પૂછે એ કાળ કાળને.

હિમાલયોની ગહરી મૂકી ગુફા
આવે ઋષિમંડળ નિત્ય-દર્શને;
દિશા-દિશાઓ ઠલવાતી પુરમાં.
ભગોળ ભાનુ નવયુગનો ઊગે,
જાણે પ્રકાશે યશ ધર્મરાજના.

## અધ્યાય ૫ મો · ગંગાઘાટમાં

દિશા-દિશાથી ઋષિમંડળો લઈ,
વસન્ત આવી પછી વેદકાળની;
વધાવતી બ્રહ્મવિભૂતિએ ધરા.
મન્ત્રો ઋચા મંડળ સૂક્ત સ્તોત્રની
ગાજી રહી આભલ વેદઘોષણા.

પાંડુવંશ–યદુવંશ મળ્યા ત્ય્હાં હસ્તિનાપુરે;
હિમાદ્રિ–સાગર જેવા હેલે જગહિતસ્વીઓ.
ઉઘાડી રમરણો કેશ ભંડારો ભવ્ય આયુના
રસિકો રમતા, જાણે રત્ને રત્નાકરે રમે.
ખંતીલા ખંતથી ખૂંદે દિશાઓ ધર્મપુરની;
પૂર્વનાં પગલાં શોધી વિચરતા વનેવને.
ગંગાધાટે, ધર્મધામે, ઘૂમીને શેરીશેરીમાં
પ્રાતઃકાળે બ્રહ્મબાળા ગાય ત્ય્હાં બ્રહ્મનાં ગીતો.
પુરજનો પેખે જાણે પધારી બ્રહ્મનાલિકા.
એમ કીધું યદુવંશે હસ્તિનાપુર દ્વારિકા.
એમ કરતાં આવી ત્ય્હાં ચંપેરી ચૈત્રીપૂર્ણિમા;
ચંપેરી પાઘને ચીર ચંપેરી ચન્દ્રમા ઊગ્યો.
ધર્મધામે જમવાને બન્ને કુળો પધારિયાં;
એક પા રાજવંશો, ને એક પા ઋષિમંડળ.
રુક્મિણીજી–સુભદ્રાજી પીરસે રાજવંશને;
ઉત્તરા–દ્રૌપદી દેવી જમાડે સૌ મહર્ષિઓ.
પૂર્ણિમાની પાંખડીઓ વેરતો પૂર્ણચન્દ્રમા;
આનન્દાવતા આનન્દે શ્રી હરિ-મંડળી મળી.
દ્રૌપદીનું અક્ષપાત્ર એવે થયું અલોપ ત્ય્હાં;
બ્હીલી પડી મહારાણી મહિમાવન્તી મ્હાલતી.
પળ પછી શોધંતાં એ એક અન્તર્પટે જડ્યું.
આત્મીયની અમૂંઝણો પેખી બોલ્યા પછી હરિઃ

'ક્ષણું ત્હારું હતું એહ માયાદર્શન, દ્રૌપદી!
દીસે છે-નથી દેખાતું, છે ગમ્યાગમ્ય આ જગત;

રહો બ્હેનડ! બ્રહ્માનન્દે અખંડ એકતારમાં.'
ને પછી ધર્મરાજાએ માંડી વાર્તા પ્રસંગની.

'પૂર્વખોળે હસ્તિનપુર, પશ્ચિમતીર દ્વારિકા;
પડી છે વચમાં પૃથ્વી, આવ્યા છો, આવશો વળી.

હરિ! માસ-દોઢમાસ સોહાવો હસ્તિનાપુર;
વળી અમ પાંડુપુરે વૈશાખીનો પ્રસંગ છે.'

'મહારાજ! મહાશબ્દ મહીમાં આજ થાય એ;
સાંભળ્યો'તો અયોધ્યામાં,સાંભળ્યો પન્થપન્થકે.

દિશાઓમાં દેશદેશ વાયરા વાત એ કરે-
'ધર્મરાજે ધર્મધિર્યું કીધું સંસારમંથન;

યુગસ્વામી યુગમન્ત્રો ભાખશે ગંગઘાટમાં.'
ના કરે પાર્થનું બાણ, કે મન્ત્ર કો મહર્ષિનો,

વેણ કો ધર્મરાજાનું મિથ્યા ન થાય વિશ્વમાં.
કરીશું કહેશો તેમ; આજ્ઞા કરો, વડીલ છો.'

કલ્યાણક હરિશબ્દે મહિમાળી થઈ મહી;
પૂર્ણિમામાં પૂર્ણિમા ત્ય્હાં પુરાઈ તેજતેજની.

પછી પાંડુવંશ કેરો મંડાણો ત્ય્હાં મહોત્સવ.
દિશાદિશાથી જનતા આવતી હસ્તિનાપુરે;

પર્વણીની પૂર્ણ જાણે સાગરે ભરતી ચ્હડી.
મ્હેમાનો કાજ મંડાણી કુટિરો ઘાટઘાટમાં.

સૌની ભોજન-સામગ્રી સોંપાઇ ભીમસેનને;
નકુલજીને સોંપાયા હાથી નાવડીઓ રથો;
સેવા કરે સહદેવ ઋષિમંડળની રૂડી.
એ વિધે વરષો વીતી, અને ચન્દ્ર ઊગ્યો બીજો;
અક્ષયતૃતીયા આવી વેદકાળ વસન્તની.
ઋષિમંડળી આનન્દી, આનન્દ્યું હસ્તિનાપુર.
ભાખ્યુ હતું ભાગ્યભાવી પૂર્વે એક મહર્ષિએ,
'અક્ષયતૃતીયા પ્રાતે આરંભે, અક્ષયી થશે.'
સંભારી એ ઋષિબોલ લીધું હતું મુહૂર્તને.
પ્રભાતે બ્રહ્મમુહૂર્તે, મળે જ્યહાં બ્રહ્મબ્રાહ્મણ,
છેલ્લા તારલા સમક્ષે, મળ્યુ ત્યહાં બ્રહ્મમંડળ.
સહુ હતા સ્નાનશુદ્ધ સ્નાનશુદ્ધ ઋષિમુનિ.
થયો ત્યહાં મહાઘોષ ઋષિનો વેદમન્ત્રનો;
પ્રગટ્યો અગ્નિ દેવોનો વ્યોમમાં જ્યોત નાંખતો.
મહાજ્યોત, મહાકીર્તિ, મહાપંખાળ મોતીનો,
ગંગાતટમાં રોપાયો ધર્મધ્વજ ધર્મરાજનો.
આનન્દ્યાં આભલી આભ, ધરપાઈ વસુન્ધરા.
એહ અક્ષયતૃતીયાએ, પ્રભાતની પ્રભા પડ્યે,
આરંભાયો મહાયજ્ઞ વૈશાખી એક માસનો.
એ યજ્ઞને વસન્તયજ્ઞ 'કહેતા'તા વેદકાળમાં;
શક્રવર્તી આદરે કોક, ચક્રવર્તી કરે ન કો.
મહારાણી દ્રૌપદીજી, ને ધર્મરાજ ધર્મિલા,

રૂપમૂર્તિ રુક્મિણીજી, પૂર્ણાવતાર શ્રી હરિ,
પાર્થ ગાંડીવધન્વા, ને સુભદ્રા ભદ્રસ્વામિની,

ભડભાવી ભીમસેન, પુણ્યમૂર્તિ પરીક્ષિત,
ઉદ્ધવ બ્રહ્મકોડીલા, સંઘનાં સાધુ-સાધ્વીઓ :

પુણ્યપ્રતિમાઓ પૃથ્વીની હતી સૌ ગંગઘાટમાં;
યજ્ઞ કેરી જ્વાળજ્વાળે દેવની દીપ્તિ પૂરતા.

બ્રહ્મવેરી પાંખડીઓ, બ્રહ્મની બંસરી સમી,
ગાતી'તી બ્રહ્મબાલાઓ ગહરું ગીત બ્રહ્મનું.

[હાં રે દાણ માગે, કાનો દાણ માગે ...એ ઢાળ]

હાં રે બ્રહ્મ બોલે આજે બ્રહ્મ બોલે;
હાં રે મહાબ્રહ્માંડના ભેદ ખોલે :
આજે બ્રહ્મ બોલે.

હાં રે ઊગતે પ્હોરે બ્રહ્માંડે બ્રહ્મ આવ્યા;
હાં રે આભલ ઊઘડ્યાં, પૃથ્વીમાં પુણ્ય વાવ્યાં :
આજે બ્રહ્મ બોલે.

હાં રે દિશા-દિશા ને દિગન્ત મેહુલ પૂગ્યો;
હાં રે જગત્-વાડીઓમાં ધર્મયુગ ઊગ્યો :
આજે બ્રહ્મ બોલે.

હાં રે વસુધામાં વેરાયા વિશ્વ-જન્ત્રો;
હાં રે ધરતીખોળે ઢોળાયા ધર્મ-મન્ત્રો :
આજે બ્રહ્મ બોલે.

હાં રે મન્થી-ગન્થી સંસારસાર સાચો;
હાં રે ધર્મ જીત્યો, મહંકાળ હાર્યો:
આજે બ્રહ્મ બોલે.
હાં રે બ્રહ્મ બોલે, આજે બ્રહ્મ બોલે.

શ્રી હરિએ ભણ્યો ભાવે ગાયત્રીમન્ત્ર ગૌરવી;
ઊગ્યો ત્ય્હાં પૃથ્વીની ઠોરે પ્રભાઝરો પ્રભાકર.
પૃથ્વી ને ગંગાતટને બ્રહ્મવર્ચસ્ વધાવિયાં.
ભર્ગમાં ભર્ગ ભેળીને વરેણ્યમાં વરેણ્યને,
હરિ ને ધર્મરાજાને વધાવ્યા તેજતેજથી.
ગૂઢ ગોપ્ય શ્રી હરિનું બ્રહ્મવર્ચસ્ પ્રકાશિયુ.
થૈ રહ્યા બ્રહ્મવર્ચસ્વી ધર્મિલા ધર્મરાજવી;
પ્રાતઃકાલે નિત્યશઃ ત્ય્હાં યજ્ઞ થાય મહર્ષિનો;
સાંજે-સાંજે કથા થાય નિત્યશઃ ધર્મરાજની.
પુણ્યમિત્ર, પાપશત્રુ, ડ્હાપણના દરિયાવ એ
દાઝેલા આત્મને ઠારે, ભૂલ્યાંને પન્થ દાખવે:
પાડે સંસારમાં ચીલા, પાડે કેડી મહાવને.
પરીક્ષિત પુષ્પમૂર્તિને આશિષે ઉપદેશતા,
પરીક્ષા હરિને આપે ધર્મરાજા ધુરન્ધર.
ધિંગડ મૃદંગ-બોલે ધર્મરાજા કથા કરે;
ભાખતા ભાષ્ય-વિસ્તાર ભાવે ક્ય્હાંક હરિવર.
હરિનું સુણવા ભાષ્ય દેવો આવ્યા વિમાનમાં;
ગંગા આવી ઊભી ઘાટે, હિમાદ્રિ આવિયો સ્વયં.

યાજ્ઞિકો યજ્ઞવેત્તાઓ, ઋત્વિજોયે ઋતભરા,
ને આત્માનન્દી આચાર્યો: સૌ મહાઘોષમાં મળે.
કાળપાંખે વીતતા'તા એમ આનંદમાં દિનો.
એવે થૈ આકાશવાણી, વાગ્યાં આભલ દુંદુભિ;
ઢળ્યા સૌ પૃથ્વીનાં નેત્રો ઊચે આભલછત્રમાં.
ગાજ્યાં જાણે ગંગનીર, બોલ્યું જાણે મહાવન,
કાળ-નોબતના જેવી ગહરી ઘોષણા હતી.
'દાખવે છે પુણ્યમાર્ગ પૃથ્વીને પુણ્યલોકનો
મહારાજ શકવર્તી હસ્તિપુરના નૃપ:
યુગ-સંકેલનહારા, યુગના યુગપ્રવર્તક.'
સૂત્રોમન્ત્રો ક્ષાત્રકાવ્યો બ્રાહ્મણે બ્રહ્મવાદીએ,
યુગનાં સર્વ વાદ્યોએ વધાવી વ્યોમવાણીને.
યુગના યુગસ્વામીના અનિલો બોલ લૈ જતા.

બ્રહ્માંડેથી બ્રહ્મને વીણીવીણી,
હિમાદ્રિની ભવ્યતા સાથ પૂરી,
વિશ્વે વ્હેતા તુંગ ધાતા તરંગે
ગંગાગંગે ધર્મના ધર્મમન્ત્રો.
પૃથ્વી ઝીલે, ઝીલતા પૃથ્વીપાળો.

[અધ્યાય ૬ઠ્ઠાથી અધ્યાય ૪૦મા સુધી લખાયેલા નથી.]

હાં રે મન્થી-મન્થી સંસારસાર સાર્યો;
હાં રે ધર્મ જીત્યો, મહંકાળ હાર્યો :
આજે બ્રહ્મ બોલે.
હાં રે બ્રહ્મ બોલે, આજે બ્રહ્મ બોલે.

શ્રી હરિએ ભણ્યો ભાવે ગાયત્રીમન્ત્ર ગૌરવી;
ઊગ્યો ત્યહાં પૃથ્વીની કોરે પ્રભાળરો પ્રભાકર.
પૃથ્વી ને ગંગાતટને બ્રહ્મવર્ચસ્ વધાવિયાં.
ભર્ગમાં ભર્ગ ભેળીને વરેણ્યમાં વરેણ્યને,
હરિ ને ધર્મરાજાને વધાવ્યા તેજતેજથી.
ગૂઢ ગોપ્ય શ્રી હરિનું બ્રહ્મવર્ચસ્ પ્રકાશિયું.
થૈ રહ્યા બ્રહ્મવર્ચસ્વી ધર્મિલા ધર્મરાજવી;
પ્રાતઃકાલે નિત્યશઃ ત્યહાં યજ્ઞ થાય મહર્ષિનો;
સાંજે-સાંજે કથા થાય નિત્યશઃ ધર્મરાજની.
પુણ્યમિત્ર, પાપશત્રુ, ડ્હાપણના દરિયાવ એ
દાઝેલા આત્મને ઠારે, ભૂલ્યાંને પન્થ દાખવે :
પાડે સંસારમાં ચીલા, પાડે કેડી મહાવને.
પરીક્ષિત પુણ્યમૂર્તિને આશિષે ઉપદેશતા,
પરીક્ષા હરિને આપે ધર્મરાજા પુરન્ધર.
ધિંગડ મૃદંગ-બોલે ધર્મરાજા કથા કરે;
ભાખતા ભાષ્ય-વિસ્તાર ભાવે ક્વ્હાંક હરિવર.
હરિનું સુણવા ભાષ્ય દેવો આવ્યા વિમાનમાં;
ગંગા આવી ઊભી ઘાટે, હિમાદ્રિ આવિયો સ્વયં.

યાજ્ઞિકો યજ્ઞવેત્તાઓ,' ઋત્વિજોયે ઋતંભરા,
ને આત્માનન્દી આચાર્યો: સૌ મહાઘોષમાં મળે.
કાળપાંખે વીતતા'તા એમ આનંદમાં દિનો.
એવે થૈ આકાશવાણી, વાગ્યાં આભલ-દુંદુભિ;
ઢળ્યાં સૌ પૃથ્વીનાં નેત્રો ઊંચે આભલછત્રમાં.
ગાજ્યાં જાણે ગંગનીર, બોલ્યું જાણે મહાવન;
કાળ-નૌબતના જેવી ગહરી ઘોષણા હતી.
'દાખવે છે પુણ્યમાર્ગ પૃથ્વીને પુણ્યલોકનો
મહારાજ શકવર્તી હસ્તિપુરના નૃપ:
યુગ-સંકેલનહારા, યુગના યુગપ્રવર્તક.'
સૂત્રોમન્ત્રો ક્ષાત્રકાવ્યો બ્રાહ્મણે બ્રહ્મવાદીએ,
યુગનાં સર્વ વાદ્યોએ વધાવી વ્યોમવાણીને.
યુગના યુગસ્વામીના અનિલો બોલ લૈ જતા.

બ્રહ્માંડેથી બ્રહ્મને વીણીવીણી,
હિમાદ્રિની ભવ્યતા સાથ પૂરી,
વિશ્વે વ્હેતા તુંગ ધાતા તરંગે
ગંગાસંગે ધર્મના ધર્મમન્ત્રો.
પૃથ્વી ઝીલે, ઝીલતા પૃથ્વીપાળો.

[અધ્યાય ૬ઠ્ઠાથી અધ્યાય ૪૦મા સુધી લખાયેલા નથી.]

## અધ્યાય ૪૧મો · વ્રજપંચાધ્યાયી (અક્ષયતૃતીયા)

માખણિયા આરે

અન્ધારમાથી ઊછળે હવાઇઓ,
કે સ્વર્ગંગગા નભતારલા ઝરે;
ભમન્ત ભૂતાવળ ભૂતકાળ, વા
અતિથિ થાયે સ્મૃતિઓ સુહાગિણી.
હતી હરિને સ્મરણોની રાત્રિ એ.

ને પડી નિત્યની રાત્રિ, વિધાત્રીનીય ધાત્રી શી;
જાણે યુગાન્તનો પ્હોર, એવો પ્હોર પડ્યો પછી.

એ હતો કો મહાયોગ યોગીન્દ્રોની સમાધિનો.
વાચે છે કો વર્તમાન, વાચે છે કો ભવિષ્યને;

ખોજવાને ભૂતકાળ ગયા ભૂતાવળે હરિ.
અન્ધારી અષ્ટમી ભેદી, માંડી મહીં પદાવલિ.

ઓળખ્યો કાળનો યોગ મહાકાળે હરિવરે.
મહાસાગર કો જેમ તરંગો તુંગ ઊછળે,

મહાસાગર હૈયાનો એવા ઊર્મિ ઉછાળતો.
ગરુડદૃષ્ટિ આંખે, ને ગરુડપાંખ પાયમાં,

એવા પૃથ્વી પીતા પાય, ઊડન્તી એવી આંખડી:
પાથરી હસતી પૃથ્વી, હસતા વ્યોમતારલા.

સલૂણા સોણલાં દીધાં સંઘના સન્ત-સન્તને;
નાખ્યો નિદ્રાપછેડો, ને વ્રજવાટે વળ્યા હરિ.

પ્રાચીમાંથી પ્રતીચીમાં સૂર્યની પેર સંચર્યા.
ચોજનો પારથી આવે આમન્ત્રણો અગત્યના;
હરિને યે હતી આજે વિધાત્રી સમ રાત્રિ છે.
સો–સો સંવત્સરો કેરા પડદા ઊપડતા હતા;
એહવાં હરિને આજ સ્મરણો સાંભરતાં હતાં.
અન્ધકારે આચ્છાદેલી ડોલતી નભઝાલરો.
એ હતું સુખ કે દુઃખ? હતો આનન્દ, શોક વા?
પ્રારબ્ધનાં આકર્ષણો એક આકર્ષતાં હતાં.
બળવન્તો કાળયોગ નાંખતો કાળકોયડા.
વન મૂક્યાં, વૃક્ષ મૂક્યાં, મૂક્યાં સરિત્ સરોવરો;
ઘટાઓના ઘેર મૂક્યો; અન્ધકાર ઊભો હતો.
છલંગોની છોળછોળે વીંધતા વનને હરિ.
ન્હોતી ગૃહસ્થની ગાથા, ન્હોતી વાર્તા વિનોદની;
હતો અવધૂતિયો યોગ જોગન્દરી જમાતનો.
સોહાગિયો એ સંજોગ જોગીના જોગનો હતો;
'અહાલેક' 'અહાલેક' હરિની દેહતન્ત્રી કહે.
વળોટી વ્યોમછાયાઓ, વળોટ્યાં વિધુરાં વનો;
વાયુની લ્હેરની આગે લ્હેરખડો જતો હતો.
ગાઢ અન્ધારની છાંટે પાડે પડછાંયડી હરિઃ
આથમ્યો પ્હોર એ પ્હેલ્લો, બીજાની પગડી પડી;
કાલિન્દી યમપુત્રીનો ઊભો ઘાટ ક્ષિતિજમાંઃ
દૃષ્ટિની કોરના જેવો, કારમો, અળવીતરો.

ખૂચતો શલ્યની પેરે સુહાતો શરરત્ન શો.
ગાતી ત્હાં અન્ધાર-ઘાટે મજજોગણ વિજોગણ
સુણે જમનાનાં પાણી ગાથા યોગ વિયોગની,
સુણતો'તો સૂનકાર, સુણતા શ્રી હરિઃ સ્વય
સુણે પછીય કૈં કંને જીવન-સ્વપ્ના જગાડતો.
ઘેરા સમીરણો માહીં નીતરી શબ્દ આવતો:

જગ રમતા મ્હારે એકદા પડ્યા સોણલા રે,
ધરણીધર ધીર ગંભીર પ્રભુજી પ્હરોણલા રે;
મ્હારે ઉરને આગણ અનન્તનાં પડ્યા સોણલાં રે,
આવ્યા માહરે મનમન્દિર પ્રભુજી પ્હરોણલા રે.
અડધેરી રાતનાં અન્ધારિયા, પડ્યાં સોણલાં રે,
હતાં અડધેરી રાતનાં તેજ, પ્રભુજી પ્હરોણલા રે;
તરતો જતો વ્યોમ નીરમાં, પડ્યા સોણલાં રે,
ચન્દ્ર ભીંજવતો મ્હારી સેજ, પ્રભુજી પ્હરોણલા રે.
મધરાત ઘમઘમતી હતી, પડ્યાં સોણલાં રે,
ઘૂઘવે સાગર સમ સૂનકાર, પ્રભુજી પ્હરોણલા રે;
ત્હાંતો આવિયુ અમૃત-નાવડું, પડ્યાં સોણલા રે,
મહીં જગજ્યોત જગદાધાર, પ્રભુજી પ્હરોણલા રે.
એની ભ્રૂકુટિમાં અભય વિરાજતો, પડ્યા સોણલાં રે,
હતાં ભાલમાં લોકકલ્યાણ, પ્રભુજી પ્હરોણલા રે;
ઝરે ઝરણીઓ મુદ્રા પીયૂષની, પડ્યાં સોણલાં રે,
હતા આંખડલીમાં ભાણ, પ્રભુજી પ્હરોણલા રે.

જુગજુગનાં ભૂગોળ ખગોળનાં પડયાં સોણુલાં રે,
મહીં રમતા અમીઝરા સોમ, પ્રભુજી મ્હેરોણુલા રે;
કાંઇ હદ બેહદને હેરતા, પડયાં સોણુલાં રે,
પરબ્રહ્મ ઊભા ભરી ભોમ, પ્રભુજી મ્હેરોણુલા રે.
દીઠ-અણુદીઠ દૂરદૂરનાં પડયાં સોણુલાં રે,
મ્હારે પ્રગટયાં કીકીમાં રતન, પ્રભુજી મ્હેરોણુલા રે;
ભવની ભૂતાવળ કારમી, પડયાં સોણુલાં રે,
જગમંડળ કરતા જતન, પ્રભુજી મ્હેરોણુલા રે.
ઉપરણે તગતગે તારલા, પડયાં સોણુલાં રે,
ભવભાસ્કર સમ હરિરાય, પ્રભુજી મ્હેરોણુલા રે;
બ્રહ્માંડ બ્રહ્માંડપારનાં પડયાં સોણુલાં રે,
મ્હારાં મંદિરિયાં મલકાય, પ્રભુજી મ્હેરોણુલા રે.
આત્મકુંજે કીધ દીવડા, પડયાં સોણુલાં રે,
મ્હારાં અજવાળ્યાં ઊજળાં આગાર, પ્રભુજી મ્હેરોણુલા રે;
કોક પૂર્વજનાં મહાપુણ્યથી પડયાં સોણુલાં રે,
મ્હારે ઊઘડયાં પ્રારબ્ધનાં બાર, પ્રભુજી મ્હેરોણુલા રે.

આવે અનિલની પાંખે ગીતશબ્દ ગુણાળવો,
વધાવે હરિને વન્દી સ્વરોનાં પુષ્પ વેરીને.

હરિએ નિજ આવ્યાના સાંભળ્યા ભણકાર ત્ય્હાં.
રાત્રિની વેણીના જેવી એક રેખાવળે ઢળી,

એક વેણી જમના વ્હે, જલોર્મિ ખાય ઘૂંચળાં.
જમનાની મૂર્તિ જેવી આરે સંન્યાસિની હતી.

ધારીને જોગની કન્થા, હરિની જોગણી સમી,
વિજોગણ જોગણ એહ શોધતી હતી શૂન્યને.

કો અવધૂત આવીને વીણે અન્ધાર રાત્રિના,
શ્રી હરિના માખણિયે આરે સંભારણાં વીણે.

હૈયાના પાલવડા સંઘરે પુષ્પ શૂન્યનાં.
વળી આવી ગીતધારા અન્ધારને ધ્રુજાવતી;

શબ્દ એ વહતો ઢાળે શૂન્યતા સૂનકારમાં.
ઝંખતી ઝૂરતી આરે વ્રજજોગણ વિજોગણ.

મહામેઘા મધ્યરાત્રિ સાંભળે કાન માંડીને.

નમતો ને ઝૂમતો વિધુરો વનનો માંડવો,
વન-છત્તર સમાં ઊડેરાં આકાશ જો;
માખણિયે આરે રે! હરિનાં સોહે સંભારણાં,
વ્રજની વિજોગણ જોગણના ત્યહાં વાસ જો:
ઝંખે-ઝંખે, અને જોગણ હરિની જુવે વાટડી.

મોરલ ને ઢેલડ ગહેકે ને ટહુકા કરે,
ઝૂલતા ઝઝુમતા ગાજે ઘટાઓના ઘેર જો;
સજોડલે સંભારે હરિવરનાં સંભારણાં,
લહેરખડે લહેકે મહેકે ઉરલહેર જો:
નીંદરમાં જાગૃતમાં હરિનાં જુએ સોણલાં.

સૂની કદણકુંજ, સૂનાં એ મંજુ વજુનાં જૂથો,
સૂના પ્રભાતના કોયલના કલ્લોલ જો;
સંભળાતી પગલીઓ પડન્તી કાંઈ સૂનકારની,

જમનાજળ મમા જગજળના હિલ્લોળ જો :
ભીડે-પ્રસારે ત્ય્હાં પાંખ પ્રેમભક્તિની પંખિણી.

સેંથીલને સુહાવતો'તો જોગિયો સુહાગિયો,
આરબ્ધપાટમાં વિધિલખ્યા ગેબના પ્રબન્ધ જો;
મુદ્રામાં મલકાતા મૂર્છિત કૈં મનોરથો,
અંગ-અગ રમતા ભૂતભાવિના સુગન્ધ જો :
એહ સુગન્ધે વણઉકલી ગહનતા ગાજતી હતી.

એકલડી 'મંચરતી કો વ્યોમમાં વાદળી,
આભલ છાંયમાં આવે-આવે ને જાય જો,
વળી વળી વરસે શ્રાવણનાં જેમ સરવડે,
વ્રજની વિજોગણ જોગણ હરિગુણ ગાય જો;
એ ગીતમાં જુએ જોગણ જગતના જોપને.

જોગન્દરોની હરિએ દીઠી હતી સમાધિઓ;
વ્રજની વ્રજબાળાની દીઠી સમાધિ અદ્ભુત :
સવિકલ્પ નિર્વિકલ્પ બન્નેથી કલ્પના પર.
અંગ આત્મા એક દીઠાં, આરો ને જળ એક ત્ય્હાં;
એકમેકમાં ઢોળાતાં પૃથ્વી-આભ પરસ્પર.
સંન્યાસમી પ્રતિમા શી એહ સંન્યાસિની હતી.
છોડતી કાળનાં બાણ કારમી કો કિરાતિની:
અને એ શબ્દનાં શૈલ્યો હરિને જઇ વાગતાં
નિર્મળા જળમાં ત્ય્હાં તો અન્ધાર મુખને ધુવે:
અલકલટો ઘટાઓની મોતી-મોતી પરોવતી.

નભેથી તારલા આવી ખૂટતાં મોતીડાં પૂરે.
ભેખડે-ભેખડે ભાસે ગોરોચનની ગૌરતા;
રાત્રિની શામળી વેણુ ભસ્મ શી પાથરી હતી.
અન્ધારામા અન્ધકાર કરે અન્ધારિયુ જગત.
યમુના હરિને ભાસી યમની કન્યકા, ખરે!
ધરાઓ યમનેત્રે, ને આરાઓ યમપાશ શા.
હરિને સાંભરી આવ્યા ગોરસ માખણ મીસરી;
લોપાઇ નવ લોપાયે સ્મરણો તણી ઝાળ એ.
પલટે એ કાળના બોલ, પલટે જો જમનાજળ.
પ્રણમ્યા વારિમૂર્તિને અમૂર્ત મૂર્તિથી પરા;
જગતમૂર્તિ જોગમાયા, જનેતા જળતત્ત્વની,
વધાવી એક અશ્રુએ પ્રાણથી પ્રણમ્યા હરિ.
શતાબ્દી સ્મરણાવળની હરિએ એમ ઊજવી.
ને ત્હ્યાં ગોરમ્ભતી ગાઢ સન્ધ્યાની મન્દિકા સમી,
જોગણની સમાધિમાં છાયા પડી સમીરની.
જગત-જાગૃતિમાં જાગી એ વિજોગણી જોગણી.
આવે આભલની ઝાંય, પડે અનિલ-પાંખડી,
આત્મામાં આત્મનો ઓળો આવે જાય અતિથિ શો,
એવું કૈં સંન્યાસિનીને સમાધિમાં થયુ ત્યહીં.
શ્રી હરિની પડી છાયા સ્હડતાં ઘાટપાયરી
ઝટ્ટ પાલવ સંકેલ્યો, સકેલી લીધ પાંપણો;
છાયાને ઝીલવા એણે શીઘ્રે સંકેલ્યું ઓઢણું.

ઝીલી તરંગનો રગ, તમસ્‌માં તમરેખ શા,
હરિ પગથિયે પોઢચા, જલઆરે જ્લોર્મિં શા.
આખરે હરિએ ત્ય્હાંથી વાળી પૂર્વે પદાવલિ;
પ્રતીચીથી પ્રાચી જાય ચન્દ્ર જેમ તિથિતિથિ
પશ્ચિમે અસ્તાચળ છે, પૂર્વમાં ઉદયાચળ.
બાલ્ય કોડામણાં કોડ સ્મરતા પૂર્વ કાળના:
ગોકુલે ગોપ-ગોપીના હોંશીલા શ્રી હરિ ગયા.
જોગણ-જોગણુનો ઘાટ, રહ્યાં ત્ય્હાં સૂનકારમાં.
હરિસૂનો હતો ઘાટ હૈયું ન્હોતું હરિસૂનું.

પાણી વિનાની જમના સૂની નથી,
વારિવિહોણી નથી કોઇ વાદળી;
વાયુડીનું આભલ કો સુનું નથી,
સ્મૃતિસૂના કો ન હતા સમીરણો:
હરિસૂની ન્હોતી વિજોગ-જોગણુ.

## અધ્યાય ૪૨ મો : ગોકુલના ગામચોકમાં

એકાન્તથી ક્લાન્ત સૂનો સૂનો હતો
ભર્યોભર્યો ગોકુળ ગામચોક એ;
ટોળે મળી તારલીઓ શી ગોપી ત્ય્હાં
સુભાગીના ભાગ્યની તન્ત્રીના સમા
ત્ય્હાં ગાજતા'તા ભણકાર કારમા.

આભ કેરે ચન્દરવે, ચોકના ચારુ મંડપે,
ગોરાંદેની ગોરંભાતી ગાતી'તી ગામપુત્રીઓ.

ધેનુના ધણના જેવી ગોકુળ કેરી ગોપીઓ;
ગાતી'તી ગુણવન્તીઓ મનોરથો મનોહરા.

હરિએ દૂરથી દીઠા દીવડા ચોક ભ્રમતા;
ગોપિકાના હતા એહ વર્ચસ્વી નેન-તારલા.

નાખે એ શબ્દમન્ત્રોના કિરણો શ્રવણાવળે;
હૈયાવેધી બાણ જાણે હૈયાભાથેથી છૂટિયાં.

ભરતો'તો એહ શબ્દ છજા મેડી અટારીઓ;
પાણીડાં પ્રેમનાં પાડે અગાસીના ઉઘાડમાં.

વર્ષે વાદળીઓ જેવી ગોપબાળા ભરીભરી;
અશ્રુધારા વજ્રધારા હરિને થઈ વાગતી.
શબ્દનાં બાણનાં કોણે શોધ્યાં છે કવચો જગે?

કે વ્રજમાં વ્રજવનિતા વાતો કરે રે,
કે મળીને ગોકુળગાગાંને ચોક જો!
કે ધેનુમાં ધેનલ સમ હીસતી હીંડે રે,
કે શબ્દશબ્દે ઉરના શોક-અશોક જો:
કે વ્રજમા વ્રજવનિતા વાતો કરે રે.

'મ્હેં તો આલી! ભાવથી ભરી'તી ફૂલમંડળી રે,'
'મ્હેં તો બાંધ્યાં ટોડલે તોરણ રસાળ જો'
'મ્હેં તો મૂકી મેંદી હરિને દેખાડવા રે,'
'મ્હેં તો ગૂંથી ગુંજાની વૈજયન્તી માળ જો!'
કે વ્રજમાં વ્રજવનિતા વાતો કરે રે.

'હું તો મહિયાગી, મહી વેચવાને નીસરી રે,
'હું તો ગૈ'તી જળજમનાને ઘાટ જો;'
'હું તો હાલી નન્દભવન લેઇ નેતરાં રે,'
'હું તો બેઠી બારણે હરિની જોતી વાટ જો:'
કે વ્રજમાં વ્રજવનિતા વાતો કરે રે.

કે ધન્ય એ વ્રજ, ધન્યધન્ય એ વ્રજાંગના રે,
કે ધન્ય એ ધેનુ, ધીમન્ત ગોપી-ગોપ જો;
કે ઊભો ઊભો ઉરમાં અગમ્યને આંગણે રે,
કે ગોપીબોલ સાંભળે શામળો અલોપ જો:
કે વ્રજમાં વ્રજવનિતા વાતો કરે રે.

યુગવૃદ્ધા યશોદામા, આનન્દપર નન્દજી,
શૂન્ય આકાશની સીમ ન્હાળે—ન્હાળે અને નમે:
વધાવતાં વિધિમન્ત્રો, ઊતર્યાં ભાગ્ય નંદતાં.
ગીતે સંસારિણી ગાજે મધ્ય સંસારચોકમાં.
ગોકુળની કાવ્યકુંજે ગાય કાવ્યમનોરથો.
હતા સૌના ઉરભાવો અધિકા એકમેકથી.
હરિની આંખડી પેખે, હરિનાં શ્રવણો સુણે;
વાંચે વીતકની વાર્તા ગોપીના ગીત-બોલડે
આભમાં હતું આલેખ્યું થવાનું થયું થાય તે.
કરીને ત્હાં આહીરણો શંભુમેળો ત્રિકાળનો
ત્રૈગુણ્યના મહાશબ્દે ત્રિલોકીને સુણાવતી.
હરિને પખવો નાખે અનિલોની કલાકલા;

જમનાનાં પૂર જેવા ઉદ્દવેગો હરિના હરે,
ઘૂમે અન્ધારના ચોકે ગોપિકા હરિઘેલુડી;
ગોપીને પગલે-પાયે જયવન્તું થતું જગત.
ગોપી ભદ્રા સુભદ્રા, એને વીરીના વીર શ્રીહરિ.

એહ જગમોહનચોકે અન્ધારી ગાઢ રાત્રિએ
વેરેલી ને વિખેરેલી સુન્દરી કિરણાવળીઃ
હતાં કોડામણાં સૌયે શોભના જગશોભનાં.
મોહિનીના મહામન્ત્રો અંગઅંગે ઉછાળતી

જગતના સુંદરીસંઘે સુંદરી છે વ્રજાંગના.
કરે દેવાંગના સ્પર્ધા, દર્શને દેવ આવતા.
આથમે વાદળી એક, ત્યહાં ઊગે વાદળી બીજી;
હિમાદ્રિના શૃંગશૃંગે જાય એ પાય પાડતીઃ
એક ગીત શમ્યે એમ ઊછળ્યું ગીત ત્યહાં બીજું.
આહીરણો ગણતી'તી જીવનની ક્ષણેક્ષણો;
પળેપળ મહામૂલી વિધાતાએ વધાવી'તી.
ક્યહાં ઉદ્ધવ, ક્યહાં કૃષ્ણ, ક્યહાં એ ગોપીનો ગણ ?
પૂછિયા વાયુને પ્રશ્નો અન્તર તાપ-ઉત્તાપનાઃ
ઉદ્ધવની મૂર્તિ કલ્પી વહતી વાયુમૂર્તિને.
અનેક-કિરણી આભે અનેકરંગી વિશ્વમાં,
એક બોલ એક પ્રશ્ન, હતું જીવન ગોમનું.
દેહ-તંબૂરનો મન્ત્ર બોલતો'તો 'હરિ' 'હરિ'.

(ઢાળ: રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે!)

ઓધવ! ક્ય્હારે આવશે વ્રજરાયો રે?
માનવ-આભલ જસોદાનો જાયો :
• ઓધવ! ક્ય્હારે આવશે વ્રજરાયો રે?

મહીનો મહીપત મેહુલિયો આવ્યો રે;
વસુધા કાજે વૈભવ ભરી લાવ્યો રે;
નન્દનન્દન ગોકુળ ફરી નાવ્યો :
ઓધવ! ક્ય્હારે આવશે વ્રજરાયો રે?

વાટ જોતાં વીતે છે રેણી રે;
કગર ફૂલડાં વિહોણી અમ વેણી રે;
કાળ જોશે, રહી જાશે કહેણી :
ઓધવ! ક્ય્હારે આવશે વ્રજરાયો રે?

જમનાજળ છલબલ છલબલિયાં રે;
સૂકાં લીલાંછમ થઈ સળવળિયાં રે;
ઓધવ! અવધે હરિ ન પાછા વળિયા :
ઓધવ! ક્ય્હારે આવશે વ્રજરાયો રે?

ઓધવ! ઊભી જગતના આ તીરે રે,
નયણાં ભરીભરી નેહનાં નીરે રે,
આંસુભીનાં ઝૂરિયે ભીનાં ચીરે :
ઓધવ! ક્ય્હારે આવશે વ્રજરાયો રે?

હરિએ વ્રજમાં શું હેર્યું અધૂરું રે?
કીધું ગોકુળ વરવું વિધુરું રે;

હવે પેખું તો નયણાંમાં પૂરું:
ઓધવ! ક્હારે આવશે વ્રજરાયો રે?

ધૈર્ય ધીરનું વિરહે હરેલુ રે;
આભલ ઉરછલકયા બોલે ભરેલું રે;
વ્રજ-વનિતાઓ જગકીધું ઘેલું:
ઓધવ! ક્હારે આવશે વ્રજરાયો રે?

ભણે સંસારના ભાવો સંસારિણી સુહાગિણી,
સલુણી સરલાઓએ સારો સંસાર ઉદ્ધરે:
સ્મરણસંગીનાં જેવી રમન્તી રમણીમણિ.
સંસાર-મોહામણીએ સંસારને જગાડિયો.
ધૂમતી આછી છાયા શી આછેરે ચીર ગોપિકા;
સરે સંસારમાં જાણે સ્મરણો કેરી મૂર્તિઓ.
ગંભીર ગરવા ગૂઢ, હિમ કેરા હિમાલય.
પાણી શા પીગળી જેને હૈયાભાગ્યા સમા હરિ,
વિશ્વના વિશ્વથંભા, ત્ય્હાં ઢગલો થૈ ઢળી પડ્યા.
અશ્રાઓના ઘેર જેવી ઘેરી વર્જાંગના હની:
શતકજૂનાં સંભારણે સ્મરણતન્ત્રી વાગતી.
આછેરી પાડતા છાયા સંચર્યા હરિ મેહુલા.
પૂર્વજીવન પડછાયો પીછિયો નહિ ગોપીએ.
'ચોર' 'ચોર' કહે કોક, કોકે 'માખણચોર' કહે;
કોક કહેતું 'હૈયાચોર' હરે એહ ખરા હરિ,
દિનની કરતી રાત્રિ રાત્રિનો કરતી દિન,

એહ ગંસારિણીઓએ સંસારને જગાડિયો.
શોધતી'તી શોભનાઓ છાયાઓ કેરી છાંયડી;
પ્રેમની પારેવડીઓ શોધતી પ્રેમરાયને.
ગૃહના થંભની ઓથે થંભ થૈને હરિ ઊભા.
ઓઢણામાંનુ શાધ્યા શી એ સંતાકૂકડી હતી.
એમને ભાસતી ત્‍હારે પૃથ્વીયે પરદેશિણી;
પ્રીછતી'તી એક દેશ, પ્રીછતી પ્રેમદેશને.

સૌ ભૂતભાવિ ભરી વર્તમાનમાં,
ત્‍હાં ચિત્તને ચોક, ઉમંગરંગથી,
ગંસારિણી સંસ્મરણો સ્મરાવતી.
ત્રિલોકનો ચોક સ્વચોક કલ્પીને
ગોલોકનો ચોક ભૂલી ગઈ હતી.

## અધ્યાય ૪૩ મો · બંસીબટને ઘાટે

ત્યહાં વડો એકલડો અધૂકડો
ઘેરી ઘટાએ વડલો ઊભો હતો;
એ ગાઢ બંસીબટની ઘટા મહીં
અગમ્ય બંસી અનિલો વગાડતા
ને બંસી વાતી જમના વહન્તી ત્‍હાં.

ખોલી બ્રહ્માંડના ભેદો, અહાલેક પુકારતી,
વાઈ'તી હરિએ વેણુ, હરિ એ ઘાટમાં ગયા.

કહે બંસીબટનો ઘાટ લોકગીતોનું ગૌરવી.
નેણ નિમિષમાં ત્હાં તો પલટ્યું રૂપ સૃષ્ટિએ.
ઓસર્યો આભલમાંથી ઘેરો અંધારસાગર,
કૃષ્ણ જન્માષ્ટમીએ જે થયું'તું ગૂઢ વાદળે,
જગે એહ થયું આજ હરિની પાવલી પડ્યે.
ઊગી ત્હાં ક્ષિતિજે એવે કૃષ્ણપક્ષની અષ્ટમી,
શામળી આગલી રાત્રિ, પાછલી રાત્રિ ઉજ્જવળી.
ચોમેર નજરો નાખે, ઝાંખે જગનું અદ્ભુત;
જાણે કે બંસીનો બોલ સુણવા ચન્દ્રમા ઊગ્યો.
આનન્દ્યું એ અન્તરિક્ષ, શામળું ઊજળું થયું;
આનન્દ્યાં વ્રજગોકુળ, જમના, જમનાજળ;
આનન્દ્યાં વન ને વેલી, આનન્દી હરિઆંખડી.
પાથર્યા પોયણપુષ્પે નિશાનાથે શું ગાલીચા!
વને એવી પથરાણી વસુધામાં વિભૂતિઓ.
ચન્દ્રની ચન્દ્રિકા લૈને આવ્યો અનિલ ક્ય્હાંકથી;
ક્ય્હાંકથી સૌરભ લાવ્યો; વીણ્યું માધુર્ય ક્ય્હાંકનું;
ને બંસીબટમાં ઘેરી છેડી બંસી અગમ્યની;
રાત્રિની રૌપ્ય રેખાઓ પ્રકાશી રહે પ્રભાવતી.
એ બંસીબટની ડાળે પલ્લવપાંખ ઝૂલતી
હતી હરિની હીંચન્તી વાંસલડી વિજોગિણી;
હોંશીલી એ હરિબંસી વાગી વહી ત્રિલોકમાં.
મીઠપથી મીઠો શબ્દ ઝીલતાં જમનાજળ.

કે વ્રજમાં વાંસલડી ટહુકા કરે રે,
કે ભરિયાં ભૂમંડળ વન વ્યોમ જો;
કે ઝરમરતા ઝરતી હરિ-બોલડા રે,
કે સુણવાને ઊભલા સૂરજસોમ જો:
કે વ્રજમાં વાંસલડી ટહુકા કરે રે.

કે કીધી કીધી હરિઘેલી વ્રજનારને રે,
કે વિરમ્યા વહતા જગના સમીર જો;
કે કારમોક નાંખતી'તી શબ્દને શૂન્યમાં રે,
કે જમનાનાં થંભિયાં નમણાં નીર જો:
કે વ્રજમાં વાંસલડી ટહુકા કરે રે.

કે ડોલતાં એ ઊભાં અડોલ વડપાંદડાં રે,
કે છાંયડી છાવરે વાદળી વિશાળ જો;
કે ભૂલિયાં ગોધણ તૃણ વાગોળતાં રે,
કે ગેડિયો ભૂલતા હતા ગોપબાળ જો:
કે વ્રજમાં વાંસલડી ટહુકા કરે રે.

કે બંસીઘાટથી હરિ જગ હેરતા રે,
કે નીરખે ત્રિલોકને ત્રિલોકીના નાથ જો;
કે ઊડતી અનન્તમાં વિશ્વવિશ્વઆંખડી રે
કે ઊડતું વ્રજ વિશ્વમંડળે સંગાથ જો;
કે વ્રજમાં વાંસલડી ટહુકા કરે રે.

બોલ્યું હરિહૈયુ જાણે, કે બ્રહ્માંડનુ ભીતર,
એવી માધુર્યની ધારા ફુવારાફેર ફેરતી.

ચમકાવ્યા હરિનેયે એ વાંસણી વિજોગણે;
એ વિજોગણ વાંસલડી હરિનુ હૈયુ બોલતી.

ગહનતાના ગુંફ જેવો ઊભો'તો વડલો મહદ;
મહીપરી મંહીથી ત્હાં ગહનતા ગાજતી હતી.

એહ આભપરો શબ્દ સુણતાં વ્રજનાં વનો;
સુણે દેવાંગના દેવો, સુણે વ્રજની વ્રજાંગના;

સર્વદ્રષ્ટા સર્વશ્રોતા સર્વાનન્દી સુણે હરિ.
માધુર્ય અમૃતનુ છે માધુર્ય હરિ-બોલનુ;

એથીયે અધિકું મીઠું માધુર્ય હરિ-બંસીનુ.
વિશ્વનું સર્વ માધુર્ય હરિબંસી થકી વહે.

એહવે ઘાટ ગાજ્યો, ને ગાજ્યો એ જમનાપટ;
બંસીવટની ઘટા ગાજી, ઊંડેરું ગાજ્યુ આભલ.

મીઠડી માનુપી બંસી ત્હાં રેલી રહી મીઠપ.
જળહેલ હતી માથે, ઓઢણામાં સમીરણો;

ચક્ષુમાં વ્યોમના ચોક, કંઠમાં મોરલી મીઠી;
ચતુરા ચ્હડતી ઘાટ એ ત્હાં બંસીવટનો ઢળ્યો,

પદ્મા કે પદ્મણી આવી જાણે કો જળવાસિની.
પાયે પ્રેમ-પડછન્દા, હૈયામાં હેલ-હેતની;

ભ્રૂકુટિ માંહીં બ્રહ્માંડો અંગેઅંગે શ્રુતિસ્મૃતિ;
પાંદડે-પાંદડે શબ્દ નાખી પરોવતી જતી.

હતું-કાલે જે કાળને કાંઠડે, હરિ! આજે છે;
એહ જમનાજળના ઝકોર વ્રજમાં ગાજે છે.

એહ વિરહ-વિપદની વાદળી હરિ! આજે છે;
એહ મોરલડીના શોર વ્રજમાં ગાજે છે.

એહ કાલિન્દીનો કારમો ધરો હરિ! આજે છે;
એહ બંસીબટનો ઘાટ વ્રજમાં ગાજે છે.

વિરહઘેલી નમેલી પેલી વેલીઓ હરિ! આજે છે;
સૂની વૃન્દાવનની વાટ વ્રજમાં ગાજે છે.

ત્હારી અરધી ધરપેલી ધિંગી ધેનુઓ હરિ! આજે છે;
પાય-ઝાંઝરના ઝણકાર વ્રજમાં ગાજે છે.

ત્હારી મીઠપ નીતરતી માધુરી હરિ! આજે છે;
ત્હારા ભાવભાવના ભણકાર વ્રજમાં ગાજે છે.

ત્હારી ભ્રૂકુટિના ભેદનો અંનભે પડો હરિ! આજે છે,
ત્હારા મોરમુગટનો મરોડ વ્રજમાં ગાજે છે.

બોલબોલે વેરેલ ત્હારાં ફૂલડાં હરિ! આજે છે,
કુંજકુંજે કલ્લોલતા એ કોડ વ્રજમાં ગાજે છે.

ચારુ માઝમરાતનો ચન્દ્રમા હરિ! આજે છે,
વનવન ફેરા વૈભવી વિલાસ વ્રજમાં ગાજે છે.

ત્હારાં શરદપૂનમનાં સોણલાં હરિ! આજે છે,
રસઝરતા રસિક! ત્હારા રાસ વ્રજમાં ગાજે છે.

ત્હારી આંખડલીનાં અજવાળિયાં હરિ! આજે છે,
પ્રેમભક્તિની છાકમછોળ વ્રજમાં ગાજે છે.

ત્હારી પગલી-પગલીના પડછન્દા હરિ! આજે છે,
ત્હારા હૈયાના હેલતા હિલોળ વ્રજમાં ગાજે છે.

સુણી એ વ્રજનો શબ્દ આભલપાર મ્હાલતો,
ચન્દ્ર શા ચન્દ્રવંશીયે થયા સૌમ્ય શશાંક શા.

એ શબ્દે યોગમાયા શા ધીરતા હરિની હરી.
બંસરી અધિકો શબ્દ પ્રીછીને એહ ગોપીનો

કહેતી એને વ્રજનારી બંસરી–લોકબંસરી.
જેટલા બંસીને વેધ, એટલા વેધથી ઝરે.

અને ત્ય્હાં તો પાજ તોડીફોડીને ફરતી સીમા,
ગાજી ગહનતા ગૂઢ ઘાટના વટની વડી.

શબ્દનો એ પ્રતિશબ્દ ચન્દ્રે જૈં ચમકી રહ્યો.
ગેબી ગહનતા બોલી હરિની ફૂંકની ફૂંકે.

શીર્ષે ભરી જળહેલ હૈયે સ્મરણભાર, ને
ઢોળતો ઘાટ ઢોળાવે થંભી ગૈ લોકબંસરી.

હરિની બંસરી બોલે, બોલે ત્ય્હાં બંસરી કઇ?
શબ્દને સાંભળે છે સૌ, શબ્દ કો પેખતું નથી.

બંસરીએ સુણ્યો શબ્દ, ને પેખ્યા શબ્દપ્રેરક.
શોધી વળી ગહનતાને ગૂઢનું ગૂઢ શોધતાં,

હરિબંસરીનો બોલ નિર્ઝરી દિશદિશથી,
ગૂઢ ત્રિલોકીનો શબ્દ ગોપીના ચરણે ઢળ્યો.

ઊભી માનવવેલી શી પ્રભાત-પનિહારી એ.
ત્રિલોકે વહતાં તત્ત્વો એમ સ્થિર ઊભાં ઘડી.

ચન્દ્રનેયે થયું કે એ ચન્દ્રિકા કાં ભૂલી ગઇ?
અને પછી પ્રભાતે ત્ય્હાં થયુ કૌતુક કાળનું.

એ બંસીબટનો ઘાટ ગયો ગોકુળગામમાં.
આગે-આગે હરિબંસી, પાછળ લોકબંસરી:

શેરડા શેરી-શેરીના વીંધી ચાલે વિહારીઓ.
સુણે એક હરિ એહ, સુણે એ ગ્રામગોપિકા.

જગતભૂલી ગોપીને એ ઘેર આવ્યા મૂકી હરિ.
ભૂલશો મા હરિભૂલ્યાં! ભૂલ્યે સંભાળશે હરિ.

નમી–ઢળી એ વટડાળ–ડાળની
બંસી કરીને જગમોહના મહા,
ને વેણુ કેરા વીંધ વીંધ પાથરી
સોહાવતો ચાંદરણાંથી ચન્દ્રમા:
સાનન્દ આશ્ચર્ય નિહાળતા હરિ.

## અધ્યાય ૪૪ મો • વ્રજની બ્રહ્મચારિણી

કાલિન્દી કેરે તટ કોક કોતરે
છાયા ઢળી'તી ઘટ આમ્રપલ્લીની;
એકાન્તના કાન્ત પ્રશાન્ત પ્રાન્તમાં
રહેતી હતી કો વ્રજબ્રહ્મચારિણી:
ત્યહાં ચન્દ્રપ્રેર્યા પછી શ્રી હરિ ગયા.

ભર્યા સંસારમાં એહ હતી એકાન્તવાસિની,
એક ધેનુ, એક બ્રહ્મ, હતાં સગાથી એહનાં.

ત્રિગુણાત્મક સૃષ્ટિમાં ત્રિગુણી એની સૃષ્ટિ એ.
ધેનુ દૂહવે, દૂધ પીએ એ દૂધાહારિણી સદા;

વધે તે દૂધધારાથી વધાવે જમનાજીને:
સરિતનાં શામળાં નીર એ જાણે ઊજળાં કરુ.
ગાઢ એ આમ્રપલ્લીમાં ગૂઢભાવે ગયા હરિ.
ચન્દ્રિકા શું ચીર ફ્હેરી ધેનુને ચાર નીરતી
ગાતી હતી ઉરભાવો ગોપિકા ગરવા ગીતે.
કૂંપળો આમ્રપલ્લીની કોમળા તાલ આપતી;
એહ તાલે નર્તતી'તી જમનાની જલોર્મિઓ.

વેગળા રહો મા, વરણાગિયા!
હા રે હરિ! આવો, વિરાજો મ્હારે પોપચે;
હા રે હરિ! ફાગણના ફાગની રમઝટ મચે, હો જી રે!

વેગળા રહો મા, વરણાગિયા!
હા રે હરિ! આવો, વિરાજો મ્હારી પાંપણે;
હાં રે હરિ સ્થિર કરી સ્થાપીશ એ થાપણે, હો જી રે!

વેગળા રહો મા, વરણાગિયા!
હાં રે હરિ! આવો વિરાજો મ્હારી કીકીમાં;
હાં રે હરિ! કવિતાની કાન્તિથી અધિકીમાં, હો જી રે!

વેગળા રહો મા, વરણાગિયા!
હાં રે હરિ! આવો, વિરાજો મ્હારા આત્મમા;
હાં રે હરિ! પેખીશ પ્રારબ્ધને પરમાત્મમાં, હો જી રે!

વેગળા રહો મા, વરણાગિયા!
હા રે હરિ! વેગળા રહો મા, વરણાગિયા!

શબ્દવેધી હતી ગોપી, સાધ્વી એ શબ્દવેધની;
હરિને થૈ હૈયાબાણ વાગ્યાં એ બાણ ગીતનાં.

વેણુલાં ગ્રામ્ય ગોરીના વાગિયા વિશ્વનાથને.
એ હતી વ્રજબાળાની મ્હોટી બ્હેનડં મ્હાલતી.

આયુષ્યની આનન્દીને આનન્દી સહુ ભાખતાં.
વર્ચસ્વી નન્દિની ધેનુ, આનન્દી ધેનુસ્વામિની,

ત્ય્હાં આનંદાવતાં ત્ય્હારે, હરિ આનન્દરૂપને.
શાન્ત દાન્ત ને નિર્ભ્રાન્ત હતી એ બ્રહ્મચારિણી;

આત્મરમ્યા બ્રહ્મપુત્રી નિત્યશઃ બ્રહ્મમાં રમે.
એ અગમ્યની આસ્થાને રાત્રિપક્ષ શી પારખી;

હરિએ જગને પ્રીછયું, જગે પ્રીછ્યા નથી હરિ.
રાત્રિને પાછલે પ્હોરે, ચન્દ્રને નાવડે ચ્હડી,

ચારુનેત્રી સુધાસિન્ધુ ચન્દ્રિકામાંથી નીતરી,
જોતી'તી કોટિક નેને આભથી તારકાવલિ.

તેજબન્ધા શિરબન્ધો, તેજના ગજરા ગુણી,
તેજના ગૂંથતી હાર તેજતેજસ્વી ગોપિકા,

બ્રહ્માંડે બ્રહ્મવર્ચસ્વી રમન્તી બ્રહ્મવર્ચસે.
જતો'તો જમનાસ્નાને એવે ત્ય્હાં સંઘ ગોપીનો;

બ્રહ્મચારિણીને ગાતી જતી'તી બ્રહ્મઘાટમાં;
બ્રહ્મના બોલ નાખન્તી, પોકારતી હરિવર.'

પરબ્રહ્મને પાઠવે ન્હોતરાં પ્રેમભક્તિનાં.
ત્ય્હાં જમનાતટ વસતી'તી વ્રજની બ્રહ્મચારિણી.

ઊંચી ઊભી હતી લેખડ ભાગ્યની ભમ્મર સમી,
આભલગઢ કેરા કાંગરાની કોર કૈં રુચિર જો;
આત્મપલ્લીનો ઘેર ઘેરતો હતો ત્યહીં વાળી ઘટા,
કને વહતાં કાંઇ નિર્મળ નમણાં નીર જો:
ત્યહાં જમનાતટ વસતી'તી બ્રહ્મની બ્રહ્મચારિણી.

કરમાં કમંડળું, ઝુલ્ફાંનાં ઊડતાં ઝુમખાં શિરે;
ચન્દનીઉજ્જ્વળું ઉજ્જ્વળ એને પરિધાન જો.
હૈયું વહન્ત ભાવભાવનાં નેણુલેથી ઝરણાં ઝરે;
ગાતી હીંડે ગુણાળ મૌનમહિમાનાં ગાન જો:
ત્યહાં જમનાતટ વસતી'તી વ્રજની બ્રહ્મચારિણી.

માઝમ રાતમાં નેહ પૂરી હિલડામાં દીવા કરે,
હરિચરણાવળે ઊડતો ઉતારે ભૂગોળ જો;
આતમપાટે પધરાવે પ્રેમભક્તિના પ્હરોણલા,
આરતી ઉતારતાં મજમાં ઘુમાવે ખગોળ જો:
ત્યહાં જમનાઘાટ વસતી'તી વ્રજની બ્રહ્મચારિણી.

બ્રહ્માંડના ઘેર સરીખી ગોરમ્ભતી ઘુમ્મટઘટા,
આંબલને ડાળ એ ચ્હડતી-ઊતરતી વિરાટ જો;
વેરેલ ચાંદરણાં ને તારલા શાં પડતાં વીણે,
લોક કહેતા એહ ઘાટને ગેબી બ્રહ્મઘાટ જો:
ત્યહાં જમનાતટ વસતી'તી વ્રજની બ્રહ્મચારિણી.

હરિઓઢણુ ઓઢતી એ હરિની કાન્ત કોડામણી,
આંદલિયા સમો ચન્દ્રક કરતી ભાલે જો;
રસઝરતો ભરઆતમ પરમાતમમાં રેલાવતી,
ઓહમ્-સોહમ્‌ની વાગતી ત્ય્હાં વિશ્વકરતાલ જો:
ત્ય્હાં જમનાતટ વસતી'તી વ્રજની બ્રહ્મચારિણી.
ત્ય્હાં જમનાત૮૦

બ્રહ્મના ગીતના બોલે ગાજતો બ્રહ્મઘાટ એ.
હરિઘેલા મહાશબ્દ હર્ષે સુણે હરિવરે.
ગુણે જમનાનાં પાણી વ્હેણે વ્હેતાં સનાતન.
એવે અનિલ આવ્યો કો ડોલી ગૈ ગહરી ઘટા;
અને ઘટાની છાયામાં ડોલ્યાં ચાંદરણાં પડ્યાં,
નન્દિની વ્હડી મસ્તીએ અદીઠા ભડકી ભયે.
ઉછાળ્યાં શીંગ સોહન્તાં ઉછાળ્યાં પાયપુચ્છને;
ઉછાળ્યો ડોકનો ઝોક અલોપ હરિની દિશે :
જાણે કે કહેતી હોય, 'આશ્રમે આવિયા હરિ'.
આનન્દી ને નન્દિનીને હતી આનંદરાત્રિ એ.

હરિ બેઠા આમ્રડાળે આમ્રઝૂમખના સમા;
આનન્દી એ નન્દિનીને કોટી કીધી કુમાશથી,
મનાવી એ માનુનીને ચન્દ્રની પાઈ ચન્દની.
સ્વચક્ષુએ નિહાળી એ રિસામણાં-મનામણાં
હરિને વદને ફરકી સ્મિતરેખાવળો કૂંળી.
બ્રહ્મે બ્રહ્માંડમાં બાજ્યું સખીઓનું સજોડલું;

હતો દૂધમલોનો એ દૂધમગ્ગન્ધ નિર્મળો
ગોકુળ ગામનો ઘાટ ધામ અદ્દભુતનુ હતુ
બ્રહ્માંડોમા રમન્તા ત્ય્હા હરિ અદ્દભુતમા રમે
પછી ગૈ જમનાતીરે ગૌ પાવા બ્રહ્મચારિણી
ચન્દની ચીતર્યા જેવી દૂધની દૂધમૂર્તિ શી,
નન્દિનીને આનન્દીએ પાયુ જૈ જમનાજળ,
અને એ નીરની સંગે પાઈ પ્રભાતની પ્રભા
ને આમ્રપલ્લીને આરે ઊભી આનન્દ માણતી
ઓઢણામા પડછાયો ત્ય્હા પરબ્રહ્મનો દીઠો
આભલથીય આછેરો, અનિલથીય પાતળો
અણદીઠા દર્શને એ વ્રજબાળા છળી ઊઠી,
ઝાલવા ગૈ ગભરુ એ આત્મસ્પર્શી અતિથિને,
ત્ય્હા તો ત્યાથી ગયો ઊડી અનિલમા અનિલ શો એ,
પરબ્રહ્મે પાખ કીધી પૃથ્વી ઓળંગીને જવા
આભવીંધી બ્રહ્મમાર્ગે બ્રહ્મતીર્થ જતા જતા
આત્મમા આત્મ અંઘોળી ઊભી રૂહે બ્રહ્મચારિણી;
ને ઊભી જમનાઘાટે આમ્રપલ્લીની વાડીમા
નન્દતી નન્દિની ધેનુ, આનન્દી અભિનન્દતી,
હરિએ આશ્ચર્ય દીઠુ ચન્દને ચીતર્યા સમુ
પછી એ આમ્રપલ્લીને પ્રણામી, બિરદાવીને,
હરિએ પ્રસ્થાન કીધુ મહામન્ત્ર મહાવને
નમી, લળી, છાય ઢાળી આમ્રરાજિ ઊભી હતી

પૂછિયું આસરાજિએ, ઘટાબોલે ગૂઢત્વથી :
'આવી એકાન્તિકા સાધ્વી દીઠી કે? નવદીઠી વા?'

હરિ બોલ્યા એક બોલ : 'બ્રહ્મની બ્રહ્મચારિણી,
પ્રેમને પ્રીછતી આવી જન્મે છે કો જુગે જુગે.'

બ્રહ્માંડ બ્રહ્મે કીધ બ્રહ્મવાટિકા,
એ યોગની યોગિની આ સનાતન.
બ્રહ્માંડવામી વર બ્રહ્મપાંખડી
એ બ્રહ્મપુત્રી હતી બ્રહ્મઘાટની:
વાણીપરા ભાવની વિશ્વવૈષ્ણવી.

## અધ્યાય ૪૫ મો - હરિકોડામણી

પાડે ધન વિર્હંપુકાર નિત્ય જ્યહાં,
આ વિશ્વનુ એહવું વિર્હતીર્થ છે;
કાલાન્તનાં જે હરિવિર્હી ત્યહાં વસે.
ત્યહાં પાછલી રાત વિશે ગયા હરિ
વૃન્દાવને વિહ્વલ ગોપીવૃન્દમાં.

વ્રજમંડળની લીલા આલોચતા વિલોકતા,
અદ્દભુતોમાં અદ્દભુત શા વાટે વિચરતા હરિ.

જગતના જુગને જોતા જતા'તા જુગજીવન.
પૃથ્વી ને આભના આરા ઢળે છે એકમેકમાં,

એહ ક્ષિતિજકોરેથી, કોરની ગે ઝંકોર શો,
ગૌરવી ગીતનો શબ્દ આવ્યો ગીર્વાણવાણુનો.

હો ! વ્રજમાં કેમ રહિયે ?
મ્હારા મનમાં ટહુકે છે મોર,
ક્ય્હાં જઇને કહિયે ?

સાંભળી રાવ ગોપીની સ્વકર્ણે હરિએ ત્યહાં,
ને ઉરભાવ એમાંના ઢોળાતા ધરણીતલે;
ખારા સાગરમાં જાણે ઢોળે સુધા સુધાકર.
ધીરેધીરે ગભીરો ને ગહરો આત્મગૌરવી
જામ્યો એ ગીતગોરમ્ભો વ્યોમગોરમ્ભના સમો.
હરિનીયે હરી પ્રજ્ઞા વ્રજમાં વ્રજગોપીએ;
ડોલાવ્યા બ્રહ્મબ્રહ્માંડે ચન્દ્ર શા ચન્દની-જળે.

હો ! વ્રજમાં કેમ રહિયે ?
મ્હારા મનમાં ટહુકે મોર,
ક્ય્હાં જઇને કહિયે ?
માગે નમણ્યું એ નન્દનો કિશોર,
હો ! વ્રજમાં કેમ રહિયે ?
પડતા પ્રભાતે પ્રભાત શો પધારે,
શેરીમાં શોર મચાવે રે;
નેતરાં સન્તાડે, કાંઈ રસિયો રંજાડે, ને
રવૈયે ઘોડીલો ખેલાવે:
હો ! વ્રજમાં કેમ રહિયે ?
પનઘટતટ રાજ બેડલું રહડાવે,
આગળો ઘડીક થાય આગે રે;

ઈંદ્રાણી આલે, પડછાયા શે ચાલે,
ને સહિયર સમો તાળી માગે:
હો! વ્રજમાં કેમ રહિયે?

આભલીની પેર ઢાળે છાયા છબીલો
વિધુ સમો વેગળો વિયોગી રે;
આભલને આરે જાણે ઊભીને જગત નાથે,
જોગન્દરેનો મહાજોગી:
હો! વ્રજમાં કેમ રહિયે?

મધુવનની વાટમાં, ગુલાલ ગોપીઘાટમાં,
ગમતાં ગીત ગવરાવે રે;
ધેનલમાં ધેનુ જાણી પાય જમનાનાં પાણી,
ધેનલ શી વન વિચરાવે:
હો! વ્રજમાં કેમ રહિયે?

મધુરવ મોરલો વનમાં બોલે એમ
મોરલ બોલડા પાડે રે;
મોરલી વગાડે, વનવગડો જગાડે,
માયો મીઠપની મોહિની લગાડે :
હો! વ્રજમાં કેમ રહિયે!

મ્હારા મનમાં ટહુકે મોર,
ક્ય્હાં જઈને કહિયે?

માગે ન મળ્યું એ નન્દનો કિશોર—
હતો આરંભનો બોલ અન્તના બોલનો સમો.
દિનના રાત્રિના ન્હોતા, નહોતા ઋતુ-માસના;

ગોપીઓને કાળમાપ હતા સંવત્સરો તણા.
સૂરજ કોર મરડે એ એમને રજની-દિનો;

અખંડ જીવન ત્ય્હાંનું પૂર્વ-સંભારણું હતું.
ગઈ કાલ હતી આજ, ના હતી આજ એમને.

એમને તો વર્તમાન હતો ભૂતાવળે ભર્યો.
હરિ ને હરિઘેલાંને સ્મૃતિ-ભંડાર છે વ્રજ.

સુભદ્રાને કૃષ્ણ જેમ, સુભદ્રા જેમ કૃષ્ણને,
હરિઘેલી હતી ગોપી, ગોપીઘેલા હતા હરિ.

વિરલું વીરવીરીનું હતું વાત્સલ્ય-યુગ્મ એ.
પછી વ્રજાંગનાઓને આત્મ-ન્હાનું પડ્યું વ્રજ.

હરિકોડામણી હાલી બ્રહ્માંડે હરિ શોધવા.
વૃન્દાવને હતા દેહ, આંખલડી અનન્તમાં.

હરિએ હરિ-વ્હીલાને દીધી પાંખો દિગન્તની:
કોડનાં કિરણે બેસી ગઈ એ લોકલોકમાં.

વૈકુંઠનેયે વ્રજબાળે સોહાવ્યું વ્રજમંડળે;
વૈકુંઠથી વૃન્દાવન ગોપીને અધિકું હતું.

સુણી કોડામણો શબ્દ કરુણાનો કૃપાધન
વિશ્વ-વ્હેતી કૃપાધારે નીતર્યો-વરસી રહ્યા.

ભીંજ્યાં હૈયાં,ભીંજ્યા આત્મા,ભીંજી રૂદે વ્રજભોમકા.
વળી વાળ્યો ચન્દ્રઘેર, ગોરમ્ભો ગરવો રચ્યો.

રમી રૂડે રસિકા રમ્ય રાસમાં રમણીમણિ.
રમે જેમ રમે છે આ પૃથ્વી, તરન્તી તારિકા.

અનન્તઆરે વ્રજકોકિલાઓ કલ્લોલે,
 હેરે હરિની કોડામણી રે લોલ;
શબ્દ એક સ્હડીને ગગનગઢે બોલે,
 અનન્ત શોધે સોહામણી રે લોલ.

નથી-નથી વ્રજમંડળના વનમાં,
 કે નથી વ્રજવાટમાં રે લોલ;
નથી-નથી વ્રજમંડળને માડવ,
 કે નથી જળઘાટમા રે લોલ.

શોધી-શોધી અંબ-કદંબની ઘટાઓ,
 ને શોધી વનવેલડી રે લોલ;
ભર્યાભર્યા જગતે હતી હરિસૂની
 હરિની હરિયેલડી રે લોલ.

આવ્યો હતો બ્રહ્મપુરનો બ્રહ્મચારી,
 બ્રહ્માંડ એણે ખોલિયુ રે લોલ;
મધુરી શી મોરલડી મરમાળી,
 મરમાળી એની બોલિયુ રે લોલ.

એકદા જળજમના કેરે તીરે,
 ઊભીને આભણારણે રે લોલ,
હરિવરે વ્રજને વૈકુંઠ અધિકું કીધું;
 કે જાઉં એને વારણે રે લોલ.

મહાકાળ! હરિવર હોય ત્ય્હાં જાજો,
 કૃહેજો 'હરિની જોગણ થશું રે લોલ;

જોગણ થઈ મહાવિજોગના
 પ્રારબ્ધનેયે પી જશુ રે લોલ.'

ભૂલ્યા કેમ ભૂલકણુથીયે ભુલાશે?
 અનન્ત લે છે ઓવારણા રે લોલ;
જમનાનાં જળજળદળમા લખ્યાં છે
 હો હરિ! ત્હારાં સંભારણા રે લોલ.

ચાંદલિયા! અમીઝરુ ત્હારુ ને અમારૃ
 કે ચિત્ત ચકાયે ચ્હડયુ રે લોલ;
ઓ વાદળી! હરિને સંદેશડો કહેજે
 કે 'વ્રજ ત્હારું બ્હીલુ પડ્યું રે લોલ.'

પૂર્ણિમાને પોયણે પોયણે વધાવું,
 ને વેરું કિરણ કોરતાં રે લોલ;
નેણલમાં નેણલ ઢોળી ન્હવરાવું,
 ને એમ પૂરું ઓરતા રે લોલ.

હરિવર! જગત સંકેલી જગતછેડલે
 અમે જ્યહારે આવશું રે લોલ,
હરિવર! વ્રજમંડળ હરિધામે
 સંકેલી સંગ લાવશું રે લોલ.

સુણી એ આયુષ્ય-શબ્દ, એ હૈયાબોલ સાંભળી,
વ્રજ વૈકુંઠથી વ્હાલું હરિને લાગ્યુ ત્યાહરે.
કવિતાની-કેલિ જેવી હરિ-કોડામણી હતી;
વાંચે પ્રારબ્ધનાં પાનાં, પૂછતી'તી વિધાત્રીને.

વિધાત્રી એમને દેતી ગૂઢાર્થી મૌન ઉત્તરો.
શોધે છે ચન્દની ચન્દ્ર શોધે પ્રભા પ્રભાકર,
શોધતી હરિને એમ વિર્હી એ વિર્હતીર્થમાં.
આત્મકુંજે વસેલાને શોધે બ્રહ્માંડને વને.
વસન્તે ને વસન્તે જ કલ્લોલે જેમ કોકિલા,
પૂર્ણિમાએ-પૂર્ણિમાએ કલ્લોલે હરિકોકિલા:
પૂર્ણિમાની પૂર્ણતામાં જોતી પ્રારબ્ધપૂર્ણિમા.
રાસપૂર્ણિમા સંભારી ત્યહાં છાયા રાસ્ ખેલતી.
હરિકોડામણીથી એ હરિ હારી ગયા ત્યહાં;
હતી એ હરિની હાર યુગાન્તનો હરિજય.
અપ્સરાઓની મૂર્છના શી મૂર્છના એ શમી ગઈ;
ચગ્યો હતો રાસ ત્હોયે ચક્રાવે નભચક્ર શો.
પછી પેખન્દા હરિએ મહાકૌતુક નીરખિયુ,
આશ્ચર્યોનુ ય આશ્ચર્ય આશ્ચર્યસ્વામી પેખતા:
જેટલી વ્રજપુત્રીઓ, હરિનાં રૂપ તેટલાં.
મૌનનાં મરકલડાંનો, અસ્પર્શનો જ અંગના,
પ્રેમનો વીરવીરીનો, હતો એ રાસ અદ્દભુત.
આત્મા શું રમતો આત્મા, ને અગમ્ય અગમ્ય શું.
દિવ્ય રૂપે જ સાકાર હતું એ દિવ્ય-મંડળ;
પડછાયા પડે આછા પ્રભાતની પ્રભા સમા.
ઝૂમખે ઝૂલતી ઝૂલે, નગણીઓ નમે-લળે;
વાદળીની કોર જેવાં ઓઢણાં ઊપડે-પડે.

રમન્તી ભદ્રાં અભ્રા શી, થંભે કદંબડાળ શી.
ને ઘૂમી રહે ઘૂમણે એ હરિકોડામણી પછી.

ઘેલડો વૃન્દાવનની, હલેતી હરિઘેલડો,
ધૂનમાં ધૂણવા લાગી ઊછળી ઊર્મિઓ સમી;

હરિને જગમાં જોતી, ને જોતી હરિમાં જગત,
વૃન્દાવને મહાવને માઝમરાત મ્હાલતી,

એ રીતે પૂરતી કોડ વિહ્વળી એ વ્રજાંગના.
ઉઘાડી દિલનાં આભ, વ્યોમમાં, વ્યોમ-પારમાં,

નાંખતી'તી ઋષિમન્ત્ર હરિને જગઘેલીઓ.
મન્ત્રદ્રષ્ટા સમી ન્હાળે વ્રજ-આહીરણો જગત.

હરિએ એ સુણ્યો મન્ત્ર નવવૃન્દાવની મહત્;
સોહે સાગરના શબ્દે ગાજતો મેઘરાજ શો.

હરિ એ જ જગત, જગ એ જ હરિ બધું.

हरिरेव जगत्, जगदेव हरिः;
जगदेव हरिः, हरिरेव जगत्;
हरिरेव जगत्, जगदेव हरिः।

જગત-હરિની એકતા ગાજી રહે વિશ્વમંડળે.
ને પછી વ્રજનારી એ, આભલ પાર હેરતી,
પૃથ્વીની પડી પાળોમાં હરિને શોધવા ગઈ.

સુભાગ્યની વિશ્વવિભૂતિ સંભરી
પ્રભાતનો મેહુલ જેમ સંચરે,
આનન્દતો, ઊછળતો, ઉમંગીલો :
શતાબ્દી રહોતી સ્મરણાવળો ભરી
પડ્યે પ્રભાતે હરિ સંઘમાં ગયા.

## અધ્યાય ૪૬ મો · સોણલાં

જેવી પડે તારકની પ્રભા-પ્રભા,
જેવી ઝરે વાદળી ધારધારથી;
ત્હાં સંગનેયે સ્મૃતિ છાંયડી સમાં
એ રાત્રિમાં શોભન સોણલાં પડ્યાં:
સંભારણાની પૂરી અર્ધી મૂર્તિઓ.

એ મહાવજ્રરાત્રિમાં સંઘનાં સાધુ-સાધ્વીને
આયુષ્યના ઓરતા શાં સોહન્તાં સોણલાં પડ્યાં.

સ્મરણો આયુષ્યનાં શેષ સ્મરણો આયુષ્યસાર છે.
ગાઢ નિદ્રાપછેડાને ઓઢાડી ઢાળીને વને

રાત્રિએ વજયાત્રાએ ત્હારે હરિ ગયા હતા.
વેર્યાં સંભારણાં સોણે વન્દવા યુગવન્દના.

દુહાગી દ્વારિકા દીઠી, દ્વારિકાનો યદુધ્વજ;
સાગર, સાગરઘાટ, સુધર્મા, હરિમન્દિર,

ને જગમોહનચોક નિદ્રાને નેણલે દીઠાં.
અમ્ભોધિના તરંગો શાં ઊછળ્યાં આત્મ-આત્મમાં.

ઉજ્જયન્ત; કુરુક્ષેત્ર શંખોદ્ધારનુ તીર્થ, ને
માધવપુરની ચૉરી, ને વૃંદાવન ગોકુલ.

પછી પરંપરા, જાણે વાદળી-વાદળી પછી
દીઠો ભદ્રા સુભદ્રાએ ગરવા ગિરનારને;

સૌરાષ્ટ્રની હથેળીમા ઊગેલો યુગછોડ શો.
ફરતો વનનો ઘેર વચ્ચે શૃંગાળવો ગિરિ

જ્હાળા જુગજુગના' એ જોગન્દરની છાયમા
દ્વારિકાની રાજપુત્રી હરી'તી પાર્થ જોગીએ.

હસ્તિનાપુરના હર્મ્યે મહારાણી કરી પછી,
પ્રેમલગ્ને પરણીને, વીરપુત્રે વધાવીને.

ચન્દ્રિકાના ચીર જેવાં સોહાગી ચારુ ચીર, ને
સિંહણ શી સુભદ્રાએ, સિંહલો પાર્થ પાખમા;

શૃંગકુંડો સમાં નેત્રો, આત્માયે ઉજ્જયન્ત શો:
એવું એવુ આત્મજોણુ નિદ્રાને નેણલે દીઠું.

દાયકાજૂનુ દીઠુ ત્ય્હા, અણુ ને ગિરિ શુ દીઠુ
રુક્મવર્ણા રુક્મિણીએ દીઠી વિદર્ભઘાટને.

નર્મદા નિમળનીરા, શગ મોતીસરો સમી;
હસ્તિવાસ્યા વિન્ધ્યપાદે હસ્તિને ઝુંડ હસ્તિણી.

દીઠુ એ દંડકારણ્ય સીતારામ સુહાગિયુ;
હરણુ શો હરિણીમા નિહાળ્યો હરિનો રથ:
જગત-માર્ગે જયવન્તો, ગૌરવી ગરુડધ્વજી.
અને પ્રભાસની પાર, પશ્ચિમ સાગરને તટે,

માધવનુ માધવપુર ચારુ એ લગ્નચૉરીનુ:
આયુષ્ય સ્મરણું એક સૌનુ આયુષ્ય આપતું.
અધૂરાં કરતું પૂર્ણ, પૃથ્વીમા પુણ્ય વાવતુ,
સ્નેહનુ સોણલુ સૌને છે મહાસત્ય સત્યથી
અને નીરખ્યું નિદ્રાનેત્રે હરિસખા મહારથે–
કુરુક્ષેત્રવિજેતાએ કારના ' કુરુક્ષેત્રને
કીધો ગાંડીવટંકાર ગાજી ગાંડીવપાણિએ.
ઘડી વડી મેહુલ શી પડી હાકલ સંઘમા.
પ્રવૃત્તિમાં નિવૃત્તિ, ને પ્રવૃત્તિને નિવૃત્તિમાં,
પેખી દેખાડતા દીઠા ગીતા ગાતા હરિવર.
નીરખ્યું પાર્થે ક્ષિતિપાળે હસ્તિનનુ હસ્તિનાપુર;
ને કાલે ધર્મરાજાના ધર્મમન્ત્રો સુણેલ તે;
પાંડવો કૌરવો કેરા ભેદાભેદ સનાતન.
મહાસગ્રામ નર્તન્તા ભાળ્યા ભીષ્મ પિતામહ:
રણમા બાણશય્યાથી શાન્તિપર્વ સુણાવતા.
દીઠા દ્રોણ ગુરુવર્ય મહાબ્રહ્માસ્ત્ર સાધતા,
ન-પાંડવી કરવા પૃથ્વી અશ્વત્થામા પ્રવર્તતો.
પછી મહાપ્રવૃત્તિએ નિવૃત્તિમા ઢળી ગઈ
ઉદ્ધવે બ્રહ્મજ્ઞાનીએ ન્યહાળી નેહાળ ગોપીઓ,
પડે, ને આથડે, ઊડે પ્રેમભક્તિની પંખિણી
ગોપીઓનો પ્રેમયોગ ઝખવે યોગીયોગને.
ઘોડીલા હરિના ગેબી ગૂઢાર્થી હરિનો રથ;

સત્કાર્યો શ્રી હરિ જાણી, હતા મહીં હરિસખા.
સ્નેહના સ્મરણો ભાખી શર્માવ્યા બ્રહ્મજોગીને.
અને છેલ્લે-છેલ્લવેલ્લે સુણાવ્યા શબ્દ સાગ શા.
'અમારા હરિ વેણુ શા, ત્હમારા વાયુ શા હરિઃ
ત્હમો ચન્દની-રીઝન્તા, અમો ચન્દ્ર મળ્યે રીઝું.'
(દયારામ)

હરાવે ઉદ્ધવજીને ગોપી ગોકુલ ગામની,
ઉદ્ધવને એહ રાત્રિએ એહનાં સોણલાં પડ્યા.
ને નીરખ્યું વ્રજબાળાએ પધાર્યા વ્રજમાં હરિ.
પૂર્ણિમા કેરી રાત્રિએ, પૂર્ણ પૂનમચન્દ્ર શા,
ઉછાળતા અમીધારા સુધાઝરા સુધાકર.
જોઇને જુગજૂના એ ખંડેરો વ્રજભોમનાં
વિહ્વળી વ્રજની બાળા, વિહ્વળા શ્રી હરિ હતા.
હતી એ વીજળી જેવી વ્રજની વ્રજપુત્રીઓ;
મહીના મહીપત જેવા મેહુલા શ્રી હરિ હતા :
બ્હેનડ બાંધવ-ભાવે સંચરે જગધાટમાં,
જમના છે જગત્ જેવી છે જમના સમું જગત;
અખંડ વારિનાં વ્હેણ વિશ્વે બંનેયનાં વહે.
મંધની વ્રજબાળાએ રાત્રિએ સોણલાં મહીં
અખંડ બ્રહ્માંડ વ્હેતી વ્રજની વેણુ સાંભળી;
સુણ્યો નિઃશબ્દનો શબ્દ સુણી નોબત મૌનની,
અને એવા પડ્યાં સ્વપ્નાં સંઘનાં સાધુ સાધ્વીને;

નિદ્રાને નયણે દીઠાં દીઠેલાં પૂર્વ કાળમાં.
એકે દ્વારામતી દીઠી દીપતી દેવ વર્ણિકી;
ધિંગડ ધર્મના ધામ દેવદીપ્ત યદુકુળો.
ચક્ષુ સમા ઝરૂખા, ને લલાટ શી અગાશીઓ;
પુણ્ય ને લક્ષ્મીની લ્હેરો, અખેપાત્ર ગૃહેગૃહે.
વિશાળાં હૈયાં સરીખા ભર્યે ભંડાર ઓરડા;
ને નિજનો દામ્પત્યખંડ ઝાંખો ઝાંખપ દામણો.
બીજાએ સાગર દીઠો અફાટ ને અગાધ, ને
પૂર્ણિમાની ભરતીના તરંગો તુંગ નાખતો
આભ કેરી કરચલીઓ સિન્ધુ-દેહે પડી હતી;
પથરાતો મહાભાગ પૃથ્વીને બાંધી પાણીથી.
જગત્ શોભા ધર્મવર્ણી હરિનગરી વધાવવા
રંગરગી હૈયારત્નો રત્નાકર ઉછાળતો.
ને દીઠું સાગરછોળે તરન્તું નિજ નાવડું.
ત્રીજા સન્તે દીઠાં સ્વપ્ને દેવકીમા દુખાળવા;
અક્ષમાળે શ્રી હરિને સંભારે, વરષો ગણે.
વસુધાના વસુને શોધે વસુદેવ મહામતી.
પુણ્યાળુ વડીલો, વૃદ્ધો, પુત્રો, પૌત્રો જ પુત્રીઓ :
દ્વારિકાનો રાજવંશ લીલુડો વંશવાડી શો,
કાન્તિલો, કલ્યાણકલ્પ, લાડીલો લોકવત્સલ,
દીઠો દ્વારામતી-કેન્દ્રે પૃથ્વીના ધર્મકેન્દ્ર શો.
હરિનાં સ્મરણો જીવે હરિનાં હોંશીલા સહુ.

બેટ શંખોદ્ધાર નીખર્યો એકે આનન્દ-ચક્ષુએ;
ફરતો સાગરનો ઘેર, વચમાં પાટ પૃથ્વીનોઃ
શનિને કુંડળે જાણે સ્હોતો મહામણિ જડ્યો.
માન્ધાતાના હવામ્હેલ જેવી હવેલીઓ હતી;
માન્ધાતાનાં પુત્રપુત્રી સમાં સજ્જનસજ્જની:
ગૌરવી, બ્રહ્મવર્ચસ્વી, ગંભીરા, ગુણગર્વિલા;
વીર એવા જ ધર્મીલા, પુણ્યાળુ શાં રસિકડાં.
યદુઓના રણવાસો હતા ત્ય્હાં રસધામ શા.
અને એક યુગવૃદ્ધે યુગ સોહંત શાશ્વતી
એ સુધર્મા સભા ભાળી નિદ્રાને ધર્મનેણલે.
મુક્તિ મુક્તિપુરી કેરી, ઈશ્વરી, ને યુગેશ્વરી.
રોકે સાગરની વેળ, નિરોધે લોકવાયુને.
સુધર્માની ધર્મપાળ દ્વારિકાને દીપાવતી.
પ્રજ્ઞાવન્તા, પુણ્યવન્તા, કલ્યાણક, હરિસખા;
સુધર્મા મહીં મોહન્તા ક્ષત્રિયોયે ઋષિ સમા.
દ્યુતિ બ્રહ્મસભા જેવી, માહાત્મ્યે બ્રહ્મમૂર્તિ શી.
ને સ્વપ્નામાં દીઠું એકે હરિનુ હરિમન્દિર;
મોહન્તુ ટેકરીશૃંગે જગતના જગદીપ શું:
વૈભવી વૈકુણ્ઠ જેવું દીપતુ દેવદીપ્તિએ.
વ્યોમનીલો કુંજઘેર, દુર્વાનીલી હતી ધરા;
ઝરૂખા સ્તંભ લીલમના હરિની હરિમા સમા':
જગત્ હરિયાળી જાણે ત્યહીંથી વહતી હતી.

સૂર્યે કીધું સૂર્યવર્ણું, મૈ, ચન્દ્રે ચન્દ્રવર્ણિલું;
એ જગન્નાથનું ધામ જગતજ્યોત સમું હતું.

અને છેલ્લે એક સન્તે સંસારસાર શો મહદ્,
દીઠો દ્વારામતી-શીર્ષે યાદવોનો યદુધ્વજ :

ધર્મની વાદળી જેવો, પુણ્યની પાંખડી સમો,
દિશાઓને છેડલેથી નિહાળી એ હરિધ્વજ.

દિશેદિશે દિગન્તોમાં દેવો વિમાન ખેડતા;
જતા'તા મર્ત્યલોકેથી બ્રાહ્મણો બ્રહ્મલોકમાં.

કેડીસૂના સાગરમાં, માર્ગસૂના મહાનભે,
પન્થીને દાખતો પંથ વ્યોમવેધી યદુધ્વજ.

પોઢ્યા નિદ્રા-પછેડામાં સંઘના સન્ત-સન્તને,
સ્વ-સ્વના સ્વભાવ-ભાવે એ રાત્રે સોણલાં પડ્યાં.

હરિએ નીરખી લીધું યોગમાયાની દૃષ્ટિએ.
આયુષ્ય-દર્શન મોંઘાં કીધાં એવાં કરાવિયાં;

યુગાન્તે યુગને એમ યુગપૂર્ણાહુતિ કીધી.

રાત્રિની વાતો કરીને કંઇ કંઈ
દિનાન્તની દીપ્તિ દીઠી મહાવને.
મોહાગિયો એ દિન ગાળીને ત્યહાં
સિધાવિયો સંઘ વિરાટ-વાટમાં:
પ્રારબ્ધના પન્થક પ્રૌઢ ખેડવા.

## અધ્યાય ૪૭ મો · કિરાત ને કિરાતિની

જતો જગે, ને વહતો વનેવને,
દ્વારામતી સંઘ સુહાગિયો થતો;
મહાવનશ્રીની મહાવિભૂતિઓ
હૈયે વધાવી મહિમા વહાવતો.
જોતું જગત્ એ,'જગને જુવે હરિ.

એમ જતાંજતાં આઘે હેમકૂટની છાયમાં
અન્ધારુ પાથર્યો જેવું આવ્યું એક ગહાવન.
અઘોર ને ભયપ્રદ, શ્યામ રાત્રિ સમું દિને.
જગત્‌ના હિંસકો કેરું હતું હિંસાનુ તીર્થ એ.
હન્તો હાદો પંજા ન્હોરે ત્રાકારતા પરસ્પર
જીવે ત્યહાં જીવતાં જીવો આશરે જીવ-જીવને.
ફળફૂલો હિંસા કેરાં, હિંસાનાં પાન-પલ્લવો;
વાયરા વાય હિંસાના, હિંસા એ આત્મ એહનો.
ક્ષણભંગુરતા દાખે આયુષ્યની અનન્તર.
હિંસાના તીર્થમાં એહ, એહ અન્ધારિયા વને,
રહેતાં અઘોરતામાં કિરાત ને કિરાતિની.
તીર્થનાં તીર્થસ્વામી શાં, સ્વભાવ ક્રૂર કારમા.
કામઠી એકને સ્કન્ધે . એકને હસ્ત જાલિકા;
ઘૂમતાં રાયરાણી શાં અઘોર એ મહાવને.
યમ ને યમપત્ની જાણે ઊતર્યાં પૃથ્વીને પટે.
પંખી પાડે, લુંડ રાંધે, હાલતાં હરિણાં હણે;

વધેરે મહામહિષો, કાંળુડા ખાય કાગડા :
તેથી હતાં કાગશ્યામ, અન્ધાર-શ્યામ ઊજળાં.

હતી કો મેલી વિદ્યાનાં પતિપત્ની ઉપાસકો;
હતાં મદિરા ને માંસ એમના યજ્ઞનાં હવિ.

રાક્ષસ – રાક્ષસી જાણે આવ્યાં રાવણ-દ્વેશથી!
એમના થકી એ ક્રૂર, એથી અધિક હિંસક,

દુર્લભ શોધવી જોડી મહી કેરા મહાતલે.
ઘૂમતો હરિનો સંઘ એ અઘોર વને ગયો.

માર્ગે માર્ગશણગાર અસ્થિતન્તુ પડયાં હતા;
રુધિર-કુંડો બે પાસે ડોલતા જળ કુંડ શા.

કીધો પડાવ જળ-કુંડે, કુંડની પાળ-પાંખમાં:
મોગરાની વેલડામાં, સુગન્ધોની સુવાસમાં.

ત્હાં તો કિરાતને ઘ્રાણે ગઇ ગન્ધ મનુષ્યની.
થયુ: 'અમારા વનમાં આવ્યું કો પરદેશિયુ?

પ્રવેશે કો અમારા આ રાજ્યમાં પરરાજ્યનું?'
આંધીની અગ્નિકા જેવી ધાની આવી કિરાતિની.

નારીને આદરવાને હેત–હાસ્ય–વિવેકથી,
સુવર્ણા શોભના સ્હામાં ગૌરવે રુક્મિણી ગયાં:

તેજની વાદળી જાણે સત્કારે અન્ધકારને.
'પધારોજી, અમે છૈએ તીર્થીઓ ધર્મતીર્થનાં;

ઘડી-બે ઘડીનાં હૈશું મ્હેમાનો વનનાં ત્હમ.'
બોલિયાં રુક્મિણી રાણી મીઠડા મોરલી-સ્વરે.

'આવી છો કે વને મ્હારે ? ધર્મની એવી ઢોંગીલી;
જા જવું હોય તો માર્ગે; ખાઈ જઈશ, ગાવડી!'
બોલી એવા ક્રૂર બોલ ક્રૂર એહ કિરાતિની.
પ્રફુલ્લેલાં ગયાં'તાં તે વળ્યાં ત્ય્હાં કરમાઈને;
માનુનીનો માનભંગ અદીસિ હરિએ દીઠાં.
સર્વભદ્રા સુભદ્રાજી વ્હારે ભાભલની ચ્હડયાં;
ધાય વીજળની વ્હારે જેમ કો વ્યોમવાદળી.
'આવ્યાં છો લઈને સેના, થઈ સેનાપતિ વડાં;
નાંખીશ ભૈંશ! ચારીમાં, આ ચોરો છે જ માહરો.'
રાક્ષસી અગ્નિના શબ્દો એહ રાક્ષસિણી વદી.
એવે દિશાદિશામાંથી અભ્રાનાં ઝુંડ આવિયાં;
આચ્છાદાયું ગાઢ આભ, થયું કાળું નીલું નભ.
ઢોળાયો પૃથ્વીઅન્ધારે વ્યોમઅન્ધાર ધીકતો.
બારેયે ચ્હડિયા મેઘ, પડિયા મૂશળધારથી;
વર્ષી રહ્યું વર્ષાભાવે મહી રેલન્તું માવઠું.
આભ આચ્છાદતી એહ ન્હાળી તોફાનની ઝડી,
સૌમ્યતામાં ઢળ્યો સંઘ, આનન્દી રૂદે કિરાતિની.
ઘોરતામાં ઘોર રીઝે, સૌમ્ય શ્રી હરિને સ્મરે.
'દ્યો કુટિ ?' 'નહીં આપું; વસો વૃક્ષ નીચે વને.'
'ખાલી છે.' 'ભરવું ઘાસ.' 'ઘાસના ગિરિઓ ભર્યા.'
ક્રૂર એવા બોલ બોલી ક્રૂરમુખી કિરાતિની.
આવ્યાં નણંદ ને ભાભી હાર્યાં જેવાં વ્હીલાં મુખે;

વીર વિશ્વંભર જેનો પતિ જેનો જગતજયી.
પડી ત્હાં વીજ આભેથી, કુટિ-ઘાસ જળી ગયાં.

ગયા ઉદ્ધવ ગંભીરા, વધ્યા ગંભીર ભાવથી;
'ઝડીમાં આશરો આપો; આશરો સુખવાસરો.'

'માર્ગે જા, માર્ગભૂલ્યા! ઓ ન ત્હારે ધામ આપતો;
અમારું અહીં આ ધામ, જા ત્હારે ધામ, ડાહ્યલા!'

અઘોર વનના કોપે કોપી કિરાતિની કહે.
છેલ્લેવેલ્લે કુરુજેતા ગયો પાર્થ મહારથી;

અને ત્હાં રણજેતાએ 'દયા દ્યો' યાચી જે દયા.
'વર્ષે ધારા શરધારે, સાધુ-સાધ્વી ભીંજાય છે.'

'દયા તો ડાકિણી છે, ને મયા તો છે જ મોહિની;
એ પાશે પાય નાં પાડું, ન પ્રીછું હું દયામયા.

સાધુડા બહુએ જોયા, જોઈ સાધુડીઓ બહુ.
ન્હેણે પીધું'તું પેલાએ ભાઈએ લોહી ભાઈનું,

એમ આજ અહીં ત્હારું પીશ શોણિત, બાળકા!
નીખેં દશે નખો મ્હારા, તીક્ષ્ણ સૌ શરઅગ્ર શા.

ચાલ્યો જા પાધરી વાટે, નથી આ વન તાહરું;
હજી વગડે વારું છું, મા ત્હને શોધતી હશે.'

ઉચ્ચરી રૂદે અહંતાની ક્રૂર મૂર્તિ કિરાતિની.
ધવાયો પાર્થ પેખીને પછી ઊઠ્યા હરિ સ્વયં:

ઘોર ધરિત્રીની ધાત્રી—ક્રૂર કિરાતિની કને.
ઇચ્છવૃત્તિ બ્રાહ્મણના વેશથી શ્રી હરિ ગયા.

વીણે પૃથ્વીપડ્યા દાણા, મંગ્રહે ન્હાની ઝોળીમાં.
વેરાયુ વીણનારાને ન્હાળે ન્હાળે કિરાતિની.

'નકાર્યું પૃથ્વીએ એહ માનવી સઘરે ધરે!
પશુએ સંભર્યું ના, તે મનુ શુ સંભરે ભરે!

હો બ્રાહ્મણ! બ્રહ્મવાદી! બ્રહ્મ દાણે પડચે નથી;
એવુ કૈં શુ શોધ છ તું પડેલા અન્નને કણે?

કોણે નાંખ્યા? કેમનાખ્યા? હૈં નાખ્યા હોય તો તું જો
કોપ આશ્ચર્ય આજ્ઞાના વેણે કિરાતિની વદી.

હરિએ પૃથ્વી શોધન્તી ઉપાડી આખડી પડી;
વર્ષતી મૂશળધારે થંભી એ ઝીકતી ઝડી.

દેવનાં દીપ્તિમહિમા હતાં એ ઊર્ધ્વ દૃષ્ટિમાં.
ન જોયેલું જુએ એમ જુએ કિરાતિની નમી;

ન્હોતો વાડવ, યજ્ઞકુંડ હતો દેવહુતાશનો.
ને વળી વાડવરૂપે આવ્યો કિરાતિની કને

દાખી બ્રહ્માંડ શી ઝોળી, દાખી હાથેજી આભ શી;
દાખ્યુ ખેતર દાણામા, દાખ્યું ખળુ કણેકણે.

પંખી ઊડે, ધણો દોડે, ઠેકન્તાં હરણાં રમે;
કિરાતિની ક્રૂર મૂર્તિએ બ્રહ્માંડ આંખમાં દીઠું.

આશ્ચર્યો એહવા દીઠાં; દીઠાં, આશ્ચર્યમાં પડી
ને પછી આભલ-ઊંચો દીઠો એ રંક બ્રાહ્મણ;

ધીરેધીરે રંક બ્રહ્મન ઊભો આભલને ભરી.
આવરી ઘોર વનને એની પડછાંયડી પડી.

ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણને પાયે પડી કિરાતિની.
એહવે કુચ્હાંક ખોમાથી ઊડી આવ્યો કિરાત ત્ય્હાં;

સિંહ શો ઊછળ્યો એવો સિંહ શો ભોયમા પડ્યો:
પેખી કિરાતિનીને જ્ય્હા પડી બ્રાહ્મણ પાયમાં.

થયું કે 'પૃથ્વી ભાંગી કે, ઊગતો સૂર્ય આથમ્યો.'
વીજદૃષ્ટે શ્રી હરિએ દીઠી એ વીજળી પડી,

નાંખી બીજી વીજદૃષ્ટિ વીજવેગે નિવાર્યું એ
આવ્યો કિરાત ક્રૂર-નેત્રી,પૂછ્યું 'બ્રાહ્મણ! કુણ છો?'

બ્રહ્મબોલ દીધો બ્રાહ્મ; 'હુ છુ ત્હારો પુરોહિત;
ત્હારાં ને કિરાતિનીનાં હુ છુ આચાર્ય લગ્નનો.

ત્ય્હારની બાકી છે મ્હારી,લેવા આવ્યો છુ દક્ષિણા.'
'બાપજી! દેવ છો મ્હારા, માગી લ્યો મ્હારી જિંદગી,

રંક બ્રાહ્મણનું દેવું રખાયે નહિ બ્રહ્મથી.
ઘણુ ફ્હુવો, ખાણ ખોજો વન વૈડો, ખળાં ભરો.'

ક્રૂર કિરાતા કહીને એ હરિને ચરણે નમ્યો.
અને પછી પ્રાતઃકાળે પૂર્વભાવો વિસર્જીને

કારમા સ્વભાવ ક્રૂર કિરાત ને કિરાતિની
સાધુતાનાં થઇ સન્તો સોંઢાયાં હરિસંઘમાં..

સૌને ઉદ્ધરવા અર્થે અવતરે છે હરિવર.

આવી હતી દારુણ દૂરદૂરથી
ભૂલી પડી બેલડ કો ભયંકરઃ
સ્વભાવ નિષ્ઠુર હતો કિરાત, ને
સ્વભાવથી ક્રૂર હતી કિરાતિની:
થયા હરિનાં દીન સાધુ-સાધ્વી એ.

## અધ્યાય ૪૮મો-હિંસાની હિંસા

સૂર્યો નભોમંડળ આથમ્યા ઘણી,
તપન્ત ને જ્યોતલ ચન્દ્રમા નમ્યા.
દિનો વીત્યા કાળની પાંખ વીંઝતા;
ગૈ રાત્રિ એ ! કાળની પીંચ્છરેખ શી;
એવો મહંકાળ વહ્યે જતો હતો.

એમ જતો હરિસંઘ હસ્તિનાપુરથી હિમાદ્રિમાં;
હિમના સંગમતીર્થે બદ્રીકેદારના પથે.
પૃથ્વીના પરિતાપોમાં પૂજવા બ્રહ્મ-શાન્તિને.
આવ્યાં તળેટીની કોરે સાળુ ને કોર રત્ન શાં.
સૂર્યને વાદળા ઢાંકે આચ્છાદી પાંખપાંખડી,
તળેટીનાં વને એમ આચ્છાદ્યો'તો મહાગિરિ.
હાથેળી જેમ આચ્છાદે સૂર્યને કે શું ચન્દ્રને.
ઝગઝગે વ્હેતાં ઝરણાં, ઝંકારે જળઝાંઝરી;
"સોતો-સોતસ્વિનીઓમાં પાણી નાગફણે વહે;
દેખાય, પેણાય, એ જાય, જોતજોતાં જતાં રહે.

જગ જેવાં જગનાં અંગો, સદા ગમ્ય-અગમ્ય એ.
એ વનોમાં સંઘ પેઠો તીર્થના માર્ગ શોધતો.
પડે પડે ને ભૂંસાયે, એવી ત્ય્હાં કેડીઓ પડે;
પાયે કાંટાપુષ્પ વેરે એવી ત્ય્હાં પગદંડીઓ :
ચીલાઓ ચાલતા'તા ત્ય્હાં ગોઠણપૂર ઘાસમાં.
રીંછ વાઘ વરુ ચિત્તા, દોટો દે મહીં દીપડા;
રમતાં મારતા પન્જા, ઝરે અંગાર ચાલતાં.
હિંસા હતો નિત્યધર્મ એહ હિંસક પ્રાણીને.
મ્હેમાનો એમનાં થૈને સંચર્યા સન્ત સંઘનાં;
કૃપા ગૈ ક્રૂરતાઘેર, હિંસાઘેર અહિંસકો.
ગિરિ હિમાદ્રિ ન્હાળે એ રહી ગોપ-અગોપ શો;
ભૂલેલા બ્રાહ્મણ પેરે ચેષ્ટા, એ બ્રહ્મની કરે.
ન્હાળતા નાટક સન્ધુ કૃપાદષ્ટે કૃપાઘન;
જગત છે જગને જોણું, મહાનાટક છે જગત.
નિર્દોષ નમણો સંઘ પડ્યો'તો સોતપાળમાં;
આવ્યાં સત્કારવાને ત્ય્હાં વનેથી વાઘ-વાઘણ.
હોમકુંડની જ્વાળા શી જ્વાળાઓ ચક્ષુમાં ઝગે;
જંગલ-જોગીના જેવા ચોભિયાઓ ફરૂકતા.
મહાવનેથી આવ્યાં એ જાણે કો જોગી-જોગણ.
ઘાસમાંહીં, ઘટાછાંયે, સોતનાં નીરતીરમાં.
સંઘે દીઠા હોમકુંડો ચાર અગ્નિ ભભૂકતા,
ઊછળે આંખડીમાંથી જ્વાળાઓ હવિ માગતી;

હરિને દાખવ્યાં; દેખ કિરાત ને કિરાતિની.
ઊઠી કિરાતિની, લીધી ડાંગ, ને દીધી હાકલી.

ધ્રૂજ્યાં; ધ્રૂજી જળે છાયા; છાયા ધ્રૂજયે વળી ધ્રૂજ્યાં;
છાયા છે જ મહાશત્રુ પોતાની, પ્રાણીમાત્રને.

છલંગે ગૈ ઘાસરોપે સ્હામે તીરે કિરાતિની;
હલ્લે આવ્યાં હતા જેહ, હલ્લાને જોઈ ભાગિયા.

ભવનાં એ ભાગેડુની વાંસે ધાઈ કિરાતિની;
વીજની પાછળ વીજ ધાય છે જેમ વ્યોમમાં.

રાનટી વનરોપામાં, ઝાડનાં ઝુંડ ઝૂમણે,
ધાતાં'તાં ધિંગડ પાયે વાઘ-વાઘણ કિરાતિની;

ઝપાટે ડાંગના ડુંગા, સપાટે વૃક્ષ-ડાળખી;
હુંકારે હાકલી પાડે, ભગાડે ભયના ભયે:

ઠારમો યમરથ જાણે ભાગતો રણક્ષેત્રમાં.
વિમાનની પાંખ જેવી આભમાં આંખડી ઊડે;

ઊડે વનપલ્લવોમાં પાલવનો ધજાગરો.
બીજા સોતની પેલી પા છલંગેથી છલાવીને

વનની વિજયારાણી પાછી વળી કિરાતિની.
કુન્તલો ઊડતાં જાણે ઊડન્તાં શામળા શરો.

અને ન્હણે સોતતીરે હરિના સંઘની કને,
માટીના ઢગ શો મ્હોટો પડેલો રાફડો હતો.

પીળાં ખર્યાં પાન વેર્યાં વનદેવે ચહુ દિશે.
વેણુ શા વીંધમાંથી એ આવ્યાં નાગબચોળિયાં;

ન્હાળે કુતૂહલનેત્રે વનનાં પરદેશીને.
વેણુને વીંધ સન્તાતાં, સન્તાતાં પત્રસેજમાં,
ઊછળ્યાં અગ્નિઅંગારે ઝાડીમાં અગ્નિ ઝીકવા.
કો ભૂરાં મોરપીંછાં શાં, કો ગૂંચાયેલ ગૂંચળાં;
કો કાળી લટ શાં કાળાં, સૌ લીલાંછમ ઝેર શાં
કાળા કાલિન્દી ધરાની વેણી કો કાળી નાગની.
કિરાતે મુખડાં ચાંપ્યાં વાંસના સાણસા વડે.
છૂંદાતાં બાળને પેખી, પેખીને છુન્દનારને,
અગ્નિની ફેરતાં ઝાળો કાળુડાં નાગ-નાગણી
ડંખીલાં ડંખવા આવ્યાં હરિનાં સાધુ-સન્તને.
અસાધુતા—સાધુતાનાં વેર છે એ સનાતન.
ના, નથી પુણ્ય કો પાપ, કે નથી પાપ પુણ્ય કો.
ઉછાળ્યાં કામઠીઅગ્રે વહન્તાં સ્રોતનીરમાં;
ઝરાનાં ઝરતાં નીરે વ્હેણુ સંગે વહી ગયાં.
નાગફણા સ્ફુરન્તી એ સ્રોતધારા ઝરી જતી.
પશુઓએ જેમ પ્રીછયું મતિવન્તે પ્રીછી મતિ;
વનો માંહી હાક વાગી : 'કો વનસ્વામી આવિયો :
પશુઓનો, પ્રાણીઓનો, ત્યાગી વૈરાગી જોગીનો;
વૃક્ષોનો, વેલી-વેલાનો, સ્રોતનો, સ્રોતસેરનો.'
ઘટાઓએ નમ્યું દીધું, વૃક્ષરાજે વધાવિયો;
'આવિયો વાવળૂંધ્યો કો.' એ વાતો ગૈ હિમાદ્રિમાં.
ભમતો અગ્નિચારીમાં, રમતો અધર્મચોકમાં,

દમતો દીન નિર્દોષી, ગમતો જે ન કોઈને,
અમીકરો ગણાયો ત્યહાં અગ્નિમુખો કિરાત એ.

હિમાદ્રિના અવધૂતોએ એહ વીરકથા સુણી;
'સન્તોનો રક્ષણહારો હજો અમ્મર.' એ વધ્યા.

પ્રફુલ્લી વેલડ જેવી આવી એવે કિરાતિની;
મ્હોરેલા આંબલા જેવા મળી જૈને કિરાતને.

હિમાદ્રિની તળેટીમાં વીરત્વ પાય પાડતાં,
હરિ ને સંઘ કલ્લોલે કિરાત ને કિરાતિની.

ફરતા પલટ'ઈ ગૈ'તી પ્રૌઢ પુણ્યપ્રકોપમાં.
કિરીટે પલ્લવ-પુષ્પો પુષ્પ પલ્લવ કુંડળે;

ઉઘાડી આંખડી પેખે તેજન્તેજ ચહુ દિશે.
કૂદીને સ્રોતની સેરો આવ્યાં એ હરિસંઘમાં.

આનન્દતાં ધર્માનન્દે, આત્મ-પુષ્પે પ્રફુલ્લતાં,
સન્તોને વન્દના કીધી હરિને પાય વન્દતાં.

હરિ હસ્યા, પાર્થ પ્રણમ્યો, રુકમિણી દીધ ફૂલડાં;
ભદ્રાએ ભામણાં લીધાં, સન્તો 'ખૂબ કીધી.' વદ્યાં.

'ઘુફ્ર-ઘુફ્ર ઢોલ બોલ્યા, અનલે પડો વગાડિયો;
હિમાદ્રિની સીમમાં કો ન પીડે હરિસંઘને.'

પાર્થ કહેઃ 'શંખ પૂર્યો ગાજન્તો જાય ગિરિગિરિ;
ન પીડે હિંસક પ્રાણી હરિના સંઘને હવે.'

ચમત્કારે નમસ્કાર કરે દુર્જન-સજ્જનો;
ન ભિળે અન્તરાયે કો સર્વ થાય સુખાવહ.

અશ્વાઓ છત્ર ધારે, ને ઝરણાં ચરણે વહે;
ગિરિ ન્હાળે ગૃઢ ભાવે, ઝૂકી ઝૂલે મહાવનો.
પૂછ્યો, ત્હાં હરિને એકે, પ્રશ્ન કો જ્ઞાનનો પરમ:
'હરિના સંઘમાં રહેને કિરાત ને કિરાતિની
કરે છે જેહ આ કર્મો, એહ શુ ધર્મકર્મ છે?
ધર્મ–અધર્મનો એહ, એહ કર્મ–અકર્મનો,
જ્ઞાનના મર્મનો મર્મ ઉકેલો કોયડો, હરિ!
સન્તોની કીધ સંરક્ષા, નથી કીધું જ પાપ કૈં,'
આત્મામાં બળતો-ઝળતો કોપે વધ્યો કિરાત એ.
'અમ બેઠા ત્હમને મારે વાઘ કે કોઈ શ્વાપદ;
અમારે મરવા વારો.' ગર્જી ઊઠી કિરાતિની.
વીર વીરાગના ગાજ્યાં ધર્મીના ધર્મગાજથી
'કુરુક્ષેત્ર જીત્યો પાર્થ ઘણી અક્ષૌહિણી હણી;'
ઉદ્ધવે પૂછિયો પ્રશ્ન: 'ધર્મ કીધો અધર્મ વા?
ક્ષત્રિયનો નિત્યધર્મ? શા અર્થે ક્ષત્રિયો જગે?'
પ્રશ્ન પરંપરાની ત્હાં હરિને ઝડીઓ પડી;
આ દિશે હરિ ન્હાળે તો એ દિશે દુગુણું તમસ્,
કારમા આયુષ્ય-પ્રશ્નો- આવે સૌને સદાય તે;
પુણ્યાળ પ્રજ્ઞાને પાયે બાંધી છે એની કૂંચીઓ.
આલોકીને વિલોકીને ધીર વેણ હરિ કહે:
'સુણો સન્તો! સુણો સાધુ! સાધુને સૌ સુગમ્ય છે,
આ ભવના ભેદાભેદો એને ભેદો નથી રજે

નારી બાળક સન્તોની સરક્ષા સાધુધર્મ છે;
નિર્દોષનુ આક્રમણ અધર્મનો અધર્મ એ;
ધર્મ છે હિંસાની હિંસા અહિંસા સ્થાપવા જગે.

અહિંસા છે પરમોધર્મ, રક્ષાધર્મ ન ન્યૂન છે;
વિશાળી વૈષ્ણવતાના છે વારુ એહ વૈષ્ણવો.

અકર્મ એ કર્મ ન હોય કોઇનુ,
અધર્મ એ ધર્મ નથી થતો કદી;
ન કોઇ હિંસા હિતવાહિની કદી,
હિંસાની હિંસા વીરધર્મ ધર્મનો;
ત્રિકાળના મન્ત્ર દીધા હરિવરે.

## અધ્યાય ૪૯ મો · હિમાલય-દર્શન

વિશાળ પૃથ્વી-પરિક્રમણે જતો
સ્હડચો હરિસંઘ વઠો હિમાલયે;
મૂકી તળેટીતટનાં ઝરા-ધગ
આનન્દ-પાયે ગિરિઘાટને સ્હડે,
સ્હડે-સ્હડે તેમ વિશાળુ પેખતો.

પ્રબુદ્ધો કેરી પ્રજ્ઞાને જગત્ જ્યોતી જગાડીને
સિધાવ્યો હરિનો સંઘ બદ્રીકેદાર-માર્ગમાં.

આનન્દતો સ્હડચો ઘાટે, મૂકયાં તળેટીના વનો.
વિખેરી વૃક્ષશાખેમાં સૂર્યની કિરણાવળો;

સ્માત્મા શશીએ વેરી ઓષધિઓ સ્થળે સ્થળે,
સૂર્ય ને ચન્દ્રનું ગેબી પૃથ્વીધામ હિમાલય
વસન્તે મ્હોરથી મ્હોરે વર્ષાકાળે વનશ્રીથી;
ઋતંભરા ઋતુઓનું હિમાદ્રિ ઋતુમન્દિર.
ગહનતાનો પ્રાસાદ, મેઘ સમો જળે ભર્યો;
પરબ્રહ્મ સમો ગૂઢ હિમાદ્રિ હેમકૂટ છે.
વીણીવીણી પૃથ્વીમાંથી હરિમા સંઘરે-ભરે,
મહાઉદ્યાન શો એવો મહાગિરિ મહીતલે.
હરિમાનું હિમાદ્રિ છે પ્રૌઢ પૃથ્વી-પ્રદર્શન
સ્વર્ગથી રમવા આવી, નન્દનના રૂપાન્તરે,
દેવોએ પૃથ્વીને પાટે સ્વર્ગ શું પાથર્યું બીજું.
'પાર્થ! પેખ ત્હણે ત્હારા કારમા કુરુક્ષેત્રને;
વિસ્તરે યમુનાપાર. યમના યમક્ષેત્ર શું'
અન્ધારશામળી ઘોર ધારે એક ઊભી ઊભી
સર્વભદ્રા સુભદ્રાએ દાખવ્યું ઘોર દર્શન.
'ત્હણે શ્રી હરિએ પોતે ગંભીરી ગાઈને ગીતા
ત્હને સંજીવના મન્ત્ર પ્રેર્યો પ્રવૃત્તિ-ધર્મમાં.
ત્હણે હતી બાણશય્યા વીર વીરત્વ શોભતી;
ત્ય્હાંથી ભાખ્યું—સુણે ત્હેને—શાન્તિપર્વ પિતામહે.
ને ત્હણે હરિએ કીધું મિથ્યા બ્રહ્માસ્ત્ર દ્રોણનું;
ત્હણે કિરીટ સ્વહસ્તે ધરાવ્યો ધર્મરાજને.
આજે યે આંખડી સ્હામે ઊભું છે મૂર્તિમન્ત સૌ.'

હિમાદ્રિના શૃંગ જેવો શૃંગે એક ઊભી નભે
પાર્થે જોયુ આત્મ-આંખે, કીધું નમન જોઇને;
બોલ્યો એક મહાબોલ : 'ભદ્રા! એ હરિનો જય.'
એવે એહ વનમાર્ગ મ્હેકમ્હેક થઈ રહ્યો;
હતી મહાસુગન્ધી એ હરિની? કે હિમાદ્રિની?
કસ્તૂરી વેરતું ચાલ્યું કસ્તૂરી-મૃગનું ધણ.
'હરિ! આવડાં મૃગલાં ભરે પૃથ્વી સુગન્ધથી;
માનવી આવડો મોટો મહીનો મહિમા ન કાં?'
હરિને મહારાણીએ પૂછ્યો પ્રશ્ન સનાતન.
'માનવી માનવલોકે હજી! નથી હિમાલય;
સુગન્ધી બ્રહ્મપુષ્પો છે હિમાદ્રિના મહર્ષિઓ.
બ્રહ્મપુર સુધી ફોરે ફોરો બ્રહ્મ સુગન્ધની.'
હરિ એ ઉત્તર બોલે રુક્મિણી રાણી રીઝવ્યાં.
માર્ગેમાર્ગે વૃક્ષરાજો હરિને ચમરો કરે;
ઘટાઓ ગોરમ્ભતી'તી ગાઢ કૈં ગૂંચળાં વળે :
પૃથ્વીના જોગંદરની ધાટી જાણે જટાઘટા.
આવ્યો માર્ગે જળધોધ ગિરિની ઉરસેર શો;
ગર્જતો ગર્જને ઘોર, ધરા જાણે પુકારતી.
ઢાળ્યો પડાવ ત્હાં સંઘે બપ્પોરા એક ગાળવા;
સંઘ વનમાં વેરાયો, જળધોધે હરિ ગયા.
આભથી ઊતર્યા જેવા ઢળ્યા જે જળને તટે;
પૃથ્વીનો ગિરિ દૈયાનો જાણે પોકાર માંજળે.

વધો ને વન આનન્દે પુષ્પ ને પુષ્પની કળી
દીઠા કે બાળબાળાને ત્ય્હા જળખેલ ખેલતા
જળમા વનબાળા એ નાખતી પુષ્પ પાખડી,
નાખતો’તો વનબાળ જળમા વૃક્ષપાળખી
કાળખોમા જતા તાણી જળના ધોધપૂર એ
હુસે અને હુષ નીર્ખી બાળુડા મુગ્ધ ભાવથી,
હરિ હેરે ને આનન્દે ન્ય્હાળી એ બાલબાલિકા
ઊઠ્યા, એક શિલા આણી સોહન્તી સપ્તધાતુની,
પાણીના પૂરમા જૈને સ્થાપી એ ધોધ વ્હેણમા
મિથ્યા એ ધોધના વ્હેણુ, ને મિથ્યા પૂરજ્ઞેમ એ,
લેશે ન એ શિલા ડોલી, હતી હિમાદ્રિની શિલા
દીઠુ એ બાળ બાળાએ ધોધ હાર્યો, શિલા જીતી,
‘તણાયે છે તરણાએ કાગના જળધોધમા,
સત્ત્વસ્થો સ્થિર ઊભે છે પૃથ્વીના સ્થિતપ્રજ્ઞ શા
ના ડુબે, ના તણાયે વા, ગિરિ સાગર છોળમા’
સત્ત્વ-અસત્ત્વની વાતો ભાખી એમ હરિવરે,
ને વનબાળ-બાળાએ ઝીલ્યુ શિક્ષાય એટલુ
પૂછ્યો પછી હરિએ માર્ગ યોગેશની મઢૂલીનો
બાળ કહે, ‘દાખવુ ચાલો,’ બાલિકા કહે ‘કને જ છે,’
બોલે મિઠ્ઠા બોલ જાણે સોવે પાવ્યો મૃદંગના
ઉઘાડી પડદા વનના ત્રણે વનાન્તરે ગયા,
થયા વનમા બાળબાળા હરિના માર્ગદર્શકો

ગુફા યોગેશનુ ધામ, ને વનો વનબાલનાં.
મ્હણે બે વ્રજબાળાઓ નિહાળે ધ્રુવની દિશે;
દેખાતુ દેખતી ન્હોતી, ન-દેખાતુ જ શોધતી.
દહાડે ગણતી તારા હરિની એક તારલી;
અણુમાં ઢુંઢતી બ્રહ્મ, અણુવે ધ્રુવ ઢુંઢતી
મ્હોટાઓયે તત્ત્વતઃ છે બાળકો બ્રાહ્મખેલના.
વનમાંથી વળ્યો મધ હરિ વળ્યા, મધૂલીથી;
ઝૂલતા વૃક્ષઝુંડોમાં મવેળા સૂર્ય આથમ્યો.
બ્રહ્મજ્ઞ ઉદ્ધવજીએ સાંજે માયકથા કરી.
તારાછાંયે રાત્રિ ગાળી સુણીને શબ્દ પોધના;
પડાવ ઊપડ્યો પ્રાતે, ગિરિમાં ઘૂમવા ગયો.
આવ્યુ ત્ય્હાં મહાવૃક્ષાળું વન કો દેવદારુનુ;
આભના થંભના જેવા વૃક્ષરાજો નભે જતા.
પંખવા જેવડાં પાન હરિને પંખવો કરે.
મ્હોરેલા હરિના મ્હોરે, વિશ્વના વૃક્ષરાજ શા,
ગિરિની ધારને અગ્રે ઊભા'તા પાર્થ-ઉદ્ધવ.
'લલાટ સમ ઢાળેલો, ભારતના લલાટ શો,
પાર્થ! જો સ્વપ્નરેખાળો દેશ આ સ્વપ્નસિન્ધુનો.
કોરી હિમાદ્રિ-યોગીન્દ્રે કોરેલી પૃથ્વીકોરમાં,
ભવ્ય છે ભાગ્યરેખાઓ આર્યાવર્તની એહ મો.
મન્ત્રદ્રષ્ટા મહર્ષિએ ઉચ્ચાર્યા વેદમન્ત્ર ત્ય્હાં;
ઝીલે છે કાળનો ભાર કાળભૈરવના સમો.

અને એની પેલી પાર, ભારતના બ્રહ્મરન્ધ્ર શો,
સોહે સરસ્વતી દેશ; છોગલું શું ન્હિમાદ્રિનું !

એક દી એહ ખીણોમાં શારદાપીઠ ખીલશે:
બ્રહ્મના બ્રહ્મચારીઓ આવશે નવખંડના.

ત્ય્હારે થશે બ્રહ્મવાડી ભવ્ય શારદદેશ એ;
જોશે જીવશે તે; મ્હોરશે મ્હોટેરા જોઈજોઈને.

અને પ્હેલું ન્હાળ શૃંગ ધ્રુવના તારલા નીચે;
મોનલા શિખરે એહ હિમનું શિવલિંગ છે.

સરિતા અભિષેકે ત્ય્હાં સ્વયંભૂ હિમશિવને.
દિશાદિશાના સ્વામી ત્ય્હાં અમરોના અમરેશ છે.

અભ્ર વિમાનમાં બેસી શીઘ્ર સંચરતા બધે:
મસ્તકવાસી પરબ્રહ્મ, કેન્દ્રસ્થ અંગઅગના.

ને પેલી ઘાટમાંથી જો ન્હાળવા સમ ન્હાળ ત્ય્હાં;
ગયો'તો તું, નિહાળ્યું છે મોનલ માનસરોવર

સોહે ત્ય્હાં મોનલ પદ્મો નિર્મળા રૂપલા જળે;
સ્નાન કાજે અપ્સરાઓ નિત્ય ને નિત્ય આવતી'

'ને ત્હેની પાસ કૈલાસ, હાસ શો ભાસમાન છે;
સ્વયંભૂ શિવનું ધામ, શ્રાન્તનો વિશ્રાન્ત એ'

પાર્થને ગિરિવેત્તાને વિશ્વદ્રષ્ટા વદ્યા હરિ.
'દાખ્યું વિવિધ સાધુને દાખવો દ્વારિકા હવે.'
બોલિયાં મીઠડા બોલે રુક્મિણી રુકમરંગીલાં.

'દ્વારિકા પશ્ચિમ-ઘાટે, આપણે પૂર્વ-છોગલે;
વચમાં પાથરી પૃથ્વી પ્રારબ્ધી પુણ્યવર્ણિલી.'
દ્વારામતી દિશે દૃષ્ટિ કરી શ્રી હરિએ કહ્યું.
'જોજો ગૌરી-શિખરેથી ગોરાદે! દૈવી દ્વારિકા.
દૂરદૂર દિશાન્તોમાં પૃથ્વી સાગરસંગમે,
રહ્યોયલુ ને દોહ્યલુ છે દ્વારિકા કેરુ દર્શન.
સાધુઓમાં સાધુસ્વામી નરોમાંયે નરોત્તમ,
બ્રહ્મને પ્રીછશે તેહ પ્રીછશે દિવ્ય દ્વારિકા.'

માતા યશોદા લીધ જ્યહાં ઉછંગમાં,
બ્રહ્માંડ દાખ્યુ મુખને ઉઘાડીને;
એવી ઉઘાડી ગહરી મુખાવળ
હિમાદ્રિ દાખે ગૂઢ રૂપ બ્રહ્મનુ;
મહર્ષિઓના ઋષિધામના સમો.

## અધ્યાય ૫૮મો · ગંગાને ઘાટેઘાટે

યાજ્ઞિક થૈ જીવનયજ્ઞ આદરે,
ઋષિવરો શો ઋક્મન્ત્ર ઉચ્ચરે;
ગાંધર્વ શો સામકગાન ગાય, ને
આરણ્યકો ઊજવતો અરણ્યમાં;
એ સંઘને શોધતી સંહિતા ગીતા.

ગયો એમ હરિસંઘ પૃથ્વીને પુણ્યદેશ, ને
ઋષિવરોની ભૂમિમાં ઋષિના યજ્ઞ આદર્યો.

ગંગોત્રીનાં પાણી પીને ગંગાનાં મૂળ શોધવા,
જતો હતો ઊર્ધ્વગામી ગંગાના ઘાટઘાટમાં.
કોક ઋત્વિજ ઉચ્ચારે ઋચાઓ ઋગ્વેદની;
કોક ગાય યજુમન્ત્રો સામનાં ગાય ગાન કો.
માસે માસે, અમાસે, વા પૂર્ણિમા પૂર્ણ ચન્દ્રમાં,
મધ્યાહ્નને, મધરાતે વા, ગિરીન્દ્રે, વા ગુફા મહીં,
યાત્રિકોના થતા યજ્ઞો; આચાર્ય શ્રી હરિ હતા.
બ્રહ્મગામી બ્રહ્મયજ્ઞ પૂર્ણબ્રહ્મ કરાવતા.
ઘાટને અજવાળંતા, ઓષધિ પરિશુદ્ધતા;
વાવતા'તા વનો વૃક્ષો, સુગન્ધે ભરતા ગુફા.
થતો ગિરિ મહિમાળો મહાનુભાવ યાત્રિકે.
જગને ભિરદાવવા, મહાવિશ્વ વધાવવા,
આનન્દાવવા દેવોને, પૂજવાને ગિરિવર,
મન્ત્રશુદ્ધિ અર્થે નિત્યે નવા મન્ત્રો હરિ રચે.
ગૌરવે ગંભીરતાએ ગિરિના ઘાટ રંગતો
બ્રહ્માનંદી હરિસંઘ જતો'તો બ્રહ્મમાર્ગમાં.
સંચરતો ચાતુર્માસ કરવાને હિમાલયે.
'તીર્થોદકો પાવનાં છે, સંગ્રહો તીર્થતીર્થનાં;
દ્વારિકાને સ્થાપવી છે, તીર્થશ્રેષ્ઠ યુગેયુગે.
મહામુક્તિપુરીઓની મુક્તિપુરી થશે જગે;
થશે ધર્મનગરીઓમાં વારાણસી તણી મણી.
પૃથ્વીના સ્તંભ છે તીર્થો, સ્તંભ માનવવંશના;

ધર્મના સ્તંભ, તીર્થો છે, તીર્થો છે સ્તંભ બ્રહ્મના '
હરિનો એહ ઉદ્‌ઘોષ તીર્થેતીર્થે સ્મરીસ્મરી
સંભરે હરિનો સઘ આદેશો તીર્થતીર્થના
પૃથ્વીને પાવનકર્તા બ્રહ્મમૂર્તિ હરિવર,
બ્રહ્મ-સજીવની છાટે દેવોમાં દૈવતો પૂરે.
'અન્તર્ધાન થતા પૂર્વે કરુ તીર્થો સજીવન '
એહ છેલ્લો મહાભાવ હતો મહાનુભાવનો,
યજ્ઞો કરે, તીર્થો પૂજે, પૂજાવે દેવદેવને;
દેવવાણી પરબ્રહ્મ જગતમા પ્રગટાવતા
માર્ગ આવ્યુ મહાવૃક્ષ ન્હાનેરા વન જેવડુ;
શાખાઓ વ્યોમમા જાય, પત્રપલ્લવ પૃથ્વીમા
થતો'તો આભપૃથ્વીનો ત્યહા સંતત-સંગમ
વન શા વૃક્ષરાજની ઘેરગંભીર છાયમા,
સંઘના ત્ય્હાં ઢળ્યા ઢાળા મધ્યાહ્‌ને મધ્યસૂર્યમા
ને આરોગ્યા ફળો વીણી પીધુ ઝબૂડીનુ જળ,
આરૂઢ્યા પલ્લવપાનો, ઉતાર્યો ગિરિથાકને
બ્રહ્મવેત્તા ઉદ્ધવે ત્ય્હાં સાજે સાયકથા કીધી.
કથા-અન્તે હાક પાડી: 'ઊગતે કાલ ભાનુએ
પ્રભા પડયે પ્રાતઃકાળે જીવનયજ્ઞ થશે અહીં '
સન્ધ્યાની સન્ધિકામા સૌ સાધુસાધ્વી વને ગયાં;
વીણી-વીણી વનમાથી લાવિયા યજ્ઞ-ઇન્ધનો.
બ્રહ્મણાળા આજ્ય લાવી કન્નેના નેહમા જઇ.

રાત્રિ કીર્તનમાં વીતી, પ્રાતઃકાળ પડ્યો પછી,
પ્રભાનાં કિરણો વર્ષ્યાં હિમાદ્રિકિરણો સમાં;
અને ટોળે મળ્યો સંઘ છાયમાં વૃક્ષરાજની.
કાળ કેરા પ્રાતઃકાળે, સૃજનવેળ સૃષ્ટિના,
હરિએ પ્રગટાવેલો જીવનયજ્ઞ એ હતો :
વિશ્વકારણ, વિશ્વવ્યાપી, પરિચિત ચરાચરે.
ઉદ્ધવે ઈન્ધનો પૂર્યાં, ને પાર્થે નામ્યુ આજ્યને;
બ્રહ્મબાળા બ્રહ્મગીતો, શ્રી હરિ ઋક્ઋચા ભણે.
ગયો વને મહાઘોષ મહાવનો જગાડતો,
જડ સૌ ચૈતન્ય પામ્યુ પામ્યું ચૈતન્ય ચેતના.
રાણી અર્પે અક્ષમાળા, બ્હેની બોલી, 'ભયો' 'ભયો'.
તે તિથિએ પર્વ પામ્યુ વિશ્વે ચૈતન્યદાનનુ.
સૂર્ય ઊગ્યે સંઘ ચાલ્યો પ્રણમી વૃક્ષરાજને
વાયુ શો વહતો સંઘ ગયો ઊંડા ગિરિવને.
વડવાઇની શેડો શી શેડો વ્હે વૃક્ષ-દૂધની,
ઊડે માખણકણ જેવા હવામાં દૂધના કણો.
સંઘ ત્ય્હાં ધાર-અગ્રેથી ન્યહાળે હિમાદ્રિ ને જગત્
'સોમયજ્ઞ થશે શુદ્ધ સોમસોહંત રાત્રિએ,
સોમવલ્લી વીણી લાવો.' પાડી હાકલ ઉદ્ધવે.
આભમાં સાંભળી સોમે, સાંભળી ગિરિજોગીએ;
સોમની સોમવલ્લીના કોળ્યા છોડ સ્થળે-સ્થળે.
બ્રહ્મજ્ઞ બ્રાહ્મણો હર્ખ્યાં હર્ખ્યાં જંગલજોગીઓ;

વનસ્પતિ વને હર્ખી, હરખ્યો સંઘ અને હરિ
હર્ખી રહી સખીભાવે ગિરિની જડીબુટ્ટીઓ

અને પછી ચારુ પીંછે ચન્દ્ર ચીતરતો જગત
કનેની ખીણમાં જૈને સંઘના સાધુસાધ્વીએ

આણ્યા ઊર્ધ્વભાવેથી ભારા ત્હા સોમવલ્લીના
અને એ મધ્યરાત્રિનો ચન્દ્ર ગિરિશિરે હતો,

ધાર અગ્રે ધરાશૃંગે રાત્રિ ઉજાળતો હતો,
આદર્યો હરિએ શુદ્ધ સોમના સોમયજ્ઞને.

સોમવલ્લી ઘોળીઘોળી સોમનો રસ સારવ્યો;
ઘૂંટીઘૂંટી ઘૂંટ પાયા ગિરિની જડીબુટ્ટીના.

'સોમવલ્લી બ્રહ્મવલ્લી, સન્તો! સોમ નથી સુરા,
સ્વર્ગમા અમૃત પ્રાશે, પ્રાશે સોમ મહીતલે'

નિર્ધાર્યો સોમનિર્ધાર હરિએ ધારને શિરે
ઉચ્ચર્યા યજુના મન્ત્રો ચન્દ્રમા ચમકી ઊઠ્યો

બ્રહ્મમય થઈ રાત્રિ, હરિમય થયુ જગત્
બ્રહ્મની બ્રહ્મવલ્લીનુ તીર્થ થૈ અગ્ર ધાર એ

રાત્રિ ગાળી બ્રહ્માનન્દે ગજાવીને હિમાલયો,
ગંગાસ્નાન કરી સંઘ પ્રભાતે પન્થમા પડ્યો

પછી એકદા ગિરિમા હતી અમાસ માસની,
હતો ક્ષિતિજની પાર અન્ધ અન્ધાર રાત્રિનો.

ત્હારે ઘેરા ગુફાદ્વારે સંઘે ઉતારી ઝોળીઓ
નાખીશુ ગિરિની ચિન્તા ગિરિની એ ગુફા મહીં!

ને પછી પ્રહરે બીજે, સૂર્ય સુવર્ણનો હતો,
સુવર્ણો વર્ષતો વિશ્વે સુવર્ણાં કિરણાવળે;
એ વેળા મધ્યમધ્યાહ્નને, આભની છાંયડી સમો,
આવ્યો એક મહાઓળો હિમાદ્રિને ડુબાડતો.
ધરાના આચ્છાદન શો એ આચ્છાદી રહ્યો ધરા;
દાનવી દુનિયા શું પાંખડી-પાંખડી પડી!
શામળાં ગિરિ ને વ્યોમ, ધરિત્રી શામળી ઢળી.
એ હતો ગ્રહણયોગ સૂર્યનો સૂર્યમંડળે.
હરિ કહેઃ 'પધારો સૌ ગુફાની ગૂઢતા મહીં;
સૂર્યમંડળ સોહન્તો માંડીશું સૂર્યયજ્ઞ ત્ય્હાં.'
ને મધ્યાહ્નને મધ્યકાળે પૃથ્વી પોઢી'તી છાંયમાં,
ત્ય્હારે માંડયું સામગાન ગંભીરુ ગિરિગાજતું;
પોકાર્યો શું પાંચજન્યે મહાપોકાર વિશ્વનો!
એવો એક ઓમકાર ઉચ્ચાર્યો ભેદી નાદ શો;
ગાજી રહી ગિરિહૈયે ધૂન ત્ય્હાં 'બ્રહ્મ' 'બ્રહ્મ'ની.
આદર્યો માનસી યજ્ઞ યજ્ઞેશે યજ્ઞભોમમાં.
માનસી ઇન્ધનો પૂર્યા પાર્થે, બ્રહ્મજ્ઞ ઉદ્ધવે.
આજેયે એ હિમાદ્રિની બ્રહ્મગુફા પ્રસિદ્ધ છે;
પામે છે ગુહ્યનું ગુહ્ય યાત્રી ત્ય્હાં જેહ જાય તે.
ભેરી નાદ ભરે બ્રહ્મ સન્ધ્યાં ગોપ્ય-અગોપ્યમાં.
છૂટયો એ ગ્રહણયોગ સૂર્યનો સંઘસન્તનો;
સ્નાનસન્ધ્યા પરવારી ઉદ્ધવે ત્ય્હાં કથા કરી.

પૃથ્વીમા તેજઅન્ધાર આવે છે-કેમ જાય છે.
ત્હાંજે ગયાં ગુફામાં સૌ ગૂઢ એ રાત્રિ ગાળવા.
હરિએ બ્રહ્મપ્રભાજ્યોત નાંખી અન્ધાર ગાઢમા.
ગિરિશૃંગે ગઈ જ્યોત ભેદી એ ભેદની ભૂમિ.
મધ્યરાત્રે વનમાંથી યોગીન્દ્રો ચાર આવિયા;
ચારે વેદ જોગીવેશે આવ્યા શું હરિદર્શને.
પ્રોજ્જવળ બ્રહ્મપ્રભા પેખી ગુફાના અન્ધકારમા;
આશ્ચર્યવાસી આશ્ચર્યે જોગીઓ હરિને નમ્યા.
હૈયામાં હરિએ લીધા યોગીન્દ્રો ગિરિ ગૌરવી.
યોગીન્દ્રોમાંય યોગીન્દ્ર, યોગેશ્વર યોગભોમમાં,
યોગના પ્રભવસ્થાન, હિમાદ્રિમાં હતા હરિ.
કૈં દિનો એ ગુફાદ્વારે રહ્યા; સત્સંગ સારવ્યો;
ગિરિ ઘોળ્યો, આભ ઢૂંઢ્યાં, ઢૂંઢ્યું બ્રહ્માંડ બ્રહ્મનું;
ગુફામાં બ્રહ્મને ખોળ્યા, ખોળ્યું હિમાદ્રિમાં જગત્.
નમીને નમણા નેહે પછી વિદાય વીનવી;
યોગીન્દ્રોએ યોગદૃષ્ટે હરિને ગિરિમાં દીઠા:
પ્રેમના સાગર જેવા, પૂર્ણબ્રહ્મ, પરાત્પર.
આવ્યો પછી એક ઘાટ ગંભીરો વ્યોમઘાટ શો;
મોક્ષદાયિની ગંગા ત્ય્હાં ગિરિથી ઊતરે જગે.
એ ઘાટે જે હરિસંઘે ઝુકાવ્યો જે પડાવને;
જોગીઓની જમાતોમાં બ્રહ્મના બ્રહ્મચારીમાં.
અને ઉર તણા ભાવે હિમાદ્રિયજ્ઞ આદર્યો.

સ્થાપિયા પંચરાત્રિના પંચકુંડો નદીતટે.
હરિનો હિમાદ્રિયજ્ઞ આજેયે એ સ્મરે સહુ.
ત્ય્હાં પ્રભાતે ગંગઘાટે તારાસ્નાને હરિ જતા;
નવીનવી નિત્યનિત્યે ઋચાઓ રચી લાવતા;
ને હોમતા સાયંકાળે એ ઋચામન્ત્રથી હવિ.
એનો થયો હરિવેદ વેદોમાં વેદસત્તમ;
વ્રજનો દ્વારિકાનો એ વેદ છે પ્રેમભક્તિનો.
હેલન્તી હેલિના જેવી ત્ય્હાં વર્ષાની પડી ઝડી;
ઈન્દ્રાધાર ધારાઓએ ઠાર્યો એ યજ્ઞકુંડને.
હિમાદ્રિપૂર ગંગામાં ઢોળાયાં મેઘપૂરમાં.
આજેયે એ હરિદ્વાર હિમાદ્રિદ્વાર છે હજી.
ત્ય્હાંથી આઘે સંઘ ચાલ્યો, ગંગનાં પૂરને સ્હદચો.
પછી આવ્યો પુલ એક ઝોલાપુલ સમો ઝૂલે;
દોરડાં, ગંગબાહુ શાં, તરંગો સમ ડોલતા.
નીચે હીંચકડા ખાય મહૂલી કો વિમાન શી;
સ્હડી એમાં હરિસંઘ તર્યો ગંગતરંગને.
હાથણીના જૂથ જેવી ગંગા ઘેલી વહી જતી.
'ગંગાના આવડા આરા ઊતર્યાનું વિમાન આ.
તો અનન્ત ને આઘા આરાઓ પૃથ્વી-આભના;
અન્તરિક્ષજળો-પાર કયુ વિમાન ઉતારશે ?'
પ્રજ્ઞાળા પૂછિયુ પાર્થે મુગ્ધાના મુગ્ધ ભાવથી.
બ્રહ્મઘેલી બ્રહ્મપૂર્ણ બ્રહ્મબાળા છલી ઊઠી;

'ભર્યો બ્રહ્માંડના નીરે નાવડું એક શ્રી હરિ'
એમ આનન્દતો ગાતો ગુહ્ય પ્રત્યક્ષ પેખતો
ગયો હિમાદ્રિને હૈયે હરિનો સંઘ હેલતો.

ગિરીન્દ્રનીરે સરિતા સરે ભરે,
સહસ્ર સ્રોતે ઝરતા સહસ્રધા;
હિમાદ્રિ લૈ ગંગ વહે વહે જતી
અખૂટ, આનન્દક, ને ભર્યોભર્યો
હિમાદ્રિ છે અક્ષયપાત્ર પૃથ્વીનું

## અધ્યાય ૫૧મો · અલખનન્દા

આનન્દતો જોગીની કો જમાત શો,
સંસારી શો ભોગવતો વિભૂતિને,
વસંત શો પ્રાજ્ઞ થઈ પ્રફુલ્લતો,
વર્ષા સમો આત્મન્ વર્ષતો જગે,
એ સંઘ એવો અવધૂતિયો હતો

માપ લેતો અમાપનું, તાગ લેતો અતાગનો,
અમૂર્તને મૂર્તિ દેતો, હરિસંઘ જતો હતો,
ઊંડા ઊંડા હિમાદ્રિમાં, બદ્રીકેદાર-માર્ગમાં.
તીર્થની તીર્થપૂજાની વરષો ગણતો હતો,
વાંછતો વ્યોમના પુષ્પો, અતલે તલ શોધતો.
અવધૂતોના દેશમાં એ અવધૂતિયો હતો.

ગુણો વીણે ગુણવાળા, ને આત્માની ઝોળીઓ ભરે;
સત્ત્વ રજસ તમસ્ ભાવ હરિ દાખે પૃથક્-પૃથક્.

ચ્હડે ને ઊતરે ઘાટ ગિરિમાં ગંગઘાટમાં;
વનોમાં પુરવાસીને થતા નવા અનુભવો.

કોક ઘાટે ઠોકરાતા ઘાટેથી ખીણમાં પડે,
વેલીઓ ઝાલી ઝાલીને, ચ્હડે ને ધાય માર્ગમાં

આભની પાયરી જેવી આવે કય્હારેક કેડીઓ;
ચઢાવો ચઢતા થાકે, થાકી હાંફે હસી પડે.

જાય કો સરિતે ન્હાવા, ધાય કો મૃગ ઝાલવા;
વાય કો વનમાં વેણુ, ગાય કો વનગીતને.

વિધાત્રીના ઘોષ જેવો જગે ઘોષ ગજાવતો.
દેવદત્ત મહાશંખે પાર્થ પૂરે મહાધ્વનિ.

જરાથી સંઘ હુલ્લાસે સન્તોષી જોગીના સમો;
અતિથિ એ ન ધર્પાયે તૃષ્ણાળા ભવભોગી શો.

ઢગ દાખે, અલ્પ અર્પે, હિમાદ્રિ રમત્યુ રમે.
'આનન્દો આત્મ-આનન્દે બ્રહ્મનાં નંદ નંદિની.'

વૃક્ષડાળે પત્રપત્રે ગિરિ ઉદ્બોધ એ લખે.
એમ જતાંજતાં આવ્યુ પુરાણુ વન એક ત્ય્હાં;

અલખનન્દાને ઘાટે, ગંગનાં જળતીરમાં.
ઉગ્ર અવધૂતના જેવું, જોગીના જોગ પારનુ,

સંન્યાસના સંન્યાસ શું, દીઠું અદ્ભુત દર્શન :
પરમહંસ પૃથ્વીનો, પ્રાજ્ઞ પ્રારબ્ધના સમો.

અલ્પ ને અતિ આછેરા પ્હેર્યાતા પત્ર-પલ્લવો,
વલ્કલનુ ઉત્તરીય હતું વલ્કલધારીને
પ્રણમ્યો હરિને પ્રેમે વલ્કલી એ હિમાદ્રિનોઃ
'આવશો આ હિમાદ્રિમા પધારશો મનાવવા,
આભની આભલી જેવા જીવુ છુ એ મનોરથે'
શીર્ષ પ્રણમીને બોલ્યો વલ્કલી ઉરબોલડા
'અરે! આ તો પરમહંસ, અહંડી દડીઆશ્રમે;
પીડ્યા'તા દડીઓએ, ને અતિથિ અપમાનિયા
અસત્કાર્યો અસન્માન્યા સત્કારસન્માનયોગ્યને;
દીધુ'તુ રુક્મિણીજીએ પીતામ્બર પહેરવા.
આવોજી, આમન્ત્રણ છે, નથી આ સંઘ દડીનો
વિસારો વરવી વાત દ્વારિકાની હિમાદ્રિમા;
પધારો, પરમહંસ! આપ તો અવધૂત છો'
પ્રીછિયા પટ્ટરાણીએ પ્રણમ્યા પૂજ્ય ભાવથી,
વડના વૃક્ષને જાણી નમી કાચન વેલડી
'વૃક્ષના કોટરે વાસ પૂર્યો પછી હિમાદ્રિમા;
પ્હોપે પેલુ ઘટાઘેર વૃક્ષ છે મ્હારી દ્વારિકાઃ
પત્રપલ્લવ કુડળો, વલ્કલ છે પીતામ્બર
હિમાદ્રિએ પધાર્યા છો, પધારો મુજ કોટરે,
ગિરિના આગન્તુક છો, અતિથિ થાવ માહરા,
ચાખો મનની મ્હેમાની ગિરિની આછી-પાતળી'
અલખનન્દાના પૂર સમા ભરપૂર બોલથી

કીધો પછી સંઘે વાસ વિશાળા વૃક્ષઘેરમા,
થયાં અતિથિ આનન્દે હિમાદ્રિના અતિથિનાં
ગયો એ કોટરવાસી વૃક્ષમા નિજ કોટરે;
વામનો પડદો ખોટયો ઉછાળે 'પદ્મપુષ્પને
ભર્યું ભર્યું હતું વૃક્ષ ભરેલા વનભાગ્ય શુ.
આણ્યા કોટર ભંડાર, ઠાલવ્યા સંઘને પદે,
વૃક્ષની વિટપો ચાપી દૂધની તુંબડી ભરી
દડવત કરી સમર્પ્યું તુંબીપાત્ર હરિપદે
'આરોગો ને આરોગાવો, પીઓ ને પાવ, શ્રી હરિ!
અમૃતો વનનાં પ્રાશો, અધૂરા ભાવ પૂરજો
અંગે ઉતારશે થાક, ધરિત્રી મમ ધારશે'
વલ્કલ પાથરી પાયે વલ્કલી એમ વીનવે.
પાર્થ વૃક્ષ ગ્હડચો; પાડચા પત્રો પત્રાવળો સમા.
હથેળીની અંજલિઓ હતા એ દ્રોણ સન્તના
બ્રહ્માર્પણ કરી ભાવે કીધો ભોજન ઉત્સવ
પછી માડી અવધૂતે સ્વવાર્તા અવધૂતિની
'એક વેળા બ્રહ્માવર્તે અકૃપા થઇ બ્રહ્માની,
વર્ષાને આવરી લીધી, પડી સાત દુકાળીઓ
મ્હોરેલા આંબલા જેવી કુટુમ્બવાડી માહરી.
વેરાણી ને વિખેરાણી, તૂટેલી પુષ્પમાળ શી.
પ્રફુલ્લેલા વીસ પુષ્પો, ભર્યાભાર્યા પરિમળે,
વીસે દિશાઓમાં જંને દિશાઓમા ડૂબી ગયાં

એકાકી એક પખાળા વાયુ શો એક હું રહ્યો.
પૃથ્વી ફેરાં તીર્થ કીધાં દાઝેલો આત્મ ઠારવા.
દાઝેલાને ડામ દીધા, દ્વારિકા થૈ દુહાગિણી.
એકાકી એકલપન્થી પછી વિચરતો જગે
એમ આવ્યો હિમાદ્રિમાં હૈયામાં હિમ નાખવા.
જમું છુ ફળ ને ફૂલ, પ્હેરું છું પત્રવલ્કલો;
વાસ-વિટપોને પડદે વસું છુ વૃક્ષ કોટરે.
અગોચરોમાં ગોપ્ય એક, ન જોવું, કે જુવે જગત્ઃ
એકલવાસી, આત્માનન્દી, પરબ્રહ્મ પરાયણ.
વૃક્ષો દે છે ફળ-ફૂલો, અર્પે છે વલ્કલો વનો;
ઉદાર વનનું વિશ્વ માનુષી વિશ્વથી વડું'
ઘેન શી અર્ધ મૂર્છામાં બોલતો-બોલતો ઢળ્યો.
અનિલથીય આછેરા ઉપરણાની ચાળથી
હરિએ પખવો નાખ્યો મૂર્છિત વલ્કલધારીને.
ભદ્રાએ મુખમાં ઝાર્યાં બે ટીપાં વૃક્ષદૂધના;
પાર્થે ઝીણી સેર સારી નેત્રે નિર્મળ નીરની.
એમ કીધી વલ્કલીની દેહશિલા સજીવન;
આત્માનન્દી આત્માનન્દે આનન્દ્યો મૂર્છના વચ્ચે.
'વહે છે ગાતી આનન્દે આ અલખનન્દિની નદી;
આનન્દાવે પરબ્રહ્મ, આનન્દે માનવી ન કાં?
આત્મા એ જ જગત સાચું, આત્માનન્દ જ મોક્ષ છે;
ભર્યું છે અખૂટ ભાતું આત્મ-અક્ષયપાત્રમા.'

પ્રીછીને ભેદના ભેદ 'સત્યં' 'સત્યં' વદ્યા હરિ.
'રમો છો સત્યને-માર્ગે, મહાસત્યોનું સત્ય એ;
એ માર્ગે છે તીર્થદેવ પરબ્રહ્મ પરાત્પર.
આનન્દાવે પરબ્રહ્મ, હિમાદ્રિ હિમધામને.
એકલ વલ્કલધારીને આ અલખનન્દિની નદી.
વસી કોટરને મ્હેલે વસજો બ્રહ્મ-આશ્રમે.
પૃથ્વીમંડળ પૃથ્વીને સૂર્યને સૂર્યમંડળ;
સૌસૌને ઘેરી ઊભું છે સૌસૌનું ન્હાનકડું જગત્
આનન્દજો, આત્માનન્દી! આત્માનન્દે વસી સદા.
અલખનંદા ભણે મન્ત્ર 'લક્ષ્યમાંથી અલક્ષ્યમાં.'
બ્રહ્મનું તીર્થ અન્તિમ માર્ગ છે બ્રહ્મનો ત્યહીં.'
ઊછળ્યો વલ્કલી એહ, વૃક્ષને શિખરે ગયો;
વૃક્ષને શૃંગ ઊભીને ઓહંકાર પુકારિયો.
પૂર્વે એવો બ્રહ્મનાદ સુણ્યો કોએ, સુણ્યો ન વા.
વૃક્ષના કોટરવાસી, પલ્લવ-વલ્કલધારીને,
હિમાદ્રિનાથ હૈયામાં અલખનન્દિનીતીરે,
આનન્દતા સ્વયં એમ, ને આનન્દાવતા હરિ:

નિગૂઢની તીર હતી શુકાશુક્ર,
પ્રભા સમું પાણી-પ્રભા ઉછાળતું;
ત્ય્હાં લક્ષ્યને ભેદી જતા અલક્ષ્યમાં
અલક્ષ્યની નન્દિનીતીર અવધૂતો;
અલક્ષ્ય ને લક્ષ્યની એ ભૂમિ હતી.

## અધ્યાય ૫૨ મો · સંગમતીર્થે

સંસારનો, જોગ જ્વલંત જ્યોતનો,
સોહાગિયો સંગમ ત્ય્હાં થતો હતો;
મન્દાકિની નન્દિનીનીરના સમો.
તપોવનોનાં તપથી પ્રકાશતી
તપસ્વિની એહ હતી તપોભૂમિ.

એવો જોગી-જતિ જેવો, સંઘ એ સાધુ-સાધ્વીનો,
ભાવતે ભવ ઘૂમન્તો, વળ્યો બદ્રીશમન્દિરે.
ગયો-ગયો ગિરિ વીંધી, ગિરિના ઉરમાં ગયો.
ગિરિની ગંભીરતામાં પાયનાં પદ્મ થાકતાં;
ભવ્યતા ઝીલી ને ઝીલે નેત્રાદર્શો સુહાગિયાં.
સંઘનાં સાધુ-સાધ્વીને વારે પર્વે તિથિતિથિ,
જાણન્દા મૂળતત્ત્વોના કહેતા ઉદ્ધવજી યતિઃ
'મૂળનાં મૂળતત્ત્વોને હિમાદ્રિ માંહીં શોધજો.'
આભલીની છાંય ઝીલે, પાછળ ધાય ઝાલવા;
હિમના ગાંગડા વીણી શર્કરા સમ પીરસે;
વાંસનું ઝુંડ વીણીને, વીંધીને વાંસળી કરી,
પૂરી મહીં મહાપ્રાણ, વાંસળી વાય બ્રહ્મની;
વૃક્ષનાં ગણતાં પત્રો, તરંગો નદીના ગણે;
બ્રહ્માને કહે સંદેશા, ગ્રહે વ્હેતા સમીરણો;
પન્થ ભૂલે, પાય થાકે, ઓળંગે આંખ પર્વતો;
આભની પારનું શોધે સૂર્ય ને શશીને પૂછી;

પરબ્રહ્મ શું કરે વાતો ગેબનાં ગહનો વિશે:
એવી આનન્દ-વાર્તાઓ આદરે સંઘ માર્ગમાં.
ગેબીઓનો હતો સંઘ, જતો'તો ગિરિગેબમાં;
નેત્રો નીતરતાં નેહે, આત્મા આનન્દતો સદા.
એમ કરતાં-કરતાં, વનોના ભેદ શોધતા,
આવ્યા એક ઘેરા ઘાટે ગંભીરી ઘાટીમાં થઈ.
ગેબી અલખનન્દાને માયા મન્દાકિની મળે,
એ હતું સંગમતીર્થ ગિરિના તીર્થવાસીનું;
ત્ય્હાં ભૂમિના શરપંખે પડ્યો પડાવ સંઘનો.
બાલકો-બાલિકાઓ ત્ય્હાં આંબુડો-જાંબુડો રમે.
બાલિકા જીતતી ત્ય્હારે વનેશ વરી લે વર;
બાલક જીતતો ત્ય્હારે વનશ્રી વરી લે વધૂ.
ખેલે સ્વયંવરના ખેલ તપસ્વીના તપોવને.
પાર્થે રુક્મિણી-ભદ્રાને દાખ્યો પુરુષાર્થખેલ એ;
'સોમોનાં ભાગ્ય સોસોગે પુણ્યનાં પાણીમાં ધુએ.'
હરિએ સાંભળ્યો મન્ત્ર સુધાર્યો એક શબ્દથી:
'આમ પુરુષાર્થના ખેલો ખેલે પ્રારબ્ધ-પાણીમાં.'
તે રાત્રે ચન્દ્ર ઢંકાયો, મેઘના થર બાઝિયા;
હિમ-વર્ષા શિખરોમાં વર્ષી વર્ષાઝડી સમી.
ઊડે ત્ય્હાં પીંજણ રૂની, ચન્દની પીંછડાં ઝરે;
કે પીંછાં રાજહંસોનાં? એવી હિમઝડી પડે.
ને ક્ય્હારેક ગિરિઓમાં કરાના કાંકરા ખરે.

ઈન્દ્ર-ધનુષ્ય કેરાણાં આભઆંગણ-તોરણો.
સંઘને સાબદી દીધી પર્ણકુટિ વડી કરી;
પોઢયા પર્ણકુટિ બ્હાર શ્રી હરિ જઇ હિમમાં.
ચન્દ્રે ઢાળ્યો ચન્દ્રિકાનો ઉપરણો હરિમુખે.
તારિકા મુખ ભાળે તો મોહાન્ધ થાય તારિકા;
થયા કો દૂધલી રાતે થાય અન્ધારિયુ જગત.
એવું જ્યોત્સ્ના-ઉત્તરીય માયા બ્રહ્મમુખે ધરે.
પ્રભાતે શિખરમાળા એ રજતુવર્ણિલી થઇ;
સૂર્યનાં કિરણોમાંયે ચન્દનીશિખરો ઝગે
ને પ્રભાતે શીળા-શીળા વાયા વાયુ પ્રભાતના;
હરિએ પરીખા દોરી, પૂરી ઉષ્મા સરિતતટે.
નન્દા મન્દાકિની-તીરે, બદ્રીકેદાર સંગમે
હિમાદ્રિની હિમરાત્રિ હરિસંઘે અનુભવી
કરાના કંકરો વાગ્યા, વાગ્યા ડંકા તરગના;
વાગી ફરફર ફોરાની, વાગિયા વેગ વીજના.
વાગ્યાં પરમેશ્વરી-બાણ ગિરિમાં હરિસંઘને
દૂરનાં પૂરની પાળે, કાળનાં વ્હેણને તટે,
એમ ત્હાં તીર્થ અખાણું ઝાંખુંઝાંખું ઝગન્તું શું.
હરિનો હરિસન્તોનો પડાવ ઊપડ્યો પછી;
માથે મધ્યાહ્નનો સૂર્ય ઉષ્મા ને તેજ નાખતો.
દિશે-દિશે સંઘે દીઠી તપસ્વિની તપોભૂમિ.
યોગીઓનુ તીર્થધામ,' બ્રહ્મનો બ્રહ્મઆશ્રમ,

ને તપોવન પૃથ્વીનુ, હતો એહ હિમાલય.
નરનારાયણ પૂર્વે ત્યહાં તપ તપ્યા હતા.
ઘાટેઘાટે જોગન્દરો આરેઆરે તપસ્વીઓ,
ખાખીઓ લક્કડબન્ધા, અવધૂતો અઘોરીઓ:
આણ ગુફા શી ગંભીરી સૌએ કીધી'તી ભૂમિ એ
જોગી સોહન્ત ત્હ્યાં સોતો, યોગીમોહન્તઆશ્રમો;
ગુફા-ગોરમ્ભતા શૃંગો, ઘાટેઘાટે ગિરિવગે
કાળના આદિથી જાણે ઊભા'તા અવની ભરી.
ચ્હડતી એક શૃંગેથી હોમની ધૂમ્ર વ્યોમમા,
બીજું શૃંગ યજ્ઞજ્વાળા નાખે પ્રકાશતું જગત્
ત્રીજે શૃંગે ધૂન ગાજે 'અલેક' 'શ્રી અલેક'ની
શૃંગશૃંગે ઝુડઝુડે ઘટામા મઠ જોગીના,
ઘણા સંસાર-ક્લાન્તોના, વા સંસાર તરેલના
વૃક્ષો વનો ઘટાઝુડો શણગારો ગિરિના હતા,
યજ્ઞભસ્મ યજ્ઞજ્વાળા શણગારો ભૂમિના હતા.
યોગી જાણે જિરિશૃંગ, જોગી જાણે ગિરિશિલા;
મહાભાવો માનવદેહે જાણે વિચરતા જગે·
જગતશાન્તિ જગતજ્યોતિ જગત્કલ્યાણ જગતપ્રભા.
એ તપોભૂમિમા સંઘ જગતસાધુત્વ શો જતો.
ત્યહાં ઉદ્ધવ બ્રહ્મજ્ઞાનીએ પૂછ્યું સાયંકથા પછી.
'ત્યહારે શું રૂપ માયાનુ ભૂમડળે? હરિવર!
પૂર્ણપણાથી પ્રિછાવો માયાના એ સ્વરૂપને.

મહાત્મા જ્ઞાનીઓ એને કહે છે દુર્લભ દુર્ગમ;
પૃથ્વીનું ગુહ્યમાં ગુહ્ય, ભુલાવાનો મહાભ્રમ.'
સાંભળીને પ્રશ્ન એહ હસ્યા હરિ, હરિ વદ્યાઃ
'ઉદ્ધવ! પ્રશ્ન નથી ત્હારો, પ્રશ્ન છે આ હિમાદ્રિનો;
કોઇયે બ્રહ્મજ્ઞાનીને માયા શી રીત મૂઝવે?
મોંઘુ છે સહુ જ્ઞાન, જ્ઞાન કો રોંઘુ નથી;
જ્ઞાનોમાંયે બ્રહ્મજ્ઞાન ઉદ્ધવ, સુલભોત્તમ.
શું મ્હોટું? શું પરમ સત્ય? વસ્તુ કે પડછાયડો?
જ્યહારે જુઓ જગે મ્હોટું વસ્તુથી પ્રતિબિમ્બને,
ત્યહારે વિશ્વમાં માયાવી માયા એને પ્રમાણજો:
સ્હવારે સ્હાંજરે જેમ પડછાયા મનુષ્યના.'
ત્યહાં તો આભલ ઓળંગી ગિરિક્ષિતિજપારથી,
મંજુલ મંજુલ ઘંટાનો આરતી શબ્દ આવિયો
ગુફાગુફામા ગાજન્તો, ભરતો એ તપોભૂમિ;
મીઠડો, ગહરો, ગેબી, ગિરિગાંભીર્ય ભેદતો.
સ્રોતનાં નીતરે નીર, સન્ધ્યામાં એમ નીતરે:
શિખરે શિખરે એના મંજુ-મંજુ ધ્વનિ પડે
યોગમસ્ત અવધૂત શો ધીરેધીરે ધૂણે ધ્વજ,
કનેની ખીણની પાળે મન્દિરદીવડા દીઠા.
સંઘ એ ધપતો ધાયો મન્દિરે દર્શને જવા;
પાર્થ કહે: 'હજી આડી છે બે ધારની ધાટીઓ;
ટકમારી-બદ્રીશ વચ્ચે હજી તો ગિરિઓ પડ્યા.

સોળે તિથિની જ્યોતો શી જુઓ ષોડશ આરતી;
દીવડે-દીવડે દેવ આમન્ત્રે અંગુલિ વડે.

ગિરિસ્વામી બદ્રીશના એ છે આરતી-દીવડા;
પ્રગટાવ્યા'તા તપસ્વીએ કીધું'તું તપ ત્યાહરે.

એક-એક જ્યોતિ પૂરે એક-એક તિથિ-પ્રભા;
આપણે પ્રગટાવીશું સહસ્રજ્યોત આરતી.'

'ધીરો થા ધીરા ધીરો થા; છેલ્લુ તીર્થ હિમાદ્રિ છે'
ઉઘાડા આભને આરે, સન્ધ્યાનાં સાન્ધ્ય તેજમાં,
ઊભી એક ગિરિધારે, ભાવે હસ્તાંજલિ કરી,
હરિસંઘનાં સન્તોએ આરતી-નમણ્યુ લીધી:

અંજલિ અંજલિ જેમ બ્રાહ્મણો સૂર્યની ઝીલે.
ગૂઢ કો ત્યહાં બ્રહ્મતેજ નેણુથી ઝરતા હરિ.
'બ્રહ્મ શા બદ્રીશ છે આ, ઝંખાયે ન ઝલાય એ;
તપસ્વીના તપસ્વીએ કહ્યુ છેટલે હરિવરે.

સન્તો વળ્યા ગિરિઘાટે ઘાટીઓ ચ્હડવા પછી.
ઘોઘવા ઘૂઘવે, ગાજે દુંદુભિ શા દિશે-દિશે;
તારલા-તારલા નાખે કિરણો, આરતી કરે;
હિમાળી શૃંગટોચો-પ્રતિબિમ્બો સ્ફુરાવતાં.

તપોભોમે પરબ્રહ્મ તપે તપસ્વી-મંડળે.
વહન્તો બીજી ગંગા શો, સોહન્તો સુરવૃન્દ શો,
હેલન્તો હરિનો સંઘ ગયો બદ્રીશ-મન્દિરે.

આકાશના તારક એમ વીણતા,
ને પૂર્ણિમાના પૂર એમ ઝીલતા,
પક્ષી પરાગે ભરી પોયણા કરે,
ગેબી સ્વયભૂ હિમલિંગ પૂજવા,
હિમાદ્રિના અન્તરમા ગયા હરિ

## અધ્યાય ૧ લો · ગંગાવતરણ

ભ્રૂભમ્મરે ઝુંડની ઝાડી ધારીને,
ઊભો હિમાદ્રિ યુગયોગીરાજ શો;
ને સ્વર્ગંગંગાની અખંડ ધારથી
ત્ય્હાં આભથી ઊતરતી અનન્તતા.

ભવ્યભાવ, મહાકાય, પૃથ્વીની પીઠણીવતો,
હતો આભલ છત્રધારી, બ્રહ્માદ્રિ શો હિમાદ્રિ એ.

ગૂઢ ગૌરવ પૃથ્વીના, આભના પણ સ્તંભ શા,
કાળકાન્ત હતા કૃષ્ણ, હિમાદ્રિમાં હિમાદ્રિ ત્ય્હાં

યુગયુગાન્તરોથી ત્ય્હાં હિમાદ્રિ તપતો તપ;
આશ્રમે એ તપસ્વીને તપસ્વી શ્રી હરિ હતા.

સત્કારતો ભર્યે હૈયે હરિને ગિરિતાપસ.
પન્થે પાથરતો પુષ્પો વનો વેડી વધાવતો;

ને મહાનદના સોતો વહીને અભિષેકતો.
વૃક્ષો તાપ નિવારે, ને પંખવો નાંખતી ઘટા:

મેઘછત્ર ધરે છાયા, ગિરિ ગૌરવ માણતો.
પ્રહરો જળમાં ગાળે, પ્રહરો યજ્ઞઅગ્નિએ;

બદ્રીકેદારમાં કૃષ્ણ તપસ્વી તપતા તપ.
ત્ય્હાં મહાતપ કીધાં'તાં પૂર્વે નારાયણે નરે;

એથીયે ઉગ્ર ને તીવ્ર કૃષ્ણે-પાર્થે કીધાં તપો.
વૃક્ષો કે ગિરિઓ ઘાટો જેવા તપે અતીન્દ્રિય,

મસ્તકે એમ ઝીલે, ને પોઢતા હિમમાં હરિ.
ન્હાળે અનિલ આભેથી, ન્હાળે સ્વર્ગેથી દેવતા;
રાત્રિએ-રાત્રિએ ચન્દ્ર, ન્હાળે સૂર્ય દિને-દિને
ગગાના પાવના ઘાટે એકદા સ્હાંજને સમે
મળ્યો'તો તાપસસઘ: ગિરિઓમાં ગિરિવરો!
વ્યોમના પડછાયા શી સન્ધ્યા સોહામણી હતી
વન્દીને વન્દનીયોને વિશ્વમાં વહતી હતી
જોગન્દરી જોગીઓમા, તપસ્વીમા તપસ્વિની,
આવી ત્ય્હા વનપુત્રી શી વર્ચસ્વી ગજયોગિની,
અને ઊછળતી બોલી સરિતા કેગી છોળ શી:
'આજ તો જોઇ આવી હુ શ્રી હરિ! હિમની ગુફા;
જોયુ મ્હેં પૃથ્વી-ઉદરે, જોયુ હૈયુ હિમાદ્રિનુ:
તપે તપ તપસ્વી કો હિમાદ્રિથીય ઉગ્ર ત્ય્હા.'
'ધન્ય ત્હને, મહાભાગ! હિમાદ્રિની તપસ્વિની!
પૃથ્વીનુ અદ્ભુત ન્હાળ્યું, કાળનું ન્હાળ્યુ કૌતુક.
કહે કૈંક કથા સૌને હિમાદ્રિ-ગૌરવોની એ'
વદી એ યોગિની: 'આજે મધ્યાહ્ને મધ્યસૂયમાં
ગઈ હતી ગિરિઘાટે હિમાદ્રિ ઢૂઢવા, હરિ!
કરે કમંડળુ, માથે મોચલો મૃગચર્મનો;
પાયે પાંદડીઓ, હાથે હતો દડ તપસ્વીનો.
ચ્હડી હુ ગિરિના ઘાટે એકલી મૃગલી સમી.
વનો મૂક્યાં, ઝરા મૂક્યા, મૂકી મો પગદડીઓ,

હિમનાં વણખેડેલાં ખેતરોમાં ઝુકાવિયું.
ન્હોતી ત્ય્હાં કો દિશાદોરી, ન્હોતા ત્ય્હાં માર્ગસ્તંભ કો;
એક અફાટ બિન્દુ એ પડેલો હિમનો હતો.
અહો! ત્ય્હાં અદ્‌ભુત છે કૈં! પૃથ્વીમાં જે નથી બીજે;
હોય હિમાદ્રિ બીજા, તો હોય અદ્‌ભુત એહવું.
હરિ! એ ઢૂંઢવા ગૈ હું, હિમમાંના હિમાદ્રિને.
અદ્‌ભુતોનાં ખૂલ્યાં ત્ય્હાં તો મારે દ્વાર દિગન્તમાં.
માથે મંડપ દ્હેરા શો, મધ્યે યોગીન્દ્ર સ્તંભ શા;
ઝીલે જટાજટા માંહીં પડતાં પૂર પાણીનાં:
દીઠું દર્શન એ દેવી, પુણ્ય શું પૃથ્વીપાવન.
દીઠી હિમગુફા એહ ઘેરી બ્રહ્મગુફા સમી,
હતાં એ વ્યોમનાં વારિ? કે કૃપાસ્રોત બ્રહ્મનાં?'
'બાળા'! તું બડભાગી છો, અન્યનાં અધૂરાં હશે;
દીઠા હિમાદ્રિના નાથ, તાપસોના તપોધન.
અને બ્રહ્મકૃપા ભાળી અખંડ વર્ષતી જગે.
ભાખો ઉદ્ધવ! સંક્ષેપે ગંગાવતારની કથા;
ભાખો કપિલનો શાપ, ભગીરથ – પરાક્રમ.'
બોલ્યા ઉદ્ધવ આજ્ઞાથી: 'પીઓ સાધુ! કથાસુધા;
પીતાં કોણ ધરાયુ છે પિતૃઓનાં કથામૃતો?
ઉતારે જેહ સ્વર્ગેથી બ્રહ્મકૃપા શી ગંગને,
તેહ તારે જ ઉદ્ધારે ગુણાળા પિતૃગોત્રને.
પૂર્વે એક હતા રાજન્ પ્રતાપી ને પરાક્રમી;

દિશાઓ નમતી એને પાળ્યા દિક્‌પાળ શી સહુ.
હતા સાગરના સ્વામી રહેતા સાગરને તટે;
એ સગરના નામે કહેવાયો સિન્ધુ-સાગર.
સહસ્ર રશ્મિનાં જેવાં સહસ્રો કિરણો ઊડે,
સહસ્રો તનુજો રહેના સહસ્રાવધિ ગાજતા;
છલતી સાગરોર્મિ શા સાગરોર્મિ ભણી છલે,
ભરી-ભારેલી નૌકાઓ દિશાઓ ખેડતી હતી;
લૈ જતી પૃથ્વીમાં લક્ષ્મી, પૃથ્વીની લક્ષ્મી લાવતી.
કોક વેળા ભૂલ્યે-ભાવ્યે પુત્રોએ રાજગર્વથી,
કીધું કૈંક તપોભંગ તપેશ્વર તપસ્વીનું.
યોગભંગે ઋષિ કોપ્યા; એ કોપે કારમું કીધું;
સાઠે સહસ્ર રાજનના પુત્રોના પ્રાણને હર્યા:
ભરેલાં કુળનાં ધામ ખાલી ખંડેર થૈ પડ્યાં.
મહીમાં એમ મંડાણું શંભુના કાળકૂટ શું,
અયોગી ને યોગીઓનુ વેર વંશપરંપરા.
પછી એહ કુળે પાક્યો પુણ્યશ્લોક ભગીરથ;
પુત્રોમાં પુત્ર, વાત્સલ્યે વીર, તાપસ તાપસે;
'હિમાદ્રિને ઉખાડું ને મહાસાગરને પૂરું:'-
પૃથ્વી શા દૃઢ સંકલ્પે માંડ્યું રાજે મહાતપ.
મહાસાગર સોસાયો, તરંગાવળ ઓસરી;
પૃથ્વી ડોલી, ગિરિ ડોલ્યા, ડોલ્યા દિક્‌પાળ ઇન્દ્રના.
નિર્માણને ઉથાપન્તો જેવલ્લો જોધ જોઇને.

ધાયા મહેન્દ્ર; તો જોયો પુણ્યશ્લોક ભગીરથ.
મહાઅગ્નિ સમું ઉગ્ર નીર્ખીને તપ નિર્ગળ્યા;
વધ્યા દેવેન્દ્ર વાત્સલ્યે : 'પુત્ર! જા, હું પ્રસન્ન છું;
પાઠવું છું પુણ્યસ્રોત સ્વર્ગેથી સ્વર્ગંગંગને :
અમી પાશે ઉદ્ધરશે સમગ્રે પિતૃમંડળ,
મૃતસંજીવની ગંગા ગંગ છે લોકપાવની;
વહશે વિશ્વમાં નિત્યે બ્રહ્મની નેત્રસેર શી.'
પ્રસન્ન મનથી રાજન્ ગયા રાજગુરુ કને;
બૃહસ્પતિ સમા બોલ્યા, દિશાઓ વાંચીને ગુરુ :
'ધન્ય, રાજન્! ગોત્રભક્ત! સ્વર્ગેથી ગંગ લાવિયા.
ગોત્ર-સંજીવન અર્થે સંજીવની વહાવતા,
જેવલ્લાઓ જગે સાધે ગોત્રોદ્ધાર તપોધનો.
સ્વર્ગેથી પડશે ધોધ દેવોની દેવ-ગંગનો,
વિચાર્યું એક, રાજર્ષિ! પૃથ્વીમાં કોણ ઝીલશે?
મહાસંઘાતના ઘાતે પૃથ્વી જશે રસાતલે
હિમાદ્રિને હેમકૂટે પધારો, પુણ્યરાજવી!
મહાતપ ત્યહાં માંડો, કૈલાસેશ્વર રીઝવો;
સ્વર્ગેથી પડતી ગંગા સ્વયંભૂ એક ઝીલશે '
દ્રીધી ગિરિશિરે પિંડી, જલાધારી ભરે નભ;
રાગે માંડી તપશ્ચર્યા સ્વયંભૂની હિમાદ્રિમાં.
ને રાગરેશ્વર સ્થાપ્યા પૃથ્વી-સાગર-સંગમે;
ત્યહાં ગંગાસાગર-તીર્થે કૈલાસી છાંયડી પડી.

એ જ હિમગુફા એહ સ્વર્ગંગા જ્યહાં જગે પડે;
એ સ્વયંભૂ વડલા શા, જટાને જૂથ ઝીલતા;
ઝીલી પતનનાં જેમ કૂંળી વ્હે બ્રહ્મધારને.
'ધન્ય છે યોગેશ્વરનાં યોગિની! કીધ દર્શન.'
ગોત્રસંજીવની એમ પુત્ર-પ્રાક્રમની મહા,
ઉદ્ધવે ભાખી સંક્ષેપે ગંગાવતારની કથા:
'માનવવશને એમ માનવી તારજો!' કહી.
'એ ગુફાગંગોદકનું પિતા! આ છે કમંડળું
સ્વચ્છ પ્રાતઃપ્રભા શાં, ને તેજ શાં પારદર્શક.
વહી દેવવારિપૂર હસે છે ત્ય્હાં હિમાદ્રિ તો:
સ્થિરાવીને પૃથિવીને આભે તોરણ બાંધતો.
કને વ્હે જમનામૈયા, કાલિન્દી કાળપાવની.
મહાગૌરવશાળી કો?–ગંગા કે જમના જગે?
મ્હારા એ ભ્રમની, બાપુ! ભાગો ભુલભુલામણી.'
બાળાએ એ નિત્યપ્રશ્ન પૂછિયો કૃષ્ણચન્દ્રને.
હરિને કોયડો ન્હોતો કદી માનવપ્રશ્ન એ;
ગંગાઘાટે ઋષ્યાશ્રમો, જમનાઘાટમાં વ્રજ.
'ચારુ પ્રશ્ન પૂછ્યો; પુત્રી! પ્રશ્ન છે એ સનાતન,
ગંગા ને જમના જેવો, જૂનો ને જગપાવન.
ગંગા છે તપ ને જ્ઞાન કરે ત્રિલોકીનો જય;
જમના ભક્તિ ને યોગ, બ્રહ્મલોકની પ્રેરણા.
જ્યહારે એ જ્ઞાનગંગા, જમના ભક્તિમૂર્તિ એ,

પામે સંગમ પૃથ્વીમાં, ત્હારે ભાગીરથી વહે;
પછી ભાગીરથી એહ છાંટે સંજીવની જગે.
પુત્રી! ત્હેં વિશ્વની દીઠી કવિતા જગપાવની.
મહાદર્શન ત્હેં આજે, બાળ! ગંગોત્રીનાં કીધાં;
કાલે જમનોત્રી જૈને પામજે દિવ્ય દર્શન.
ગંગોત્રી-જમનોત્રીનાં સન્મૂળો છે કને કને;
પુત્રી! પારખવો સન્ધો અદ્રિ-આત્મ હિમાદ્રિનો.

પ્રસન્ન આત્માની પ્રચંડ પ્રેરણા
પામે જ સંજીવન શબ્દસંગમે,
અને ઊગે વિશ્વ પીયૂષપર્વણી;
મહાકવિતા પ્રગટે જ ત્યાહરે.

## અધ્યાય ૨ જો · કસ્તૂરી મૃગોમાં

ડોલન્તો દિલ-દેહનાં ઢળી જતાં ઝુંડો જડીબુટ્ટીનાં,
ઢોળન્તો જ વિભૂતિઓ દશદિશે લક્ષ્મીની લ્હેરો સમી;
ઘેરન્તો ગગનાંગણે વિધિલખ્યા કો સૃષ્ટિ સૌભાગ્ય શો,
ફોરન્તો હિમવાન બ્રહ્મવન શો દેવાંશી કો ફોરમે.

આવી એકાદશી એક હરિની ભાવપર્વણી;
પ્રભાતે ને પ્રભાસંગે હરિ ગયા મહાવને.
નિત્યનિત્યે સંઘ કાજે શ્રી હરિ ફળ લાવતા.
શૃંગો તો શિખરો જેવાં, દેવદારુ ધરે ધ્વજા;

વૃક્ષો લીલમના સ્તભો, વન એ હરિમન્દિર
આગે-આગે યોગળાંઝા પૂઠે પૂઠે હરિ પળે;
પડેલા વીણતા પાકા, આખો વૃક્ષોથી વેડતા:
વીણતી હરિની ઘેર, જાણે પ્રારબ્ધના ફળો
વનો ઝરે હિમાદ્રિના પાયમા વ્રજબાળના,
સાધ્વીના ગેરુના ઝોળા ભરે વ્રજકુમારીઓ
ઘટાએ ઘેરગભીરે ઝૂલતા પત્રઝૂમણા;
દિને ત્હ્યા દીસતી સન્ધ્યા, હતું રમ્ય મહાવન
વચ્ચે વચ્ચે આવતા'તા હરિના વરહાસ શા,
તળાવો પદ્મસોહન્તા, ચોકો પુષ્પોથી પાથર્યા
છલે આનન્દની છોળે માનવો ને મરોવરો
વીણે સૌસૌ નિજ ભાવે, સૌસૌ નિજગમ્યા વીણે,
વીણે વૃક્ષેથી પેખે તે જાણે કર્મફળો વીણે
અને ઉરસુગન્ધોથી વનોના-વનવાસીના,
કુંજો ગુફાઓ ઘગાઓ મ્હેક મ્હેક થતી હતી
અગમ્ય ઊડતુ કૈંક વાયુના પગથારમા,
બ્રહ્મ જાણે ઊતર્યો'તા ન્હાળવા બ્રહ્મની લીલા
વાયુતરંગના રંગે ડોલે કો પદ્મપાખડી,
એવી યોગિનીએ કીધી હરિને કરપલ્લવી
ગયા આગે વનચોકે ભક્ત આધીન ભૂધરા,
જઈ એ વનમા જોયુ અદ્ભુત ત્હ્યા હિમાદ્રિનુ
ઘન ઘનાછાયાઓમા, ચોકમા તેજનીરમા,

રમન્તાં હરિએ દીઠાં કસ્તૂરી-મૃગનાં ધણો.
પૃથ્વીગેંદો પરાગોની પૃથ્વીમાં ઘૂમતી હતી.
વાયુગન્ધો તેજગન્ધો વનગન્ધો મૃગોની એ-
ત્યહાં મહાસુગન્ધોના ફુવારા ફેરતા હતા.
કૈં પૂર્વાશ્રમની ઊર્મિ હરિને ઊછળી ઉરે.
એક થૈ બહુ વેરાણા ત્યાહરે બ્રહ્મશંખ જે
વાગ્યો'તો, એ ભર્યાભાવે પાંચજન્ય પૂર્યો હરિ
'આવો' 'આવો' કહે ઘોષ કહે અવ્યક્ત વ્યક્તને.
અનિલો ફરક્યા, ફરક્યા તરંગો વન-તેજના;
મૃગોનાં, મૃગબાળોનાં ચક્ષુઓ ચમકી ઊઠ્યાં,
શુક્રાહુંકારના જેવો ધીર ગંભીર સૂર એ,
વિધિની ફૂંકના જેવો, ગિરિઓમાં વહી રહ્યો.
આવી ત્યહાં યોગબાળાઓ યોગની દીવડી સમી;
કસ્તૂરીમૃગલાં ભાળી કસ્તૂરી શી સ્ફુરી વને.
લોચને કિરણો ફેર્યાં, મુખપુષ્પે સ્મિતો સ્ફુર્યાં;
આત્મા ફેર્યો, અંગ ફેર્યાં: બાળાઓ ફોરમો બની.
સુગન્ધો સમી બાળાઓ વને થૈ વનમલ્લિકા.
પેખીને માનવીસંઘ વૃક્ષ વૃક્ષે સ્હડ્યા મૃગો.
ફળો શાં મૃગ સોહન્તાં લટકન્તાં હીંચન્ત ત્યહાં,
જોતાં ગિરિવનો; આજે મૃગોએ અદીઠું દીઠું;
ન્હાળતાં કૌતુકનેત્રે મૃગો વૃક્ષેથી માનવી.
માનવી જગની શોભા, માનવી જગકીર્તિત;

વિજને જનતાને તો કૌતુક એ મૃગો ગણે.
ફૂલો નાંખ્યા,ફળો નાખ્યા,ન્હોતર્યાં ઓષ્ઠ ખસીએ,
માનવી પડખે ના’વ્યાં મૃગો એ વૃક્ષવાસીઓ.
ખોળે શું પૃથિવી કેરા માનવી છે ભયંકર?
ચ્હડેલાં ગગનડાળે માનવી ભડક્યા મૃગો
ઘટાઓથી ઘટાઓએ, ટાળેથી ડાળ, ઘૂમતાં
કોકની આંખમાં દીઠી દૃષ્ટિની આકરી કળી;
કૃષ્ણચન્દ્રે આણ દીધી : ‘હિંસા ન્હોયે તપસ્વીને.’
મ્હાલતા મૃગલાં, જેમ મ્હાલે આભલ-તારલા.
એવે ગિરિદેવી જેવી આવી ત્ય્હાં વ્રજયોગિની;
ઝૂલતું મૃગલુ કંઠે ઝાલીને શીર્ષસંપુટ.
ધાયો સાહેલીનો સાથ હર્ષહેલે વધાવવા;
ધાયા સુન્દરીના વૃન્દ હૈયે મૃગ રમાડવા.
ફુવારો ફૂટતા જેવી ઉચ્ચરી વ્રજબાળ એ :
‘લાવી મહાવનેથી આ ખિલોણુ ખેલવા હરિ!
ત્ય્હાં કો ગિરિગુફામાથી આવે છે ગિરિયોગિની;
મૃગોની ઘેર ઘેરે છે એને ન્હાવા જતા સરે;
વધાવે છે કસ્તૂરીથી માનીને વનદેવતા :
યોગની સાધના સાધી મ્હેંયે એ યોગિની સમી;
તાત! જડવત્ બેઠી, હુ થડ જેવી તરુથડે.
છુટ્ટી કેશાવળે બેઠી જાણે કો ગિરિયોગિની;
બની આરસની મૂર્તિ તપારૂઢ તપસ્વિની.

તપોજ્વાળ પ્રકાશી રૂહે દેવોનાં દેવદારુમાં.
ન્હાળી આશ્ચર્યની આંખે મૃગોએ યોગપૂતળી;
કો મૃગે મુજને પ્રીછી સાહેલી ગિરિપુત્રીની.
પુષ્પ શાં પગલાં લેતું, સાવધાન ધીરેધીરે,
ઊતર્યું રમવા એક મૃગલુ મમતાભર્યું:
પૃથ્વીખોળે ખરી જાણે આંબાની મ્હોર મંજરી.
પુષ્પ વીણી ધર્યું ખાવા, પપાળ્યુ મૃદુ હસ્તથી;
મગે મ્હનેયે રીઝીને છાંટ્યાં કસ્તૂરી-છાંટણાં.
એહ આ મૃગલું, તાત! એના પુણ્યપરાગથી
આ મહાવન મ્હેકે છે મ્હેકે છે આત્મ માહરો.'
મળ્યુ ત્યહાં યોગિનીવૃન્દ જોવાને વનકૌતુક;
પંપાળે કરને કોક પપાળે કોક પાયને.
હરિએ હૃદયે લીધુ ગિરિનુ મૃગલું, અને
ફૂંક મારી એક-એક એના અકેક લોચને:
'અખંડ કસ્તૂરી દેજે જનોને ગિરિને વને'
પછી પેલો વનચોક ફૂલોથી ફળથી ભર્યો;
વીરડે બાળકી જેવું ફળો એ મૃગલું ચરે.
ને પાયે સાવધતાને આવતાં મૃગલાં પછી;
અક્કેક વૃન્દને ઝીળી એક-એક ધરે હરિ.
ઘડીમાં તો વનવૃક્ષો, ઘટાઓ દેવદારુની,
ઢોળાણી હરિને પાયે વર્ષતી વાદળી સમી.
પછી તો વન વેડાણું, જાગ્યાં ત્યહાં મૃગનાં ધણો;

વ્રજનાં વત્સવત્સા શાં હરિને ઘેરીને ઊભાં:
પુષ્પોમાં પદ્મના જેવા મૃગોમાં મૃગ શ્રી હરિ.
હરિએ હળવી ફૂંકે, ધીરી – પદ્મપરાગ શી,
પાંચજન્ય પછી પૂર્યો મીઠા ને મૃદુ ઘોષથી;
વહે છે પુષ્પકુંજોમાં અનિલો અલિપાંખમા,
ત્યાહરે પરિમળો બોલે એવા મંજુલ બોલથી.
ઊતરે જગમાં જ્યહારે અદૃષ્ટો દૃષ્ટિને ભરી,
ત્યહાહરે પાયઝકાર એવા થાય અદૃષ્ટના.
બાળાઓએ ફળોફૂલો ઠાલવ્યાં ઢગ વાળીને;
ને ધણો મૃગલાંઓનાં ઢગેઢગે વળ્યાં ઘૂમી.
સુગન્ધો વનલક્ષ્મીના, મૃગોના, ફળફૂલના,
યોગિનીના, ને હરિના, મ્હેકતા’તા ગિરિ ભરી.
આત્માનંદ હરિ માણે એહ વનપરાગ શો.
સુગન્ધો વનલક્ષ્મીના, મૃગોના, ફળફૂલના.
યોગિનીના, ને હરિના, મહેકતા’તા ગિરિ ભરી.
એહ વનપરાગ શો, હરિ માણે આત્માનંદ?
મધ્યે ગાજે મેઘ જેમ, ને અભ્રો ફરતાં ઘૂમે;
એવો મૃગલાંનો ઘેર, મધ્યમાં હરિ મેહુલા.
ફૂલોની ને ફળોની ત્યહાં કીધી કોડે ઉછામણી;
હુલસાવ્યાં વનમૃગો, વિલસાવ્યાં મહાવનો:
બ્રહ્માનન્દ ત્યહાં રેલાવ્યો, પરાગોથી અગમ્યના.
રમાડયાં ગિરિવત્સોને, રમાડી વ્રજબાળને;

વહાવી દેવના ગન્ધો, રીઝવી ઓ તપસ્વિની
અગમ્ય જ્ઞાનના જેવા, વહતા'તા પરાગ ત્ય્હાં

પછી ઉછાળવા કાજે, એકે ઝોળી રહી નહીં,
હરિએ ચક્ષુથી ત્ય્હારે, ભળાવ્યાં મૃગને વનો.

'એકાદશી તપોબાળા! આજે આનન્દ પર્વણી;
વનાન્દે બ્રહ્માનન્દે વીતી આનન્દમાં વને.

આનન્દે આત્મને તર્પ્યો વનગન્ધો વહાવીને;
ઊજ્વો એ નિરાહારી હવે સૌ ' શ્રી હરિ વધ્યા.

વર્ષાની સ્વાત્મકસ્તૂરી જગત્ચાખુ! વધાવજો.
કણીથી કોમળા પાયે આવિયો સાથ આશ્રમે,

મીઠડા મંજુર બોલે બોલતો પાચજન્ય એ
લાડકી પુત્રી શું લાડી, મધુરી મધુરા સ્વરે,

યોગમૂર્તિ યોગિનીએ માર્ગમાં હરિને પૂછ્યું:
'આટલા આજ સો વર્ષે હરિ! શું વ્રજ સાંભર્યું?'

હિમાદ્રિની ખીણ જેવો ઊંડો શ્વાસ ભરી પછી
ગાભીર્યથી હિમાદ્રિના વનઘોષે વધ્યા હરિ,

યોગિનીના યોગ કેરુ, ને પરમ પ્રેમભક્તિનું:
'સાંભરશે વ્રજનાં વ્હાલાં વ્હાલ વૈકુંઠમાંય તે.'
ને પડઘો હિમાદ્રિએ પાડ્યો 'વૈકુંઠમાંય તે.'

હિમાદ્રિના હિમ, વનોની વિભૂતિઓમાં,
યોગેશ્વરોની અવધૂતિણી ધારી કન્થા,
કલ્પ્યો ન કો સુભગ માનવ-કલ્પનાએ,
આનન્દમૂર્તિ હરિ, નિર્મળ નિત્ય રમ્ય
આનન્દ નિરવધિ, માણી, મણાવતા'તા

## અધ્યાય ૩ જો • મહાતાપસ

બદ્રીકેદાર તીર્થે નરપ્રવર વસે, નિત્ય નારાયણે ત્ય્હાં,
કૈલાસે કાન્ત સોહે વિવિધ વિભૂતિએ યોગી યોગેશ્વરોના;
પ્હાડે શૃંગે ગુફાએ સર-વન-સરિતે તાપસો તાપસીઓ :
અન્તર્યામી ગિરિ તો ત્રિયુગનુ તપ છે; યોગમૂર્તિ હિમાદ્રિ.

સ્હવારે પ્રહરે બીજે મળી'તી સંઘમેદની,
હૈયા હિમાદ્રિ કેરાનાં ફળો શુ ઢગલે વળ્યાં!
હરિનાં મોરપીંછાં શો ઢળ્યો'તો હરિસંઘ ત્ય્હાં;
મોરની કલગી જેવા હરિ મધ્યે વિરાજતા.
થતા ત્ય્હાં વેદના ઘોષ, બ્રહ્મનાં વૃન્દકીર્તનો;
હિમાદ્રિ ગાજતો ઘેરુ શબ્દથી કૃષ્ણસંઘના.
{રિના આનન્દ કેરી સંઘ ઝરમરો ઝરે.
{ભાતે પહેલે પ્હોરે કૃષ્ણ ને પાર્થ બે સખા.
{પ તપતા ઊભા'તા કંઠઝૂલન્ત વારિમાં.
{ક્તિને-વૃત્તિને સેવી તપ સૌ તપતાં ત્યહાં.

સુભદ્રા ને રુક્મિણીએ ધાર્યાં'તાં યોગિની-રૂપો.
પછી અગમ-નિગમના ભેદો કેરી કથા થઇ.

ઉપનિષત્ વંચાતાં'તાં; શ્રી હરિ વાંચતા હતા;
ગિરિએ ગિરિએ બેસી યોગીન્દ્રો સુણતા શ્રુતિ.

મહાત્માઓ ઊતર્યાં'તા આભ-અગમ્ય દેશથી.
મન્ત્રોચ્ચાર સમાપ્યો, ને જામી પ્રશ્નોત્તરી પછી.

પુછાયા યુગ-પ્રશ્નો, ને અપાયા યુગ-ઉત્તરો.
પછી આગન્તુક ઊઠયો તેજસ્વી ચન્દ્રવંશનો;

આયુધે ને પરિધાને દીસતો'તો નવીન એ.
હતા સાગરના ઓળા અંગે ને એની આંખમાં.

'દૂર છે દ્વારિકા, સ્વામી! આવ્યો છું અર્ધપૃથ્વીએ;
દેવકીએ વસુદેવે ને પુરજન-પાઠવ્યો.'

પ્રીછયો'તો સહુએ, પ્રીછયો હરિએ, ને વદી ઊઠયાઃ
'અહો દારુક! તું આવ્યો! ભલે આવ્યો; ભૂલો પડયો?

દીધી છે મ્હોટી યાત્રા ત્હેં, મ્હોટું ફળ થશે ત્હને.
આવ્યો પશ્ચિમ-પાળેથી પૂર્વશૃંગે વીંધી મહી'

કૃતાંજલિ ઊભો વૃષ્ણી, વદ્યો વિનયવાણ એ;
સુણી એના આર્ત શબ્દો પ્હાડોયે દ્રવતા હતા.

"વાતેવાતે હરિ! વીત્યું વર્ષોનું પખવાડિયું;
હજારો સૂર્ય ને ચન્દ્ર ઊગ્યા તપ્યાય-આથમ્યા.

દેવકીજી ભૂલે માળા, ને ગણે ગત વર્ષને;
દીવડે દેવપૂજાને શોધે છે પટ્ટરાણીઓ.

પૂછે છે ખોખરે કંઠે, વિર્હી સાગરગોમતી,
પૂછે છે નરને નારી, 'હરિ ક્યારે પધારશે?'
દ્વારિકામાં આજ ગાજે અખંડ ધૂન એ, હરિ!
આત્મસૂના દેહ જેવી, ચન્દ્રસૂની જ રાત્રિ શી,
બ્રહ્મસૂના બ્રહ્માંડ શી, હરિ! છે તમ દ્વારિકા."
પાણી અલખનન્દાના આનન્દે છલતા હતાં;
ક્ષણુ દારુક બોલે એ અનન્દા થઈ નન્દિની.
હતાં હિમ હિમાદ્રિનાં, ને હિમ વનછાંયનાં;
ગિરિના ગિરિદુર્ગોમાં પડ્યાં હિમ વિષાદનાં.
પ્હાડોમાં પ્હાડના જેવા શ્રી હરિ શોભતા હતા;
હતા એ તપની મૂર્તિ, જોતા'તા ગિરિશૃંગને;
મુદ્રા વજ્રની, ને હૈયું દ્રવતું કોટિ ધારથી.
'પૃથ્વી ન્હાની, આભ મ્હોટાં; આભને પ્રશ્ન એ પૂછો.
માતા, પિતા, પુરજનો, પ્રગલ્ભા પટ્ટરાણીઓ,
એ અમ્બોધિ, ગોમતીએ: વર્તે છે ક્ષેમમાં સહુ?'
અજાણ્યા થઈ સર્વજ્ઞે ત્ય્હાં વાર્તાલાપ માંડિયો.
'વીર મ્હારા યોધરાજો, પુત્રો, પૌત્રો, સુહૃદ્, સખા,
ઘૂમે છે ને રંગ-છન્દે આનન્દે જગછેડલે?
સુધર્મા ધર્મની પાળ ગર્જન્તે સિન્ધુ પાળવે?
વન્દે છે વડીલોને, ને પૂજે છે પૂજનીયને?
યાત્રાવાર્તા અમારી સૌ કહેશે ઉદ્ધવજી ત્હને.
હજી જોયો જંબુદ્વીપ, ને આછો અધૂરોય એ.

સાત સાયર નવખંડો હજી દારુક! ન્હાળવા.
પણ દ્વારિકાવાસીને કહેજે આ કોલ માહરો :
અખંડવાસે વાસીશ હવે હુ દ્વારિકાપુરી.
ચાંપજે પાય માતાના, પિતાના, પુણ્ય વાછજે;
વ્હાલાં પુરજનો મ્હારા – કહેજે પાયવન્દના.
કહેજે, સિન્ધુ'સુકાતો મા, કહેજે, ગોમતી! ગર્જજે
વાયુ શા વ્યોમસંચારી દારુક! આજ તો અમે.'
હસ્યા રુક્મિણીઃ 'દારુક! હિમાદ્રિ જો, પછી જજે;
શૃંગેશૃંગે દેવ બેઠા, કુજેકુજે ઋષિમુનિ;
બેઠા છે હરિ તો જાણે સ્વર્ગમા સુર-સાથમા.'
સભા વેરાણી ને પાછી ઘેરાણી અતિથિ કને;
મળ્યે એ દ્વારિકાવાસી જાણે કે દ્વારિકા મળી.
હાલી ઊઠયા હતાં આજે હૈયામાંનાં મહાજળો;
હરિ ગયા હિમાદ્રિમાં ગિરિનાં ગૂઢ ખોજવા.
ચાલ્યા, ચાલ્યા, માર્ગ ભૂલ્યા; ગિરિના ઉરમાં ગયા;
મ્હડચા'તા વિશ્વચક્રાવે ગિરિને ચક્ર ઘૂમતાં.
પ્હાડ ખેડયા, વન ખેડયાં એ ચિન્તન સુદર્શને;
ઘટાઓ ને બખોલોમાં શોધતા ધર્મશાસ્ત્ર કો.
દૂરથી ત્ય્હાં ગુફા દીઠી ગિરિની કાળી કીકી શી,
વેલીએ દ્વાર ભીડયા'તાં, ફૂલડે ઉંબરો પૂર્યા.
ઊભા જૈને ગુફાદ્વારે ભિક્ષાભાવિક થૈ હરિ,
પૃચ્છાની દૃષ્ટિ પ્રેરીને જોયુ અન્ધારના ઉરે.

દીઠી તેજસ્વી મૂર્તિ ત્ય્હાં–ખાણુમાં હીરલા સમી.
'આવો' એકાક્ષરી મંત્ર ઉચ્ચાર્યો એ તપેશ્વરે.
જગહિતસ્વી હરિતેજે અધારાં ઊજળાં થયાં.
શ્રી હરિ પ્રણમી બેઠાઃ પુણ્યવારિ પીધું પછી;
દીધું તે પુણ્યનું પુષ્પ મસ્તકે હરિએ ધર્યું
"જાણું છુ આવી છે આજ, આપને નવ હોય એ,
વિશ્વમાં વિચરો છો, તો વેઠો વિશ્વ-ઉપાધિઓ.
સૌ જાણ્યોપ્રશ્ન પૂછુ છુ 'આત્મા કે દેહ માનવી?' "
હસ્યા શ્રી હરિ તો હાસ્ય ગેબનું, ને વદ્યા પછીઃ
'મા મનોવેદના મ્હારી એ પ્રશ્ને ઉપહાસશો;
દેહ તો માટીની માટી, આત્મા બ્રહ્માંશ બ્રહ્મ તો.'
વદી પછી ગંભીર વાણી, જાણે હિમાદ્રિ બોલિયોઃ
'જાણો છો; કહેવું શુ મ્હારે? જ્ઞાનના પણ જ્ઞાન છો;
મેધા છો મહામેધાની, ધર્મના પણ ધર્મ છો.
પ્રાણ પોષ્યા, આત્મ તપ્યો, ઉતાર્યો બ્રહ્મ આંગણે,
વહાવ્યા પુણ્યના સ્રોતો, ભર્યાં અમૃતસાગરો.
પ્રારબ્ધી પૃથ્વીને કીધી, ઉદ્ધાર્યો યુગયોગને,
ધર્મદિગ્વિજય કીધો; પધારો દ્વારિકા હવે.'
સુણી આશ્ચર્ય એ કૃષ્ણ આશ્ચર્યબોલ બોલિયા;
'શા આ તપેશના શબ્દો! શો આ મન્ત્ર હિમાદ્રિનો
આપ હિમાદ્રિના આત્મા, તાપસોના તપોધન;
મ્હને શુ ગુજ પ્રતિજ્ઞાથી ચળાવે અચળાચળ!'

જાણે ગંગા વહે એવા શ્રુતિ-શબ્દો પડ્યા પછી;
'શ્રી હરિ! પ્રશ્ન પૂછ્યો મ્હેં, આપે ઉત્તર ઉચ્ચર્યો;
મન્ત્રે મન્ત્ર સમાયો એ, અણુમાંહી વિરાટ શો.
હજારો નદીનાં નીર પૂરે સાતેય સાગરો;
અને આભે રમન્તો આ મેઘ એ નદીઓ પૂરે:
ભર્યો આપે મહામેઘ, સાતે સિન્ધુ ભર્યા ન શું?
અંગોને ઇન્દ્રિયો પ્રેરે, પ્રેરે ઇન્દ્રિયને મન;
મનનોયે મનોદેવ અન્તર્યામીની પ્રેરણા:
આપે એ પ્રેરણા પૂરી, નથી પૂર્યાં શું અંગને?
દેહમાં મસ્તક પદ્મ, એ પદ્મે બ્રહ્મરન્ધ્ર છે;
પ્રાણ યોગેશ્વરોનાયે રહે છે બ્રહ્મરન્ધ્રમા:
બ્રહ્મરન્ધ્ર ભર્યું આપે, ને હજી પ્રાણ ના ભર્યા?
હરિ! એ આપનો ધર્મ – પૂરવી પ્રાણ-પ્રેરણા.
મૃગોમાં તાપસો કાલે રમતા'તા-રમાડતા;
સુગન્ધો સંગ્રહી લેતા; કહો એ કસ્તૂરી-મૃગે
કસ્તૂરી પુટમાં છે? કે કસ્તૂરી અંગઅગ્રમાં?
મેઘને ભરવો એહ છે મહાધર્મ ઇન્દ્રનો;
આત્મને ભરવો એહ આપનો ધર્મ શ્રી હરિ!
છે આર્યાવર્ત તો આત્મા વિશાળા પૃથ્વીદેહનો.
નવખંડે જંબુદ્વીપ, જમ્બુદ્વીપે હિમાલય;
જગે બીજો હિમાદ્રિ હો, તો બીજો ધર્મ આપને.
ભર્યો છે કાળને આપે; ભર્યો ત્રિકાળને ભર્યો.

પુણ્ય ને જ્ઞાન ને ધર્મ - છે આર્યાવર્ત પૃથ્વીનાં;
એહ છે પૃથ્વીનુ કેન્દ્ર, હૈયુ, હૈયેય હીર શો;

હૈયામાં હીર સ્થાપે એ અગોને નથી પોષતા?
વસે છે મન્દિરે દેવ હિમાદ્રિ પૃથ્વી-મન્દિર.

પાણી ક્‌હ્યાં પાય છે વૃક્ષો? પાંદડે-પાંદડે? મૂળે?
મૂળને પાણીડા પાયાં, માળી છો બ્રહ્મવાડીના.

તો તો, દિગ્વિજયી દેવ! પધારો દ્વારિકા હવે.
ધર્મના મેઘ વર્ષાવ્યા, વહેશે પુણ્યના નદો;

ફેરશે માનવવશ, ને લજ્જાળો કળિ થશે.
વિશ્વ-વિજયને ડંકે પધારો દ્વારિકા, હરિ!'

હૈયાબોલ હરિએ એ ઝીલ્યા, ગંગોત્રી-બોલ શા;
આલોચ્યા,વેણુ વાગોળ્યાં;ઘૂંટયાં,ઘૂંટીઘૂટી પીધાં:

જાણે નિતારી નિતારી હિમાદ્રિસારને પીધો.
વદ્યા કૃષ્ણ પ્રણામીને પ્હાડ શા નિશ્ચયે પૃછી:

'બોટયાંઆયોગનાશાસ્ત્રો,બોટયાઆગિરિનાંતપો
તપેન્દ્ર! વસજો વાસ ચિરજીવ હિમાલયે.

શિક્ષા જગમૂંઝાયાને આપજો આત્મ-સાન્ત્વની.
હિમાદ્રિના શૃંગ જેવા આપ જગ-અલિપ્ત છો.

દેવાધિદેવ હિમાદ્રિના! નારાયણ! નમો નમઃ.'
ધર્મના સ્તંભને વંદી એ યુગ યુગ-મૂર્તિને,
પધાર્યા આશ્રમે પાછા હરિ ધર્મધુરન્ધર.

પડતો પાયે હિમાદ્રિ મેઘ ત્ય્હાં છત્ર ધારતો;
પદ્મ શી પ્રફુલ્લી પૃથ્વી પ્રકાશ્યાં પ્રોજ્જ્વળાં વનો.

અગમનિગમનાં નિતારી સત્ત્વો
ગગનગુફા ગહ્વરી નિચોવી તત્ત્વે,
વર ગિરિવર મન્થી મન્થી લીધું
નવનીત એ વિધિમન્ત્રનું હરિએ.

•

## અધ્યાય ૪થો · હિમાવન્તનું ગર્વહરણ; અનન્તદર્શન

ઉછાળી કેશાવળ શાં ગહાવનો
દન્તો–નખો શા ઝરતો મહાઝરા,
ને શૃંગ-યુગ્મો ચમકન્ત નેણ શાં;
હતો હિમાદ્રિ વર વિશ્વસિંહલો:
ભર્યોભર્યો, ભીષણ, ભવ્ય, અદ્‌ભુત.

સન્ધ્યાકાળે આર્તિવેળા ગર્જ્યો'તો ગિરિ તે દિને
ઘંટાથી શંખથી, ત્હારે ઉદ્ધવે કીધ ઘોષણા:

'આદ્ય - બીજ કરી સંઘ ગિરિથી દ્વારિકા જશે.'
વિસ્મય–શ્રદ્ધાને નેત્રે સંઘે એ ઘોષ ઝીલિયો.

આનન્દે કીર્તને વીતી રાત્રિ એ કૃષ્ણ-સંઘની;
કૈલાસે એ મહાઘોષે ધૂર્જટિને જગાડિયા.

પછી પ્રભાતની પૂર્વે પ્રભાની પાંખડી પડી,
સજ્જ થૈ દારુકે ત્ય્હારે કૃષ્ણચંદ્ર કને ગયો.

શ્રી હરિ તો હતા ત્‌હારે કંઠસોહન્ત વારિમાં;
નિજ શીર્ષે પાર્થ પાણી ત્‌હાં અભિષેકતો હતો.
'હરિ! હું જાઉં છું; જૈને આનન્દાવું છું દ્વારિકા;
વસન્તે ફૂલડાં ફૂલ્યે હરિ ઘેર પધારશે.'
અને પવનની પાંખે દારુક દ્રવતો દિસે,
જાણે ગરુડની પાંખે બેઠો એમ ઊડ્યો પછી;
ઓળંગી ગિરિનાં શૃંગો ગયો સાગરની સીમે.
ને એને પૂર્વશૃંગેથી પાળે પશ્ચિમની જતો.
કોપનેત્રે રહ્યો નીર્ખી હિમાદ્રિ માનભંગ શો.
પછી આવી માઘણીજ, ચંદ્રની પાંખડી પડી;
પૂજ્યા નારાયણ દેવ, પૂજ્યા નર નરોત્તમ.
પૂજ્યાં વનો પૂજી ગંગા; પૂજ્યાં તાપસ-તાપસી;
પૂજ્યાં હિમાદ્રિનાં પૂજ્યોઃ સંઘ પંથે પડ્યો પછી.
ત્‌હાં ઊભો હતો આડો હિમાવન્ત મહાગિરિ,
પૃથ્વી ને વ્યોમ વચ્ચેનું ભરીને અન્તરિક્ષને;
જાણે આભલની કોરે બાંધી અવનીની સીમા.
પૂછ્યું પાર્થેઃ 'ગિરિરાજ! દુર્ગ શા યાત્રી-સંઘને?
કોટ શા પુણ્યપંથીને? આડ શી ધર્મવીરને?'
ધુણાવી વનની માળ બોલ્યો ગિરિ ગુફામુખેઃ
'ગિરિનાથે ગિરિદેવ કૃષ્ણ દેવાધિદેવ છે;
હરિને દુર્ગ ના હોય, ગિરિ છે દુર્ગ અન્યને.'
સૌમ્યકંઠે સૌમ્યશબ્દે બોલ્યો માર્દવ પાર્થ ત્‌હાંઃ

'ગર્વે હિમાવન્ત! શે આ યાત્રીને અવરોધને?'
'ગયો દારુક ગર્વિલો, ના નમ્યો ગિરિઆત્મને;
હર્ષઘેલો હતો વૃષ્ણી, હર્ષે ભૂલ્યો હિમાદ્રિને.
ઓળંગે એ યાત્રી જાય.' કહ્યું ક્રોધે હિમાલયે.
ઊભો ગિરિ મહાકાય ગર્વે આભલમાં ચ્હડી;
વ્યોમ ગાજન્ત એ ઘોષ સાંભળ્યો રામસેતુએ.
સુણી એહ ગિરિશબ્દો યાત્રીને અપમાનતા
સંકલ્પ હરિએ કીધો હિમાદ્રિ ઉથલાવવા.
ગોરમ્ભી ભમ્મરો ભવ્ય, ગોરમ્ભતી ક્ષિતિજ શી;
પડયાં કરચલિયાં ભાલે, મેઘરેખાવળો સમાં;
નિહાળી એ આભ જોતો મહાકાય નગેન્દ્ર ત્ય્હાં
સદેહે આવીને ઊભો મૂર્તિમન્ત હિમાલયઃ
કૃષ્ણચન્દ્રની સન્મુખે ગિરિ ઊભો કૃતાંજલિ.
પૃથ્વીની ઉન્નતતા એ, આભનુ ગિરિગૌરવ,
ભક્તના ભક્તિના ભાવે શ્રી હરિને ગિરિ વદ્યો.
'ઉથાપી મુજને, નાથ! સિન્ધુ પૂરો, હું કયાં પછી?'
હરિ બોલ્યા હસી ઘેરુઃ 'ઘટે હિમાદ્રિ! આ ત્હને?
બ્રહ્મનાં બાળકો જેવાં યાત્રીને અવરોધવાં?
ઊર્ધ્વગામી આભસ્પર્શી જેવાં ત્હારે મહાવનો,
બ્રહ્મગામી બ્રહ્મઅંશી એવા મ્હારેય યાત્રીઓ.
તીર્થો હૈયાકણો મ્હારાં, તીર્થ મુજ આત્મના અણુ;
ને કણુ ચણનારાં એ તીર્થના મુજ તીર્થીઓ.'

વળી વિચાર્યું હરિએ: 'રેખા જેવો અનન્તની,
અભેદ, એકલથલો, અદ્રિરાજ નગેન્દ્ર આ:
ન પ્રીછે કે પરમાણુ એક છે એ અનન્તનું'.
પછી મેઘઘેરે કંઠે એ મહાકાયને કહ્યુ:
'બ્રહ્માની પાંખડી જેવી આંખડીમાં ગિરીન્દ્ર જો;
જોશે બ્રહ્માંડ ત્હાં, જોશે બ્રહ્મ બ્રહ્માંડસાથીને:
અને અનન્તે લ્હેરન્તા બ્રહ્મન્ બ્રહ્માંડથી પરા.
ઘુમાવી ચક્ષુને વિશ્વે ઘુમાવીને અસીમમાં,
ઘુમાવી મહાબ્રહ્માંડે જો પછી મુજ કીકીમાં;
અને અનન્તના ઘાટે ન્હાળ ત્હાં તાહરી છબિ.
મહા મ્હોટો હિમાદ્રિ તું અણુ છે એક વિશ્વનું.
ક્ષણુ થંભ્યો; જરા ઝંખ્યો; કમ્પિયો કોક કમ્પથી;
ને નિહાળ્યું હિમાવન્તે હરિના કીકીગોળમાં;
દીઠો અનન્ત ત્હાં ઊભો એક કિરણબાણ શો.
અનન્તે પાંખડી પ્રોઈ કીધું અનન્તદર્શન.
નિહાળ્યો મહદાકાશ સમાતો એહ ચક્ષુમાં;
કીકીકુંભ નિહાળ્યો એ બ્રહ્માંડ-અંડ જેવડો.
વ્યોમના પડદા ફાટે, ફાટે દુર્ગો અગમ્યના,
વિશ્વ ગહનતા ખોલે, એવું દીઠું પરમ્પરમ્.
ન્હાળ્યાં દેવો દેવગંગા, ન્હાળ્યાં આભ અનન્ત ત્હાં;
વિરાટ અણુમાં ઊગે એવું થયું હિમાદ્રિને.
હતા ત્હાં સૂર્યના સૂર્યો, ગ્રહો, નક્ષત્ર, તારલા;

બ્રહ્માંડો આંખમાં ઊડે ને લ્હેરે બ્રહ્મસાગર.
દીન મુખે દેવવાણે પ્રાર્થ્યો ને પ્રણમ્યો ગિરિ;
ઉચ્ચર્યા હરિના મન્ત્રો ઉચ્ચર્યા સ્તોત્ર બ્રહ્મના:
મહાઘોષ પડ્યા એના પડઘા લોકલોકમાં.

'અહો પરબ્રહ્મ! બ્રહ્માંડમૂર્તિ!
સહસ્રશીર્ષાળ નેત્રાળ કોટિધા!
અણુઅણુએ પગલી પાયની છે;
નમું, પ્રણામું, વન્દું વળી હું.
બ્રહ્માંડ અકૂકેક જ અંગઅંગમાં,
ઘૂમે-રમે પૃથ્વીઓ રોમરોમમાં;
અમ્ભોધિ નીલું નભ પાંપણો મહીં;
કિરીટમાં છોગલું સ્વર્ગગંગનું.
ભરી દિશામંડળ લોકલોકને
દશાંગુલો પર છલકી ઊભા છો;
ઉલ્લંઘી આભોની અસીમ સીમા
ગાજો છ, બ્રહ્મન્! મહદાકાશપાર.
પાયે વીંટાયો વડો ભૂતકાળ,
કરે ઝરે છે સ્વયં વર્તમાન;
ભવિષ્ય છે શબ્ય જ ભ્રમ્મરોમાં:
ત્રણેય કાળો નત મસ્તકે નમે.
અનન્તના આંગણુમાં રમો છો,
નિઃસીમની સીમ વટી ઘૂમો છો;

અનન્ત ને સાન્ત, અસીમ-સૌયે
છે એ રમણ-વાટિકા આપની જ:

સ્રોતો સર્જનના, પૂરો પ્રલયનાં,
ઋતુ-ઋતુએ વિભુ! સૌ વહાવો;
અહો, તારા, સૂર્યમાળા, ધૂમકેતુ,
વિધાત્રી કેરી પ્રેરણા એક આપ.

પૂર્વે હતી એક અખંડ તમિસ્રા,
અન્ધારનાં આભ, ને આભના થરો;
કીધી તમિસ્રા ત્હમે તેજતેજ:
છો જ્ઞાન સૌ જ્ઞાનવિજ્ઞાનના યે.

અનેક સૂર્યો જ, અનેક ચન્દ્રો,
અસંખ્ય પૃથ્વી, અગણિત તારલા;
અનન્તની ઘટમાળા ઘૂમે: ત્હાં
છો આપ વિશ્વે એક ને અદ્વિતીય.

અગ્નિ તપે છે આપના અગ્નિથી જ,
ઉષા ઊગે છે આપના બ્રહ્મવર્ણથી;
છો સૂર્યના સૂર્ય; છો તેજ તેજના:
જીવન જીવોનું દેવત્વ દેવનું.

નિહારિકાના ગોટ પ્રસન્ત પૂર્વે,
કીધાં એનાં કારમાં તેજણિઓ:
એ સૂર્ય, એ ચન્દ્ર, એ લોક, આભ એ,
ગેંદો સહુને આપ ઉછાળનારા.

આકાશને મોતી હિન્ડોળ બાંધી,
મધ્યે દિશાકાળની સાંધી સાંકળો,
અખંડ ડોલે ઉદયાસ્તને, હરિ!
સૃજન પ્રલયનો ઝૂલો ઝુલાવો.

ગુફામુખો કાડી પાતાળ ઘેરા શાં
દાણા પેરે કાળ જીવો ચરે છે;
એ કાળનેયે અંગુલિએ રમાડો :
છો જી મહેકાળ જ કાળના ત્હમે.

ગૂથી-ગૂંથી પાંખડી સૂર્યમાળની,
ત્રિકાળને દોર ગ્રહો પરોવીને,
અનન્ત બ્રહ્માંડનાં ફૂલડાં ગૂંથી,
હરિ! ધરો છો વૈજયન્તી માળ એ.

ક્ય્હાંકે હશે અન્ત અનન્ત-અન્તે,
આદિ હશે ક્ય્હાંક અનાદિ આદિમા;
અનન્તના બેઉ ભરી જ આરા.
વિભો! ઊભા છો હિંડોળ ડોલતા.

બ્રહ્માંડની બ્રહ્મકવિતા ત્હમે છો,
બ્રહ્માંડના છો પરમ શાસ્ત્ર આપ,
હતું, થશે ને થાય છે–એ ત્હમે છો;
વિશ્વના શાશ્વત કલ્યાણ-મન્ત્ર છો.

ઋષિ-મુનિની શોધી વળી જ મેધા,
સર્વે વિરામ્યા 'નેતિ' 'નેતિ' વદીને;

ન આદિ કે અન્ત, ન મધ્ય પામ્યા :
ત્હમે સ્વયં છો વિશ્વવિરાટમૂર્તિ ?

દિશાઓમાં શમ્યો શબ્દ હિમાદ્રિસ્તોત્રનો મહત;
શીખ-બોલ હરિએ બે હિમાદ્રિને કહ્યા પછી:
'ગંગાને અવરોધી ત્હેં, જમનાનો કીધો જય;
બદ્રીકેદાર બન્ધુને પૂર્યો છે ગિરિગહ્‌વરે.
ખરું; વિસ્તારી પૃથ્વી છે, પ્રૌઢ એ પગથાર છે;
આભને આંગણે પૃથ્વી વાએ વળોધ્યુ પાંદડું :
હિમાદ્રિ ! એ પૃથ્વીમાં તું ચંદ્રની બીજકાતળી.
અને નિઃસીમમાં વ્હેતી સીમાઓ સાંકળી વડી,
સાગરે સરિતા જેવો ઢળે આભ અનન્તમાં:
એહ અનન્તને દેહે રોમરોમાવળે તું છો.
યાત્રીઓ મુજ પાંખો છે, યાત્રીઓ બ્રહ્મહંસલા;
બ્રહ્મગામી યાત્રીઓ તો તીર્થો છે બ્રહ્મતીર્થના.
મહાકાય ગિરિ છો તું, પૃથ્વીનો રૈવતાચળ;
પૃથ્વીને મન્થનહારો : ત્હોયે બ્રહ્માંડનો અણુ.'
ઉઘાડચા હરિએ આભ, દાખી ઊંડી અનન્તતા;
હેરે હેરાય ને વિશ્વે અલ્પ શો હિમવાન એ.
દીઠા અનન્તના આરા, નિ:સીમની સીમા દીઠી;
ને કલ્પના પરું દીઠું, દીઠું અનન્ત પારનું.
નમિયાં શિખરો પ્રૌઢાં, નમિયાં એ મહાવનો;
નમિયા નીરના પોધ, નમિયાં તેજછોગલાં.

અણુથીયે અણુ થૈ એ મહત્તા હિમવાનની;
જગનો એ મહાસ્તંભ દંડવત પાયમાં પડ્યો.
વદ્યો આર્જવનાં વેણુ શ્રી હરિ શું મહાગિરિ:
'આપું છું માર્ગ કોરીને હરિ! હુ ગંગબ્હેણુને;
અને યુગેયુગે ત્હાં થૈ યાત્રીઓ આવશે જશે.
સંકોરું છું ગંગાઘાટ, ભવગંગા તીરે–તીરે.'

અને હજારો પછી વર્ષ વીતિયાં;
ગંગા ઢળે, હિમ ગળે, તથાપિ એ
ઉદાર ભાવે, ઉર હાલવી, હવે
આતિથ્ય અર્પે ગિરિ તીર્થતીર્થીને.

## અધ્યાય ૫ મો · જળક્રીડા

ઝીલીઝીલી વાદળી આવતી-જતી,
ને સ્પર્શી-સ્પર્શી વડું વ્યોમમંડળ;
કલ્યાણ વીણી, ગિરિથી વળ્યાં સહુ:
સંઘે કીધી ત્હાં અનભેની ઘોષણા.

ગિરિએ પટ સંકોર્યો, હરિ એ દ્વારથી ગયા,
માટે એ હરિદ્વાર; ગંગા ત્હાં વાદળે વહે:
અઢળક ઢળે જાણે સ્વર્ગનાં પુણ્ય પૃથ્વીમાં,
આરોહી ગિરિને સ્કન્ધે, મહાઅદ્રિની ભમ્મરે,
ત્હાં થઈ તીર્થીઓ તીર્થે જાય વારિ તટે તટે:
પાંડવો પણ એ પન્થે અન્તે હિમાદ્રિએ ચઢ્યા.

મૂકી ગંગાજીના ઘાટ, મૂકી ઋષ્યાશ્રમો વનો,
વિલાતા વ્રજના ભાવે દૂરથી કરી દર્શન,

'સંહાર' 'સંહાર' ગર્જન્તા કુરુક્ષેત્રે ગયા હરિ.
ધૃતરાષ્ટ્ર ને ગાન્ધારી કુન્તાજી ને વિદુરજી,

મહાયુદ્ધ પછી રૂહેતાં ત્ય્હાં બ્રહ્મારણ્યતીર્થમાં.
નિર્ગળ્યાં પગલે પાર્થ જતો હરિની છાયમાં.

રાત્રિ વિદુર શું ગાળી; ને ઘૂમ્યા રાત્રિઓ વને;
સુણી વળી રણહાક નિત્યની કુરુક્ષેત્રની.

ગીતાજી ત્યહીં ગાયાં'તાં, ઊભા ત્ય્હાં જઇને હરિ;
પિતામહની પરીખાની કોડે કીધી પ્રદક્ષિણા.

રીઝવ્યા સંગ્રામદેવ અર્પીને વરદાનને,
'શાન્ત થા, સ્વસ્થ થા કૈંક.' ભાખિયું યદુનન્દને;

'ચન્દ્ર ગ્રેશે સૂર્ય ત્ય્હારે સૌ ત્હારે તીર્થ આવશે.'
શામ્યા એ સંગ્રામદેવ, શમી એ યુદ્ધ-ઘોષણા;

ગાજે વર્ષે પછી ક્ય્હારે નિત્યની રણહાક એ.
હજી કહે છેઃ 'કુરુક્ષેત્ર છેલ્લું જ ધર્મક્ષેત્ર છે.'

નેત્ર શું નેત્ર ચાંપીને, હૈયે હૈયું ભીડી ભીડી,
'વૈકુંઠે વીસરશો મા' વદી વિદુરજી ઢળ્યા.

ધૃતરાષ્ટ્ર ગાન્ધારીને ભાવે પાયે પડી પૂજ્યાં;
'જગે ભોગવવાં ભાગ્ય.' કહી માર્ગે પડ્યા હરિ.

બ્રહ્માવર્તથી બ્રહ્મન્ એ સિધાવ્યા દ્વારિકા ભણી.
લોચને જગની લક્ષ્મી, અંગે કલ્યાણ વિશ્વનાં,

ઉરે આનન્દના ઓઘ; વિશ્વમૂર્તિ હતા હરિ.
પુષ્પ-પગલે પૃથ્વીના યોજનો માપતા જતા;
પુણ્યને વેરી-વેરીને કરતા પૃથ્વી પાવન.
દીઠી ત્હાં ગિરિઓ મધ્યે પુષ્પે પુષ્કરણી ભરી.
મધ્યમાં ગિરિનો દંડ, ઘેરાવે ગિરિમંડળ;
ત્હાં ગિરિશિખરે વાસો કીધો પુષ્કરણી-તટે:
સરપાળે મોરલો બેઠો ઢાળી કલાપની કલા.
વિશ્વની નીરખી લીલા ઉરે-આનન્દતા હરિ.
કૃષ્ણે વાંચ્યા ગિરિમન્ત્રો, વાંચી એહ સરોર્મિઓ;
નીરમાંની વીજ વાંચી, વાંચ્યા અક્ષર વીજના.
ત્હાં હતા વીજલિપિમાં માનવતાનાં બળાબળ.
ચન્દ્ર ઊગ્યો પૂર્ણિમાનો પૂર્ણચન્દ્ર નિહાળતો;
પૂર્ણિમાની ચંન્દનીમાં સઘની ત્હાં સભા મળી:
ચોમેર હંસનાં પિચ્છો, ને વચ્ચે હરિહંસલા.
ઊઠ્યો એક યાત્રી,બોલ્યો:'એ જ આ ભૂમિ,આ સર;
મેનકાએ તપોભંગ જ્યહાં વિશ્વામિત્રનો કીધો.
વિશ્વસૌન્દર્ય શું વિશ્વે છે તપોભંગ કારણે?
નિવારો હરિ! નિઃશેષે કુશંકા એહ માહરી.'
સૌન્દર્યસંસ્કારિતાનો પૂછ્યો માનવપ્રશ્ન એ.
હરિએ ચન્દ્રમાં જોયું, ને નેત્રે પીધી ચન્દ્રિકા;
ને રસ સૌન્દર્યનાં ત્હાં ઉચ્ચાર્યાં નિત્યસૂત્રને:
નિત્ય રહોતાં ચન્દ્રવર્ણા, ને ગંગા સમ પાવનાં.

'રસ છે પુણ્યવર્ણો ને પુણ્યવર્ણી રસિકતા;
નથી અપુણ્યતા પુણ્ય, અપુણ્ય છે બીભત્સતા.
બ્રહ્માનન્દ સમો શુદ્ધ રસાનન્દ જ છે પરમ.
રસ તો છે હૈયાભાવ – સુધા એ આત્મકુંજની;
વિલાસો ને વિહારો છે પલ્લવપુષ્પ કુંજનાં.
દેવો રસસુધા માણે માનવી પુષ્પપલ્લવો;
માણે છે અસુરો મેલી કર્દમે પડી પાંખડી.
મેનકાએ લીધું-કીધું ભોગવ્યું એ શકુન્તલા;
હારીયે એ, જીતીયે એ; તાપસી–ઈશ્વરીય એ.
રૂપને તપપુત્રીએ ધોયું તપે તપોવને;
તાપસીનો રાજપુત્ર ચક્રવર્તી થયો પછી.
માનવી મનના મન્ત્રો લખે છે વ્યોમ-વાયુમાં;
વિધિના લેખના મન્ત્રો લખાયે પ્હાડ-અક્ષરે.
વિલાસી વાસના ભાર્યા, रसिकाः कामवर्जिताः; (પ્રાચીન)
જ્યાં સુધી છે વિશ્વામિત્રો, ત્યાં સુધી મેનકા જગે.'
ભૂત શો, ભૂત ભાળ્યા શો, ભમતો-ભમતો ભૂમાં,
આવ્યો ત્ય્હાં પ્હાડ શો પાર્થ, આંખો પૂનમચન્દ્ર શી.
'નેત્રોમાં પાર્થ! પૂર્યા શું ચન્દ્રમા?' પૂછતા હરિ.
પાર્થે કથા પૂર્ણિમાની પ્રણમીને કહી પછી:
'ગયો'તો ઘૂમવા સ્હાંજે ગિરિ-ગિરિસરોવરે;
પુણ્યે ત્ય્હાં પુષ્કરણીમાં રમન્તી દીઠી અપ્સરા.
પુષ્પો મારે–ઉછાળે સૌ નેત્રે ભાલે મુખે ઉરે.

સરમાં હરિ! આવી છે મેનકા જળક્રીડને;
આવી સાહેલીઓ સંગે અહીં પુષ્કરણીજળે
ધરિત્રીએ ગિરિનો આ વાળ્યો અંબોડલો, હરિ!
અને અંબોડલે એહ બેઠા છે ચારુ ચન્દ્રમા.
ચન્દ્દીનીની વેલો જેવી તરગાવળ નીરની;
પુષ્પો એ ચન્દનીપુષ્પો, આરાઓ ચન્દની-લીંપ્યા.
લૈને સાહેલીનો સાથ મેનકા ઊતરી જગે;
પૂર્ણિમામાં પૂર્ણિમાઓ આવી શુ સરનીરમા!
ચન્દ્રની વેલીઓ માંહીં ઊગી શું ચન્દ્રવેલીઓ!
તરન્ની જળમા જાણે પુષ્પોમાં પુષ્પપૂતળી
નારીને નારીના મોહ હરિ! થતા હશે કદી?
એક બાળા તટે ઊભી મોહી'તી એહ રૂપમા
આજે અદ્દભુત દીઠું એ હરિ! સૌન્દર્યનુ સર;
એહ પુષ્કરણીપુષ્પે રાર્જિષિયે ભૂલા પડ્યા.
જળનુ કે મોહિનીનુ છે એ ચન્દ્રસરોવર?'
માનવીની માનવતા રૂપની મોહિની સ્મરી
પાર્થના બોલથી એહ કૃષ્ણચન્દ્ર હસી પડ્યા;
ઉજ્જ્વળો આભનો ચન્દ્ર થયો એ કૃષ્ણહાસ્યથી.
'પાર્થ! ત્હેં નીરખ્યુ આજે માયાનુ મોહિની રૂપ.
સુન્દરીની સુન્દરતા, કહે પાર્થ! ક્યહાં વસે?
નરની આંખડીમાં? કે નારીની અંગવેલડે?
સુધા ને વિષ છે, પાર્થ! જગતે રૂપની કલા;

મેનકાની મદિરાથી ઊગરે શુક જોગી કો:
મેનકાની મદિરામાં છે મહામૃત્યુ આત્મનાં.

નાના રંગે વિશ્વ રંગ્યું; રંગેલી વિશ્વરંગથી
દાખે છે ઉરના નાના રંગોને રૂપસુન્દરી.

ચન્દ્રની ચંદની જેવું રૂપ છે બ્રહ્મની કલા;
પુણ્યથી મનમાઝાથી સાગરોર્મિ શું માણવું.

માઝાઓ સાગર સોહે, સોહે સૌન્દર્ય સંયમે.'
રસીલા રસ-સૌન્દર્યે, ઝરતા પુણ્યની પ્રભા,

હરિના એ પુણ્યબોલે ચન્દનિયા થઈ ચન્દની.
ત્ય્હાં તો મન્દારથી મિઠ્ઠો ને મૃદુ પારિજાતથી,

ચન્દ્રચન્દની શો કાન્ત, નીરથી શબ્દ નિર્ઝર્યો.
વૃન્દસગીત વીણા શું ગાજતું શત તારથી;

અને એકલતારી શા એકનાદે થતા સ્વરો:
કલ્લોલે કોકિલાઓ, ને કોકિલા બોલતીય કો;

ને રંગે જગના રંગો આભમાં શબ્દપીંછીએ.
ચ્હડયું હતું ચન્દ્રિકાને ચક્રાવે ચન્દ્રમંડળ;
રાસને રસ-ચક્રાવે ઘૂમે—ગાય રસેશ્વરી.

વૃન્દ: જળનાં જ્વલન્ત અમે ફૂલડાં;
હસિયે ન્યારાં-ન્યારાં હાસ્ય: (૨)
જળનાં જ્વલન્ત અમે ફૂલડાં.

એક: જળમાં ઝૂલન્ત હું તો પોયણી:
ચન્દ્રિકાની પાંખડીથી કોમળી રે!
મ્હારા ચન્દ્રથી પ્રફુલ્લ; (૨)
મધુરા પરિમલોથી મીઠડી
હું તો પોયણીનું ફૂલ:
વૃન્દ: જળનાં જ્વલન્ત અમે ફૂલડાં.

એક: જળમાં ઝૂલન્ત હું તો સુન્દરી:
સૌન્દર્યવનની હું તો પોપટી રે!
મ્હારા પુણ્યના પ્રકાશ; (૨)
કુળવધૂની કાન્ત કલાકાન્તિ શા
મ્હારા ઉરના ઉલ્લાસ:
વૃન્દ: જળનાં જ્વલન્ત અમે ફૂલડાં.

એક: જળમાં ઝૂલન્ત હું તો અપ્સરા.
મનનાં મોજાં સમાં મદે ભર્યાં રે!
છલે મ્હારા તરંગ; (૨)
જેટલા આ જગતરંગે રંગ છે,
મ્હારે એટલા રંગરંગ:
વૃન્દ: જળનાં જ્વલન્ત અમે ફૂલડાં.

એક: જળમાં ઝૂલન્ત હું જોગેશ્વરી.
સંસારિયો મ્હેં ઘોળી પીધો રે!
ભાગ્યે જોગીઆની જ્યોત; (૨)
અંગ-અંગ ભસ્મ છે અનંગની,
હૈયે પ્રભાના પ્રદ્યોત:
વૃન્દ: જળનાં જ્વલન્ત અમે ફૂલડાં.

એક : જળમાં ઝૂલન્ત હુ આનન્દિની.
જળથી મૃદુલ, અનિલપાતળી રે!
મુજ આનન્દના પરાગ; (૨)
કવિતાના કોડ શી કોડામણી,
સોહુ બ્રહ્મને સોહાગ:
વૃન્દ : જળનાં જ્વલન્ત અમે ફૂલડાં.

વૃન્દ : જગમાં ઝીલન્ત અમે ફૂલડાં.
આવે-આવે ને ઊડી જતાં રે!
લલિત વાદળીનાં લાસ્ય, (૨)
સંસાર-જળની અમે ઊર્મિઓ,
હસિયે ન્યારાં-ન્યારાં હાસ્ય:
જગના જ્વલન્ત અમે ફૂલડાં.

ઝૂલન્તી એ પુષ્કરણીની જ્યોતમાં
સાહેલી હેલી જળક્રીડને કરે;
નાનાવિધિ ત્ય્હાં ઉરરંગ રંગથી
દેવાસુરી દાખવતી રસિકતા.

## અધ્યાય ૬ ઠ્ઠો · કાળનાં મન્થન

'જો! ચન્દ્રિકામાં ચમકે સરોવર,
જો! નીર છે પુષ્પપરાગ-ઊજળાં;
ભાગ્યે ભરી પુષ્કરણી પરાગથી?
કે ચન્દ્ર ચન્દ્રાસર ચન્દની ભરે!'

ગાજતી મધ્યરાત્રી, ને મસ્તકે ચન્દ્રનો મણિ;
ઘૂમતા'તા પર્વતોમાં કૃષ્ણ ને પાર્થ પર્વનોઃ
આથમતી ચન્દનીમાં ચન્દ્રો બે ચન્દ્રવંશના.
પૃથ્વીના મસ્તક જેવો ઊભો'તો ગરવો ગિરિ;
ગિરિનાયે ગિરીન્દ્રો બે ત્ય્હાં ગિરિમસ્તકે હતા.
શીળા મીઠા વાઇ વાયુ થાકને હરતા હતા.
ગૂઢ કૈં-દાખવતી'તી નમતી માઘપૂર્ણિમા.
નિહાળી નીતર્યાં તેજ પાર્થ પલ્લવતો હતો;
ભાળી બ્રહ્માંડની લીલા ઉરે ઉલ્લાસતા હરિ.
ઉલ્લંઘે સદીના સ્રોતો ને સહસ્રાબ્દીના નિધિ;
ખોજતા'તા આત્મદષ્ટે કાળનાંયે મહાવનો.
'ભવિષ્યો ભવ્ય ભાખે છે પાર્થ! આ ગિરિના ગઢો;
અને તું પાય પાડે છે, મંત્રો ત્ય્હાં વિધિના લખ્યા;
ભવ્ય જગત્-જયવન્તા, કાળની કીકીઓ સમા.
અહીં હિન્દુત્વનો અસ્ત, અહીં ઉત્થાન એહનું.'
પૃથ્વી કમ્પી, પાર્થ કમ્પ્યો: 'હરિ! આ ઘોર ઘોષ શો?
મહાત્મા! એવું મા બોલો; હિન્દુત્વ છે સનાતન.
ધર્મનું ધિંગડ, બ્રહ્મન્, ભાવી માનવતાજૂનું,
હિન્દુત્વ છે પૃથ્વીશૃંગે મનુવંશે મહાધ્વજ.'
ત્રિકાળ ઘોળી પીધેલા કૃષ્ણચન્દ્રે કહ્યું પછી:
'નથી એ માહરા બોલો, સુણ, બોલે શિલા-શિલા;
સુણ, આ પાયમાં ત્હારા ભાખે પથ્થર-પથ્થરોઃ

ભણે છે મૂક મન્ત્રો એ પૃથ્વી સૃજનકાળથી.
જો ! આ મહાગિરિ ઊભો–ગજેન્દ્ર ગજમંડળે.
બે પાર્શ્વો તારાગઢનાં; એનો ઉત્તર પાર્શ્વ જો;
લખ્યા છે વિધિએ લેખ ધ્રુવ જેવા ધ્રુવાક્ષરે.
ગૂઢ જો ત્ય્હાં મહાદુર્ગ, સાત તો દુર્ગદ્વાર છે;
દન્તૂશળો ઉછાળી શું પૃથ્વીના મેગળો પડ્યા.
આર્યાવર્ત આ આર્યોનું પૃથ્વીમન્થન મન્થશે;
મન્થશે તારાગઢ આ આર્યાવર્તનું મન્થન.
હિન્દુત્વની ભસ્મ અંગે આ તારાગઢ ચોળશે.
એ મહંકાળનો મન્ત્ર એ છે નિર્માણ-ઘોષણા.
ભારત પૃથ્વીનું ભાગ્ય, હિન્દુત્વ પુણ્યપૃથ્વીનું;
કાળ કાલિન્દીને ઘાટે પડશે એ મહાધ્વજો.
કમ્પશે અચળા આ, ને કમ્પશે ધૂમકેતુઓ.
પૂર્ણિમાની જ્યોત જેવો જો ! પૂર્ણજ્યોત ચન્દ્રમા;
નમે છે યુગરાત્રિમાં જમે અન્ધારના તટે:
હિન્દુત્વની જ્યોત એમ રેળાશે કુરુક્ષેત્રમાં.'
પાર્થ વીરત્વની જ્યોત મૃદુતા થૈ મુખે ઝર્યો:
ચન્દની-કોમળી રાત્રિ, આભ-કોમળ ચન્દ્રિકા;
ઝરો અંગાર કાં આવા હરિ ! આ જગમાર્દવે?
ભારત ભાગ્યવિધાતા પૃથ્વીના દેશદેશનો,
માનવવંશનો ત્રાતા; ન એને હોય બોલ આ.
ગંગા ને સિન્ધુ બે બાહુ, શારદખંડ મસ્તકે;

નિધિ રત્નો ધરે પાયે, હિમાદ્રિ ભાલમાં ઊભો.
કાળ પૂછી ધરે પાય, પૂછીને યમ ઊતરે;
દેવો દિશા દીપાવે, ને બ્રહ્મન્ અવતરે અહીં.
એહ દિનમણિ કાજે આ રાત્રિબોલ શા ? હરિ !'

વાયા અગમ્યના વાયુ ને બોલો હરિના થયા :
'પાર્થ ! ત્હારા પુણ્યશબ્દો સત્ય છે સૂર્યના સમા.
અમૃતો ભારત-ભાગ્યે, નિત્યે વિધાત્રીની કૃપા;
ત્હોય અન્ધાર ઘેરાશે, ને થશે કાળ-મન્થનો.'

પછી પથ્થરને પેખી કાળા એ કાળમીંઢના
વ્યાપી હતી કુરુક્ષેત્રે વધો એ પાર્થ ખિન્નતા :
'વીંધે છે બાણ શા બોલ; એવો કોએ વીંધ્યો નથી.
આયુધે કે અરિએ કો; કૃપા કીજે, કૃપાનિધિ !
પૂર્વનાં કે પૂર્વજનાં, પુત્રનાં કે કુપૌત્રનાં,
એહ પતન શાં પાપે ? હરિ ! શાં ઘોર કારણે ?'

ને ભાવીના ભર્યે કંઠે બોલિયા કૃષ્ણચન્દ્ર ત્યહાં :
'મ્હને એ પૂછ મા, પાર્થ ! જો, આ પુષ્કરણી ભણે;
પાડે છે વીરને બ્હીલો નારીની રૂપમોહિની.
રણોમાં આથડે જ્યહારે મ્હાડીઓ મ્હાડમ્હાડના,
વજ્ર શું વજ્ર વીંઝાતાં, મૃદુતા—સુકુમારતા
ગુણોયે અવગુણો છે : દીઠું ત્હેં કુરુક્ષેત્રમાં.
મેનકાની મદિરા પી કાલે રાજર્ષિ હારિયા;
મેનકાની મદિરા પી કાલે રાજર્ષિ હારશે.

મદિરા મેનકાઓની પીને ઘૂમન્ત ઘેલુડો
વીર-વીરત્વ રંગીલો વર્ણાંગી તૃણ શો થશે.
પામ મા શોચ તું, પાર્થ! એને તો વાર છે બહુ;
ચારેક સહસ્રાબ્દીઓ ઊગશે-આથમી જશે.
પાર્થ! આશ્વાસને લ્હારા સ્થાપું છું શુકદેવને;
આવશે રૂપેશ્વરીઓ, હારીને-કોપીને જશે:
જીતશે મેનકા-રંભા ભીષ્મ એ બ્રહ્મચર્યનો.
કારમી વીતશે વેળા, રાત્રિનો દિન ઊગશે;
ચીમળ્યાં કોળશે પાછાં, ઊગશે આથમ્યાય તે.
કંઈ કંઈ કુરુક્ષેત્રો ખેલશે ભાવી ભારત;
કંઈ કંઈ કુરુક્ષેત્રે પડી થશે સજીવન.
હિન્દુત્વ કેરું ઉત્થાન પૃથ્વી પોકારી પ્રાર્થશે;
ધર્મ-વીરત્વ વન્દીને પુણ્યને પાય લાગશે.
આવશે ને જશે, પાર્થ! તેજ ને છાંય કાળનાં;
એક જ્યોત તપશે સૂર્ય ભારતનો યુગાન્તરે.
ખૂટશે સિન્ધુ કે મેઘ, ભારતભાગ્ય અખૂટ છે;
ઋતુઓ જાય ને આવે, છે ત્ય્હાં વસન્ત વૈભવી.
યથાકાળ યથાકામ ચાર વર્ષા મહેન્દ્ર દે,
રિદ્ધિરેળાયલો થાય લક્ષ્મી-મંભૃત ભારત.
સાતેક શતાબ્દીઓનાં વ્હાણાં વાઈ જશે, પછી
એ શુકદેવનો વંશી બ્રહ્મર્ષિ એક જાગશે:
કો નૈષ્ઠિક બ્રહ્મચારી, ભીષ્મવ્રતી મહર્ષિ કો.

રંભાની રૂપપુત્રીને – જીતશે મેનકાનીને;
વાગશે જયનો ડંકો યુગન્તોના વનો વીંધી.
પ્રભા પાથરશે વિશ્વે ભાનુ એ બ્રહ્મચર્યનો.
વેદનાં બ્રહ્મનાં છાંટી મહાઅમૃત ભારતે
લાવશે-બહલાવશે આર્યત્વની વસન્તને.
આર્યાવર્ત થશે પાછો વિશ્વે વિશ્વકિરીટ શો.
આથમેલા સૂર્યનેયે એ સંજીવની છાંટશે;
ને અસ્તાચળને એહ સ્થાપશે ઉદયાચળે.
પાર્થ! જો દક્ષિણપાર્શ્વે આ તારા ગઢ ને ગિરિ;
ઊંડું જોજે તળેટીમાં, હશે બ્રહ્મર્ષિભસ્મ ત્ય્હાં.
અને શાને અવતાર ધર્યો મ્હેં પુણ્ય ભારતે?
ભર્યું અમૃત હૈયામાં? અંગોને એહ પોષશે.
ભારત પૃથ્વીનું હૈયું, ને આત્મા મનુવંશનો;
અલ્પઆયુષ્યી જગને જીવશે ને જિવાડશે.
કૈં કૈં ભીષ્મ અને દ્રોણ મોંઘાં આયુષ્ય અર્પશે;
કૈં કૈં પાર્થો સુભદ્રાઓ પુણ્યજ્યોતે પ્રકાશશે.
પૃથ્વી છે જ્ય્હાં સુધી વિશ્વે, પૃથ્વીમાં મનુવંશ છે;
ત્ય્હાં સુધી ભારત ત્રાતા પૃથ્વીનો–મનુવંશનો:
પુણ્ય-ધર્મ-કવિતાના રહેતો શૃંગોની સોતથી.
જશે જન્માન્તરો કૈંક, થશે કૈંક યુગાન્તરો;
રહેશે ઇતિહાસાત્મા એ અધ્રુવે ધ્રુવ ભારત.
ભારતે બ્રહ્મનો વાસો, ને વિભૂતિ વસન્તની.

સુકૃતો એહ વિધાત્રીનાં ભણે પથ્થર-પથ્થરો;
ભવ્ય એ ભાવિના મંત્રો બોલે છે આ શિલા-શિલા.'

ઊભી વર્તમાનને ઘાટે, ભાળી આઘાં ભવિષ્યને,
ભવ્ય ભારતના ભાવી, અશોધ્યેય કાલના,
આથમતી પૂર્ણિમાનાં હૈયાં સ્વપ્નાં વાંચતા સખા.

બે કાળપૃષ્ઠો વિધિતાડપત્રનાં
વિલોકતા વિસ્તરતા વિમાસતા
વાંચી યુગોને શિબિરે ગયા પછી,
પિતામહે 'જય' કહ્યું ક્ષિતિજથી.

## અધ્યાય ૭ મો · આરાવલ્લીનો ભૂમિયો

ગેરુભેલો ગીરવો મેઘ જેવો
ને વાઘોના વાસ શા નિર્ઝરો સ્વપ્નાં:
શૃંગો ખીણો ઘાટીઓથી સુહાતો.
આરાવલ્લી, દુર્ગના કાંગરા શો.

'વનયોગિનીઓ પાર્થ! ચાલી શું ચન્દ્રઝીલણે?
લો! પેલાં શિખરોમાંથી એકલતારી નિર્ગળે;

ને ગાયે ગોગિની કોક: સુણે એ દૂરદૂરનું.
વિલાતી વિદ્દ્વળી ઊભી યોગી શી વિદ્દયોગિની;

વિશ્વગાજન્ત શબ્દોથી કરે છે મુજ કીર્તન.'
તારાગઢ મૂકી ગંધ વળ્યો'તો દ્વારિકા-દિશે;

ચન્દ્રિકામાં આરાવલ્લી સખાઓ ન્હડતા હતા.
કૃષ્ણદાખ્યાં શૃંગ પાર્થે જોયાં, નીરખ્યાં, નિહાળિયાં;
ચન્દ્ર ત્ય્હાં ચમકન્તો'તો, ચન્દ્રિકા ઝરતી હતી.
'નથી હું હરિ! નીરખોતું, ટૂંકી છે દૃષ્ટિ મ્હારી.
પૃથ્વીપાળે ઝાંખ છે કો, ઝાંખી એ ગીતઝાંખી છે?
એ તો છે કો મહાશૃંગ—આગવલ્લીનુ છોગલુ;
ત્ય્હાંનાં તો વૃક્ષ ને વેલો જાણે ભાલા અને શરો.
ચન્દની ગિરિને ઘેરી પડી છે બ્રહ્મમાંય શી.'
વીજ શી અંગુલિ દાખી કૃષ્ણચન્દ્ર વદ્યા ત્યહાં·
'જો પેલી નદીની રેખા, અને ત્હેનીય પાર જો;
પડ્યો છે પાથર્યો પ્હાડ વીરના વજ્રટોપ શો.
ટોપમા કલગી જેવાં—નથી શુ દીસતાં ત્હને?
ચન્દ્રજ્યોત કીર્તિસ્તંભ? કનેનુ હરિમન્દિર?
ચન્દનીમાં ચન્દની શી જો! આરસપ્રભા ઝગે.
એ હરિમન્દિરમાંથી સુણું છુ હરિકીર્તન;
ગાય છે ઘેલુડે શબ્દે જોગણુ રાજરાણી કો.
જોગણુ છે? વિજોગણુ છે પૃથ્વીની પુણ્યગન્ધ છે?'
પર્વતો ન્હડતા, મન્ત્રો વાચતા, ઘાટી ઘૂમતા,
વિહરતા સખાઓ ત્ય્હા ભર્યે હૈયે, ભર્યે મુખે;
દૃઢાંગી, દીપ્તિમન્તા ને પહાડનાં શિખરો સમા.
ખીણુમાંથી, વાયુમાથી શિલાના શબ્દ શી ત્યહાં.
'કોણુછો?' શબ્દ એ ગાજ્યા, પૂછ્યું જાણે શુ પૃથ્વીએ!

વીસરી તાપસધર્મ હુકારે ક્ષાત્ર ભાવથી,
ત્ય્હાં કો નર ઊભો આડો, આરાવલ્લીની મૂર્તિ શો;
ગિરિગૌરવ નેત્રોમાં, હાથમા તીરકામઠુ
'આ છે અરવલ્લી; કો છો ? થોભજો, મુજ આણ છે,
એતર ખેડનારાના પ્હાડોમા ન્હોય નેહડા.'
બોલે બોલ ગિરિ એમ ઉચ્ચર્યો ગિરિપુત્ર એ;
ચન્દ્રજ્યોત ઝરે માથે ભાગ્યને ઊજળાં કરે.
પાર્થે હસ્તિનપુર હસ્તિ, કૃષ્ણ સાગરસ્વામીયે,
સાભળી શબ્દ એ થંભ્યા; ઊભા આભ શિરે ધરી.
'છીએ પૃથ્વીના વીર.' પાર્થે પ્રત્યંચ શો વદ્યો.
'કામઠું કે નથી તીર; વીર છો પ્હાડના કિયા ?
ને જવું છે કિયે પ્હાડે ? અંહી તો વીર પ્હાડ છે.
આંખડી તારવશો મા, અંગ ઉછાળશો નહિ.
કામઠું ને તીર મ્હારાં એ છે અજાડી કાજનાં.
તમ શોખો તીરસનો થાઉં છુ હું ધરાપૂત.'
સૌજન્યના ગિરિપુત્રે બાણચાપ ભૂને ધર્યાં;
ગિરિથી યે ઊંચો એહ માનવતાની મૂર્તિ શો :
બે મહામેઘની સ્હામે જાણે એકલ પ્હાડ કો.
'અમે વાટે વટેમાર્ગુ, ભૂમિયા ભૂમિના ત્હમે;
અમે ત્હારા છીએ, વીર ! મ્હેમાનો એક પ્હોરના.'
કૃષ્ણની શીતળતાએ ઢોળી શીતળતા ત્યહાં;
ને મ્હેમાન શબ્દે છૂતી માનવતા અપૂતને.

'આખનીયે આંખ છો, ને હૈયાનુ મુજ હૈયું છો;
મ્હેમાનો આંગણે મ્હારે એ ક્યાથી રાત કે દિન ?'
ભૂમિના પુત્રની ભારે ઉચ્ચરી રૂહે ઉદારતા.
'હેલ્યા ! હે મેઘલા ! આણુ દૂધ-માખણુ-રોટલા;
મ્હમાનો આજ મોઘેરા આવ્યા ત્હારી મઢૂલીએ.'
હરિ હેરે પૃથ્વીપુત્ર—પૃથ્વીનુ એ પરાક્રમ.
પનોતો પાર્થલજ્જતણો; જન્મ્યા'તા ત્હોય સૌ જન્મ્યા;
દૂધ પીધાં, હેત પીધાં, પીધી ચન્દ્રની ચન્દ્રિકા:
પવનો નાંખતા પંખો, પર્વતો પેખતા હતા.
દૂધ ને રોટલે એહ મધની મીઠપો હતી.
પછી ઘૂમ્યા કાળ-પ્હાડો મ્હેમાનો-યજમાન એ
'આ અમારો અરવટલી; બરડાની કરોડ છે,
ઊભી છે પૃથિવી એથી, ઊભે છે જેમ માનવી.
અક્કેકો પ્હાડ આ, બાપુ ! ગાંઠ છે કાળમીંઢની.'
'રાણાજી ! કેટલા વર્ષો વીત્યાં આ પ્હાડમાં વસ્યે ?'
કૃષ્ણચન્દ્રે પૂછ્યું ભાવે. બોલ્યો ગૂઢ શું ભૃમિયો:
'પૃછો ધરતીમાતાને; ધરતી ત્હારના અમે'
'કેટલુ આયખુ પીધુ પ્હાડને ચાપતાં પગે ?'
'એ તો ઝાડવું કહેશે આ; વરહાં ઝાડ જેટલાં.'
પછી વનીની વાગ્ધારા ઝરાના વ્હેણુ શી વહી:
'મ્હારે મ્હોટ્ટા હતા દાદા, દીપડાનાય રાજવી;
મેહુલા શા વરસે, ને મેહુલા સમ ગાજતા.

વીમરી તાપસધર્મ હુકારે ક્ષાત્ર ભાવથી,
ત્ય્હાં કો નર ઊભો આડો, આરાવલ્લીની મૂર્તિ શો;
ગિરિગૌરવ નેત્રોમાં, હાથમાં તીરકામઠુ
'આ છે અરવલ્લી; કો છો ? શોભજો, મુજ આણુ છે;
ખેતર ખેડનારાના મ્હાડોમા ન્હોય નેહડા'
બોલે બોલ ગિરિ એમ ઉચ્ચર્યો ગિરિપુત્ર એ;
ચન્દ્રજ્યોત ઝરે માથે ભાગ્યને ઊજળાં કરે.
પાર્થ હસ્તિનપુર હસ્તિ, કૃષ્ણ સાગરસ્વામીયે,
સાભળી શબ્દ એ થંભ્યા; ઊભા આભ શિરે ધરી.
'છૈએ પૃથ્વીના વીર.' પાર્થ પ્રત્યંચ શો વધો.
'કામઠું કે નથી તીર; વીર છો મ્હાડના કિયા ?
ને જવું છે કિયે મ્હાડે ? અહીં તો વીર મ્હાડ છે.
આંખડી તારત્રશો મા, અંગ ઉછાળશો નહિ.
કામઠું ને તીર મ્હારાં એ છે અજ્ઞાડી કાજનાં.
તમ રોખો તીરસ્નો થાઉં છુ હુ ધરાપૂત.'
સૌજન્યના ગિરિપુત્રે બાણચાપ ભૂને ધર્યાં;
ગિરિધૈર્યો ઊભો એહ માનવતાની મૂર્તિ શો:
બે મહામેઘની સ્હામે જાણે એકલ મ્હાડ કો.
'અમે વાટે વટેમાર્ગુ, ભૂમિયા ભૂમિના ત્હમે,
અમે ત્હારા છીએ, વીર ! મ્હેમાનો એક પ્હોરના'
કૃષ્ણની શીતળતાએ ઢાળી શીતળતા ત્યહાં;
ને મ્હેમાન શબ્દે જીતી માનવતા સપૂતને.

કહોજો, ને દોહીને પીજો, ગાય શી પ્હાડ પૃથ્વીને.
ચન્દ્રમા આથમે છે આ, અને અન્ધારું ઊતરે;
રજા ઘો તો હવે રાણા! અમારે નેસડે જશું.
રાખો છો હેત ને ભાવ, રાખજો એહવાં સદા.'
કૃષ્ણચન્દ્રે કૃપાભાવે વીનવ્યુ ભૂમિપુત્રને.
'ઘડીના–બે ઘડીનાયે મ્હેમાનો ક્‌ય્હાંથી આંગણે ?
મળ્યે વીસરશો મા.' એ કહી નેત્રો ભીનાં થયાં.
'લખ્યા લેખ હશે આ યે – જોગસંજોગ આપણા;
જગતે મળવાના, ને મળીને મારગે જવાં,
કહો તો હૈં કહું, વીર! જગત્‌વાટે જતાં-જતાં.'
'હોવે હૈયારખા છો, ને જગરખા શુ બોલશો;
હસલો ટોડલે બેસે એમ વેણુ વધાવશું'
પીંગડે પગ ને કૃષ્ણે બ્રહ્મોપદેશ ભાખિયો :
'જુવો! જગફેરમે ફેરે પેલો મ્હોરેલ આંબલો;
કાલે એ વ્હેંચશે સાખો પ્હાડોમાં નેહ-નેહને.
એમ શા વટેમાર્ગુને ઘટાની છાંય ઢાળજો;
મીઠી ને મધુરી સાખો આપજો નેહ નેહીને.
મહીમાં મ્હોરજો, દેજો; આંબલા શા જગે થજો.'
ઝીલ્યા એ બોલ પ્હાડોએ, પ્હાડના પ્હાડી ઝીલ્યા;
ઝીલ્યા કે ના ઝીલ્યા ત્ય્હાં તો મેહુલા મારગે પડ્યા.
હાથીડા શા કૃષ્ણ-પાર્થ ઘાટીઓ સ્હડતા હતા;
પાછળ પડછાયાઓ ઝૂલ શા ઝૂલતા જતા :

વણવાંચ્યો વડલો દાદા, વણગાળેલ વીરડો;
વડવાઇ સમા હાથ, પાણીના જેવું વ્હાલ એ
તું લાગ છ દાદા જેવો, ડાહ્યો, મોભી, ભર્યોભર્યો:
હેલતા ડુંગરામાંનુ જાણે ઝિલ્લર ઝૂલતું.
મહાકર્મી મહાધર્મી દાદા એ માહરા હતા,
વાઘ શું ખેલતા દાદો મરાણા મલ્લયુદ્ધમા.
પેલા પોઢે પ્હાડ માથે દાદાજી દેખતા બધું.
જન્મ-સભારણું મ્હારુ દાદા એક મૂકી ગયા;
વાવ્યુ આ ઝાડ; એ ઝાડ સંભારે જન્મ માહરો:
જેટલાં ઝાડને વરહાં, એટલાં વરહાં મ્હને.
પંચટેકરીનો નેહ પ્હાડોમાં નામી નેહ છે;
પંચટેકરીનુ પંચ પ્હાડોનુ સરપંચ છેઃ
ઘટા ઢાળી ઊભો જાણે વનનો વડલો વડો.
પેલો પ્હણે પડયો પ્હાણુ, એહ છે અમ બારણું;
પાછળના શુરુ આશે અમારો વાસ બાપુકો:
પથ્થરે પાળ બાંધેલો, મુખીનો ગરવો ગઢ.
પેલા ત્હાં પાણીને આરે રૂહેતા'તાં વાઘવાઘણ;
પંચટેકરીનો રાણો રહે ત્હાં આભમાં હવે.
દાદા ઝાઝી મયા કીધી, થયો મ્હેમાન માહરો.'
કહી રાણે પાય ચાંપ્યા હુલ્લાસી કૃષ્ણચન્દ્રના.
'સુખી રૂહો; ભોગવો પૃથ્વી; ભોગવો પ્હાડ ને વનો;'
પ્હાડોમાં પ્હાડ છો, વીરા! વનોમાં વનરાજ છો.

ધન્ય હો ! ભૂમિના રાણા ! ધન્ય આ તમ ડુંગરા.
વીરત્વ વીર-શ્રેષ્ઠોનું, ભલાઈ ભડવીરની,
મનભરી મ્હેમાનીનાં પૂર છે તમ પ્હાડમાં.
ઘાટીનું આ ગુફાદ્વાર, ત્‍હાં છાયા પાંચજન્ય છે;
ગાજશે યુગવાયુમાં, જોગન્દરો જગાડશે.
અર્પું છું મહાવીરોને પાર્થ ! વીરત્વ વીજળી;
જયોચ્ચારે પુણ્ય તેજે પૃથ્વી ભરી પ્રકાશશે.
યુગયુગનાં વારસો ભૂમિ આ, ભૂમિપુત્ર એ;
ક્ષત્રિયત્વનુ સૌજન્ય આ પ્હાડોમાં વસે અહીં.
પાર્થ ! આ છે જગત્‌તીર્થ સૌ જગત્‌ક્ષત્રિયત્વનુ.'

પ્રસન્ન થૈને ભૂમિ-ભૂમિયા પરે
ગિરિગુફા ને ગિરિઘાટીને દીધો;
હવે કરે એ પૂત પાચજન્યનો.
યુગે-યુગે ચોગી શી વીરઘોષણા.

## અધ્યાય ૮ મો • હદ-બેહદ

દિશદિશ દગ ન્‍હાળવા મથે છે
વળી હદ-બેહદની પડી સીમાઓ—
ક્ષિતિજતટે ક્ષણું સન્ધિકા રમે તે;
જગ નથી જુગઝાંખપોની ઝાંખી :
જગ હરિનુ જગના સદા હરિ છે.

ચન્દ્રની મૈત્રી જાણે આલ્યા બે જગચન્દ્રમા!
પાછળ નીતર્યાં નેણે ન્હાળતો ભૂમિભૂમિયો.
'જાય છે જગજોદ્ધા શો, બાણુ શો આભવીંધતો;
ડાહ્યો, ડાહ્યો, જગતડાહ્યો.' કહી રાણો ઢળી પડ્યા.
આભના આગણુ ઢાળે અખાઓ રહડતા હતા;
ભૂમિના-ભૂમિના રાણા ભૂમિને ધાવતા હતા.
'પાર્થ! મહેમાની માણી ભૂમિની ભૂમિપુત્રની;
જાશુ લૈને ઋણભાર? કે કંઈયેક વાળશુ?
મ્હોટ મ્હોટા માન્ધાતાના ભાર લાગ્યા નથી મ્હને;
માથે થૈને ઊભા પ્હાડ આજના દૂધ-રોટલા.'
'હતા હૈયાઝરા એહ પ્હાડીના દૂધ-રોટલો.
અંગમાં આદર જ્હોણો, નેણમાં નેહના ઝરા.
હરિ! એ દિલના ભાર, દેહ આ એહ દાખશે?
ના ખૂટે યુગ-અન્તેયે એ અર્પો વરદાન કો.'
ને ત્ય્હાં વિચાર્યું–નિર્ધાર્યું: 'પાર્થ! એ દેવબોલ છે;
દેવુ તો અખૂટ દેવું; આપ્યુ ખૂટે, ન આપ્યુ એ.
યુગોના મન્ત્ર અર્પું છુ ભૂમિના ભૂમિપુત્રને.
જો આ મ્હારો પાચજન્ય, જો પેલી ઘાટીની ગુફા;
જો પાંચજન્યનો પુત્ર, જડ્યો'તો ભૂમિપુત્ર શો.
પુત્ર ત્ય્હાં પધરાવુ છુ – ગુફાના દ્વારટોડલે;
યુગના વાયરા વાયે કરશે યુગઘોષણા.
ભૂમિ ને ભૂમિના પુત્રો જાગશે, જાગી જીતશે.

ધન્ય હો ! ભૂમિના રાણા ! ધન્ય આ તમ ડુંગરા.
વીરત્વ વીર-શ્રેષ્ઠોનુ, ભલાઈ ભડવીરની,
મનભરી મ્હેમાનીનાં પૂર છે તમ પ્હાડમાં.
ઘાટીનુ આ ગુફાદ્વાર, ત્‍હાં છાયા પાંચજન્ય છે;
ગાજશે યુગવાયુમા, જોગન્દરો જગાડશે.
અર્પું છુ મહાવીરોને પાર્થ ! વીરત્વ વીજળી;
જયોચ્ચારે પુણ્ય તેજે પૃથ્વી ભરી પ્રકાશશે
યુગયુગનાં વારસો ભૂમિ આ, ભૂમિપુત્ર એ;
ક્ષત્રિયત્વનુ સૌજન્ય આ પ્હાડોમાં વસે અહીં.
પાર્થ ! આ છે જગતતીર્થ સૌ જગતક્ષત્રિયત્વનુ.'

પ્રસન્ન થૈને ભૂમિ ભૂમિયા પરે
ગિરિગુફા ને ગિરિઘાટીને દીધો;
હવે કરે એ પૂત પાંચજન્યનો.
યુગે યુગે યોગી શી વીરઘોષણા.

## અધ્યાય ૮ મો · હદ-બેહદ

દિશદિશ દગ ન્‍હાળવા મથે છે
વળી હદ-બેહદની પડી સીમાઓ–
ક્ષિતિજતટે ક્ષણું સન્ધિકા રમે તે;
જગ નથી જુગઝાંખપોની ઝાંખી :
જગ હરિનુ જગના સદા હરિ છે.

(ઢાળ: કાગળિયાં લખતા રે ચન્દન ચોકમાં રે લોલ)

એમ ઊડન્તાં પાંખલને પલકાર જો!
સૂરજના રથડાએ આભલ ખેડિયા રે લોલ;
બે-ત્રણ વારકા ઊગ્યા ને આથમિયા જો!
નયનનમનથી હર્ષે હરિને વધાવિયા રે લોલ.

બે-ત્રણ ખીણ ને બે-ત્રણ ધારમાં રમતાં જો!
સંઘે વળોટ્યા આરાવળના ઓટલા રે લોલ;
ઊતર્યા-ઊતર્યા શિખરો ઘાટી પ્હાડો જો!
દીઠા પછી તો રણપગથારના સાગરો રે લોલ.

આઘેતર એક લીલુડું ને લ્હેકન્તું જો!
રૂપલાતેજલ પટમાં લીલમ પડ્યું ઝગે રે લોલ.
જઈ જળતીરે સંઘે કીધ વિશ્રામ જો!
પાણીની પાળે જગહરણાં જઈ ઢળ્યાં રે લોલ.

બેઠાં, પીધાં જળ ચેતન સંકોર્યાં જો!
થાક ઉતારતી વેણુની ફૂલપથારીઓ રે લોલ;
સોનાપારખ રૂપલરમતલ ગરુઆ જો!
સંઘવી ચાલ્યા ચાર સંસારસીમ શોધવા રે લોલ.

ચાલ્યા-ચાલ્યા ચતુરો સૂરજ સાથે જો!
પડછાયા પાછળ હસતા ને ડોલતા રે લોલ.
અસીમ અઢળક અખંડ વેણુજળના જો!
સાગરિયા પથરાતા પટથી પૃથ્વી ભરી રે લોલ;

વાદળી પાછળ વાદળી રમતી આવે જો!
તરંગ પાછળ તરંગ એવા વેળુના રે લોલ!
ધરતી તપતી, ઉપર તપતો આભ જો!
મધુર અનિલનાં મધુરાં વહતાં લહેરખાં રે લોલ.
હસ્તસ્થળીમાં ઊગે કંઈ રોમાવળ જો!
તો ઊગે એ પટમાં તૃણ તરુ વેલડ રે લોલ;
હસ્તસ્થળીમાં જેટજેટલી રેખાવળ જો!
રેખાવળ એથીયે કોટિધા હતી ત્યહાં રે લોલ.
ધરતીની દગ શા ઢળતા વેળુઢગલા જો!
હસ્તસ્થળી એ હતી વિજન વગડો વડો રે લોલ.
ધારની પાછળ ધાર ઊભે કો ધિંગી જો!
ડુંગરિયા ચ્હડતા ને ઢાળે ઢળી જતા રે લોલ;
વનના પાંદડે-પાંદડે કોરેલ રેખા જો!
રેખા-રેખામાં વિધિ વાવે વનભાગ્યને રે લોલ;
રણપગથારેય પડતી'તી પાંખડીઓ જો!
પાંખડે-પાંખડે રણના ભાગ્યની કટોરીઓ રે લોલ.
જળસાગરને જળનાવડીઓ ખેડે જો!
પગલીઓ પાડતી ને કેડીઓ કોરતી રે લોલ;
પડેપડે, ભૂંસાયે પગલી જળમાં જો!
વેળુમાં ભૂંસાતી'તી કેડીઓ ક્ષણું પછી રે લોલ.
ક્ષણભંગુર આ જગનો જાલિમ ખેલ જો!
પડછાયા એના તે અમ્મર કોણે દીઠા રે લોલ?

વાદળીને જળ પાવલ કોણે પાડ્યા જો?
ઝાલવા ગયાં એ કોણે આભલ ઝાલિયા રે લોલ?
સંઘવી શાણા આભલની સીમ શોધે જો!
પાવલમાં પડિયેલ પારસમણિ ઢૂંઢતા રે લોલ.
જગત-વળૂંધે જગની સીમને પ્રીછવા જો!
જાણતલ જગની હદ-બેહદમાં ઢળી જતી રે લોલ.
જયવન્તા જ્યહા જીતે એક ધૂળકોટ જો!
પાછળ ઊગતા પાંચ ધૂળકોટના કાંગરા રે લોલ;
પાયપાંખે પછી થાકી તરતાં-તરતાં જો!
દેગપાંખે પરખ્યા ધૂળકોટના દુર્ગને રે લોલ.
રમતા રથડે રણુરેતે ઝુકાવ્યુ જો!
હાથીડા પગ વાળી• ધરતીખોળે ઢળ્યા રે લોલ.
નીરખે ધૂળકોટ, નીરખે નમતા નભને જો!
અનિમિષ આંખડલી જગસીમને શોધતી રે લોલ;
ચખચરકલડી થાકીને પાછી વળે રે લોલ;
નાંગરે જઈ જેમ કાઠડે સફરી જહાજ જો!
એક ધૂળકોટને કાંગરે સંઘવી નાગર્યાં રે લોલ.
રણુની સીમ અસીમ ભવસીમ શી ભાસતી રે લોલ.
ધુમ્મસતટ બેઠો જયમ કો મનુબાલ જો!
વાદળદળ દેખે ને જગ નવ દેખતો રે લોલ;
એમ જગસીમ શોધતા ધરણમ સંઘવીઓ જો!
ધૂળના કોટ નીરખે, ને જગ નીરખે નહિ રે લોલ.

ચક્ષુ ચગાવે, દગનાં છોડે બાણુ જો!
ધૂળના ઢગમાં જગનાં સોનાં જડે નહિ રે લોલ;
જગમતિયાને હરિનાં જગ નવ સાંપડચાં રે લોલ.

યાદવ આવ્યો કો, નભદેશથી ઊતરિયો જો!
રણુના એ ઝાંખપના પટમાં ઝાંખો પડ્યો રે લોલ.

દીઠડા મીઠડા હરિ જગમંગના સંઘવી જો!
દીઠડા ઢળતા ધૂળ-વાદળને કાંગરે રે લોલ:
પન્થનગરના સંઘવી પોઢી શા પડ્યા હતા રે લોલ.

દરિયાવાસી ધૂળદરિયાપાળ ઊતર્યો જો!
'આભ ઘૂમી આવ્યા!' સંઘની સુજનતા પૂછતી રે લોલ.

'આભલ નહિ, સન્ત! આભલ ગઢની સીમ જો!
અગાધનો તાપ તાગનાર તારો નથી જગે રે લોલ;

આભલગઢ હું ગયો'તો તારકલોભે જો!
દેવર્ષિના વિમાનમાં, તારક ઝાલવા રે લોલ.

ઝડપીને ઝાલી એક તારલાની પાંખ જો!
તારલો કે પાંખ અમ વિમાન મહીં માયાં નહીં રે લોલ:
નેણે સમાય એ કરમાં સમાય કેમે નહીં રે લોલ?'

આવ્યો-આવ્યો ત્યહાં પાર્થ-પૃથાનો પુત્ર જો!
પૃથ્વીના પારસમણિ પાર્થે દીઠા હતા રે લોલ.

'જય શ્રી હરિ' કહી સંઘવીએ સત્કાર્યા જો!
ઝંખવાયા જનનાયક નરવરને દીઠે રે લોલ.

નમિયાં અંગઅંગ, નમિયાં નમણાં નયણાં જો!
પૃથ્વી-પારસ જોઈ ઝંખવાણા પુર-હીરલા રે લોલ.

પાર્થે પૂછિયું: 'ભૂલા પડયા ભવરણમાં જો?
સંઘવી! શું શોધો છો ધૂળકોટકાંગરે રે લોલ?'

સંઘવી બોલિયા: 'કૃષ્ણ-સખા છો કરમી જો!
દીઠી હોય તો જગતે જગસીમ દાખવો રે લોલ.'
'તારલ-પાંખ નવમાયે વિમાનમાં' યાદવ વદ્યો રે લોલ

હસિયો રસિયો ગિરિવર શો જગજોદ્ધો જો!
હસિયો - રણવેળુની તરગાવળે હસ્યો રે લોલ.

'જગ શોધો છો સંઘવી! વિજન આ વગડે જો!
જગસીમને શોધો છો સંઘવી! વેળુસીમે રે લોલ!
પન્થના પન્થી તાપસ છો, જગપન્થના રે લોલ.

સાગરસીમને જહાંજ, વનસીમને સિંહ જો!
જગસીમને જોગન્દર કોક જોતા હશે રે લોલ.
પુરજનની દગ પુરગઢમાં પૂરઇ રહે રે લોલ.

ગરુડે નથી લીધ આભલગઢના તાગ જો!
આંખડીએ સીમા અસીમની દીઠી નથી રે લોલ.

ધુમ્મસ તરશો, મેઘની વાદળી વીંધશો જો!
આભલનાં મહાજળને તરતો તારો કિયો રે લોલ?

કુરુક્ષેત્ર જીતશો, જગ જીતવાં નથી સોહ્યલાં જો!
ગાંડીવનાં બાણોથીય મહામ્હોટી મહી રે લોલ.

ઊડજો-ઊડજો, પ્રેરણાની પાંખે ઊડજો જો!
ગરુડ શા ઊડશો ત્હોય અનન્ત આભ છે રે લોલ.'
હરિસખા વેરતા'તા હરિ સમ વચનમણિ રે લોલ.
'આભલ છે આંખડલીથી અતિ અધિકો જો!
પ્રકૃતિથી પરમાત્મન પરમ પ્રચંડ છે રે લોલ;
દેહમાં નવ માય સન્ત! આતમના ઊડવાં જો!
ચેતન કેમ સમાશે માટીને માળખે રે લોલ?
તારલિયાનુ કિરણ કોક સંકેલશો જો!
નહિ માયે–ન સમાયે એ હાથમાં–વિમાનમાં રે લોલ;
તારલિયાનું કિરણ અનન્તનો દોર છે રે લોલ.
પુરના સંઘવીને પુરના કોટનાં સોણલાં જો!
જગના સંઘવીને જગ આભલ મ્હોટાં દીસે રે લોલ
કિયા જીવે નીરખી જીવનની સીમા જો?
કોણેકોણે દીઠા ક્ષિતિજના છેડલા રે લોલ?
ભવસાગર શો ધૂળસાગર આ ગરવો જો!
જગની સીમ જડશે ભવની સીમને જડયે રે લોલ.
આંખડીની સીમ છે પોપચું ને પાંપણીઓ જો!
સાગરસીમ છે મર્યાદવેલની રેખાવલિ રે લોલ;
અગાધ આભ છે મહાબ્રહ્માંડની સીમા જો!
આત્મની સીમ છે અપરંપાર બ્રહ્માવલિ રે લોલ.
આત્મન જ્યમ પરમાત્મનમાં ઢોળાયે જો!
આંખડલી ઢોળાયે ઊડતી આભમા રે લોલ;

તારક જ્યમ ઢોળાયે અનન્ત ઉર,
હદ ઢોળાયે બેહદને મહાગહ્વરે રે હે.
પન્થનગરના સંઘવી પન્થમાં પન્થમાં પળિયા જે
સોનારૂપાના પારણ જગ પાછા વળ્યા રે લોલ;
હદ-બેહદમાં જગ શોધતાં પંખેરુઓ રે લોલ.
હસિયા હરિઃ 'ધરતી પુત! ધરતલ રહેજો જો!
આભલના સ્વામીને આભ ભળાવજો રે લોલ;
માનવનો મહીપટ, ને સુરનાં સ્વર્ગ છે રે લોલ'
જગતની સીમ શોધવા ગયા'તા
જનજગના જુગસંઘવી રણોમાં;
હસી હસી હરિ હાસ્ય હેમ કીધા
ધૂળનિધિના ધનવન્ત નાગરિકો:
નીરખી ન સીમ, અસીમ જોઈ આવ્યા.

## અધ્યાય ૯ મો - વાઘેશ્વરી

વૈરાગ્ય વૈરાગિણુના વિકાસતો,
વિભૂતિઓ વારિદ શી ઉછાળતો;
વલ્મીક શો ભૂખર, કાળભસ્મિલો
આબુ ઊભો છે અવધૂત-ધામ શોઃ
કે કારમા માનવતાની ઊર્મિ કો?

પાયે પરાશરારણ્યો, વસિષ્ઠ ગુરુ છોગલે;
પિતા-પુત્રની છાયાળો સોહે છે અર્બુદાચલ:

જાણે જોગીન્દ્ર જાગન્તો જોગકુવાર ફેરતો.
ઘેરાં ગાઢ વનો ઊંડાં, સોહામણાં સરોવરો;
ગુફાઓ ગરવી ગહરી શિખરો આભ કોરતાં:
પડી કૈલાસછાયા કે પૃથ્વીનું ગૂઢ ગૌરવ.
સ્રોતો સ્રોતસ્વિનીનાં,ને ઝરન્ના નિર્ઝરો મહદ્;
જોગન્દરો અને વાઘો સંગાથે વસતા ત્યહાં.
મેઘના ઢગલા જેવો હતો એ 'અર્બુદાગિરિ.
'પાર્થ! અર્બુદને શૃંગે મહાશિવરાત્રિ નાણશું;
જોગીના જોગેશ્વરને પૂજશું ભાવભક્તિથી.'
જતા'તા કૃષ્ણ ને પાર્થ, વનોમા વનરાજ શા,
વસિષ્ઠની કુટિરે ને અર્બુદાચળ છોગલે.
ત્યંહાથી ગુરુ જાતા'તા ઊગતા આથમતા રવિ.
કાળની કેડીઓમાં એ હજારો કુટિરો હતી;
પુરાણા એ પથ્થરોમાં કરોડો પગલાં હતાં:
શામળા એ કાળમીંઢ પડી'તી કાળ-ગ્રંથિઓ.
કહે પાર્થ: 'હરિ! આ તો પારખાં કપરાં પ્રીછે;
ભાવના-પૂર માણીને થંભાવે છે ઘડીક તો.
મોઘા છે માનવદેશે બ્રહ્મર્ષિ ભાળવા, હરિ!'
થાકભારથી થોભ્યો'તો હિમાદ્રિનો ય યાત્રી એ.
શૃંગ ઉત્તુંગ આબુનુ સ્વર્ગને ન્યહાળતું હતું.
સખાઓ શૃંગ જાતા'તા ન્યહાળવા સ્વર્ગને ફરી.
દેવાંગનાઓ કુંજોમા, દેવો ત્યહાં રમતા વને.

ગુફામાં વસતા વાઘો, ચોકમાં હરણાં ઘૂમે;
હતો અલૌકિક એવો વારુ વસિષ્ઠ-આશ્રમ.
હતા મહન્ત ગંભીરા, જાણે બીજા વસિષ્ઠજી;
ગુણવન્તા, ગિરિજૂના: સખાઓ પ્રણમી ઊભા:
ગિરિના શુ ગુફાદ્વારે આવ્યા યોગીન્દ્ર ભિક્ષુકો!
'આવો, વૈરાગ્યધારી છો; તીર્થી છો પૃથ્વીતીર્થના;
યોગવાસિષ્ઠવેત્તા છો, મુમુક્ષુ બ્રહ્મમાર્ગના.'
યોગીએ યોગીઓ દીઠા, દીઠા એવા જ આદર્યા.
'એક પત્ની, એક બાણ, એક વેણ રઘુપતિ;
ગુરુ! આવ્યા છિયે એના ગુરુને વન્દવા અમે.
સુણ્યુ છે હજીયે એની ગાજે છે જગઘોષણા.'
પૂજિયા પૂજ્યને પાર્થે વહી વિનય-વેણુને.
'ખરુ; બ્રહ્મર્ષિ બોલે છે વારે કે પરવે કદી;
કે અલૌકિક કો આવ્યે દર્શને ગુરુદેવના.'
વધા અગમ્યની વાણ મ'નુભાવ મહન્તજી.
ઊઠ્યા સાધુવરો સૌ, ને ગુફાભીતરમાં ગયા;
વીજ શો ઝળકારો ત્ય્હાં ગુફાના અન્તરે થયો.
કૃષ્ણે પાર્થે દીઠી દૃષ્ટે તેજસ્વી તેજમૂર્તિને;
અયોધ્યાનાં હતાં વર્ચસ્, સરયૂનાં સરો હતાં.
નમ્યા ને પ્રણમ્યા; ઊભા નામીને શીર્ષપદ્મને.
ગુરુએ યોગની દૃષ્ટે પ્રીછિયા કૃષ્ણ-પાર્થને;
મહાજ્યોત તેજમૂર્તિ તેજબોલે વદી પછી:

'પધારો; પૃથ્વીમાં પુણ્યો વીણ્યાં–વેર્યાં વનેજને
અને દિગ્વિજય કીધો ધર્મીઓ! ધર્મનો જગે.
મ્હારે ત્ય્હાં દ્વારિકા આવી, ને આવ્યું હસ્તિનાપુર.
ન્ય્હાળો નૌતમ નેત્રે આ જોગી-જોગણનો ગિરિ.
પ્રતાપી જાનકીનાથ હતા ગૃહસ્થી રાઘવ;
પતિસૂની પત્નીસૂના ન્ય્હાળો જોગણ-જોગીઓ:
ધારી નવનવાં રૂપો આવે આ અર્બુદાચળે.'
ત્ય્હાં તો થયો ગિરિડંકો; ભેરી નફેરી ઝાલરો,
ડાક ને ડમરુ વાગ્યાં, શીંગીઓ રણશીંગીઓ.
જોગેન્દ્રોની ઘેર આવી ત્ય્હાં મહાશિવરાત્રિની;
દર્શને યોગેશ્વરને આવ્યા યોગેશ્વરો સહુ:
શંભુગણ શા જોગી ને જોગણી જેવી જોગણો,
ગુફાની તેજમૂર્તિનાં તેજ ભાગ્યે વધાવીને,
યોગગુફાના સ્તંભો શા ગુફાદ્વારે ઊભા સખા.
દીઠા વૈરાગ્યના આંબા, દીઠી વૈરાગ્યવેલીઓ;
મ્હોરેલાં વૈરાગ્યમ્હોરે, ફૂલેલાં જોગફૂલડે.
અર્બુદાગિરિનાં એહ જોગનાં શિખરો હતાં.
હતી મોડવીને હસ્તે સહસ્રજ્યોત આરતી;
હતાં મંગળવાદ્યો કૈં જોગી-જોગણને કરે:
ઝૂલે ઝૂલન્ત ડાળો શું જોગનું વન ડોલતું.
જોગસંઘે જયોચ્ચાર ત્ય્હાં જોગેશ્વરનો કીધો;
'કૃષ્ણ! તું યોગેશ્વર છો, જોગીઓનોય જોગી છો;

જોગી સંસાર ચોકે તું કૈલાસી ખાખ ચોકમાં:
બન્ને 'મહાકન્થાધારી, કન્થાના શિષ્ય તો અમે.
તું વડી જગની જ્યોત: જગતજેતા જગતપ્રભા.
આવ્યો છો વ્હાલવા આપ અમારી જોગકન્દરા;
નિહાળો લેખના ભૂતો, માણો મ્હેમાની લેખની.
મહાશિવરાત્રિ આજે, કરીશું ત્હારી આરતી.'
વાગ્યાં ત્ય્હાં મંગળવાદ્યો, ગર્જ્યાં ગાંભીર્યકીર્તનો;
જાણે ગિરિ સ્વયં બોલ્યો, જગત્‌ઘોષ થયો મહા:
ઉતારી જ્યોતિર્ધરોએ સહસ્રજ્યોત આરતી.
ઊભીને આભલથંભા કૃષ્ણચન્દ્રની સન્મુખે
નાચ્યાં, રાચ્યાં, ગીતો ગાયાં, ગજાવ્યો અર્બુદાચળ.
મહારુદ્રના રુદ્રોએ કીધો કૈલાસ આબુનો.
હરિ આનન્દની મૂર્તિ, આનન્દાવી જમાતને:
'જોગી! જાળવજો જોગ; જોગેન્દ્રો જગ જીતશે'
'જોગેશો! જોગેશ્વરીઓ!' શબ્દે ઘોષ ગુરુ પૂછે:
'કૃષ્ણે ગિરિ સુહાવ્યાનુ બોલ્યુ કો જોગજૂથને!'
'પાણીડાં ભરવા આવ્યાં તળાવે સંઘતાપસો;
એમણે કહ્યું કે 'આ તો જોગેશો! કૃષ્ણસંઘ છે:
ને જોગેશ્વર જોગીના ગયા બ્રહ્મર્ષિદર્શને.'
પછી જૈ સરમાં ન્હાયા જોગીઓ કૃષ્ણ પાર્થ એ;
પદ્મવેલડમાં પદ્મો, સખાઓ એમ શોભતા.'
લીધી ત્ય્હાં જોગીની ભસ્મ, સંન્યાસની વિભૂતિઓ.

વન્દી, વન્દી, પુનઃ વન્દી; યોગેશ્વર યોગીને નમ્યો;
ને વળ્યા વનની વાટે વાઘ શા વાઘકેડીમાં.
ત્હાં તો દીઠું ગિરિદેશે મહાકૌતુક કારમું.
ગાતું, આનન્દતું, વાતું, વિજોગઅશ્રુ સારતું,
જોગણોનુ મહાવૃંન્દ જતું’તું ગીરવા વને.
લીલુડાં વન વાઢીને કીધી’તી વનપાલખી;
પોઢેલી પાલખીમાંહી હતી વાઘણ જોગણ.
શિવને પર્વકૈલાસે શિવની જોગણી જતી.
ન્હાળીને જોગણજૂથ રોતું-આનન્દતું હતું.
ગાજતી’તી આભમાં એ જોગણની જયાવલિ.
મીઠડી કોકિલા કેરા કંઠે જગ જગાડતી
ગાતી જોગણનાં ગીતો જતી’તી જગજોગણો.
આભલગઢથી આવી દિવ્ય દેવાંગના સમી.
અને વ્રજબાળાઓએ સૂરોમાં સૂર પૂરિયા.

(ઢાળ : બા કુવરબાને છેટે નગર વળાવ્યા સાસરે)

હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!
પેલુ રે! ઝરણું પીલૂડે ઝરમરે;
તીરતીરે ત્યહીં ફૂલડે ફૂલ્યુ ઘાસ:
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!
છાંટત એ અખંડધારા છાટણાં;
અવધૂતણ! ત્હાં વૈભવીવાસ:
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!

માથે ખીલીછોડ ધરે ધજાગરો
મહાજોગી મહીંસ્વયંભૂ શિવનું બાણઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!
મહૂલી માંડે શિલાઓ નીરમાં
કાળના કટકા શા સોહત પ્રાણઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!

આવતા અવધૂતો ત્હારે દર્શને;
ગજવતા તુજ હુકાર શુ હુકારઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!
સ્કન્ધે આશા, કરે કમંડળ;
ભરીભરી અભિષેકે ધીરી ધારઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!

પડખે કો તપ તપે તપેશ્વરી;
જગના ઝીલતી તાપસી તાપઉત્તાપઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!
નીરખીએ સલૂણી વનસાહેલડી
જોગણ! તુંયે જપતી અજપા જાપઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!

અર્બુદા માતાની કુંવરી કારમી;
ગીરવાનો ગઢ ધિંગડ ત્હારું ધામઃ
હો ગીરવાની જોગણ! ગઢને ઘેયો’તો ત્હેં, જોગન્દરી!

સજશુ સમાધ, પૂજી પૂજાવશું;
ગીરવાને વન જોગણ! દેશું વિશ્રામ:
હો ગીરવાની જોગણ! ગઢને ઘેર્યો'તો ત્હેં, જોગન્દરી!

માણ્યાં, મનભર વીરી! મણાવિયા,
વેરી વિધાતાએ દીધેલ જોગસંજોગ:
હો ગીરવાની જોગણ! ગઢને ઘેર્યો'તો ત્હેં, જોગન્દરી!
મ્હાડીઓ વીસરશે નહિ મ્હાડના
વનવાસણ! સંન્યાસણ! ત્હારો જોગ:
હો ગીરવાની જોગણ! ગઢને ઘેર્યો'તો ત્હેં, જોગન્દરી!

જાતી'તી જગજ્જ્યોત જોગણ ત્યહાં સ્કન્ધે ત્રિશૂળો ધરી,
'સાચે! વાઘણ મ્હાડ જોગણ હતી?' પાર્થે પ્રણામી પૂછ્યું;
કુહે એ જોગણ 'છો અતિથિ ગિરિના, આયુષ્ય ગાળ્યુ અમે;
ના દીઠી કદી વાઘછાંય ઝીલતી વાઘેણ જોગન્દરી.
કુહેશે વાઘણદેની જોગણકથા વિશ્વે ત્રિશૂળધ્વજો'

## અધ્યાય ૧૦મો · કલિસ્મૃતિ

'વનવનની વનાટવી વટાવી,
ગિરિગિરિની ગિરિધારીઓ તરીને,
રમણીય વનચોક વીંધીવીંધી,
ઋષિવર ત્યહાં જઈ આશ્રમે વસ્યા'તા'

'ઉદ્ધવ! આજ ન્હેં એક યુગસંભારણું દીઠું
ગિરિમાં વનને આરે મહર્ષિ લખતા સ્મૃતિ.
કાળે અમાસઅન્ધારે બોળીને દેવલેખિની,
ઋષિજી કેક બેઠા'તા આભ ને કાળ મન્થતા.
ત્હેંયે કૈંક ડુંગરોમાં આશ્ચર્ય તો દીઠું હશે;
ભરેલા છે ભારતના આશ્ચર્ય ડુંગરા-ઝરા.
આ તો અન્ધારમાં કેડી તેજની પાડતા હતા;
લખીને કજ્જળકાળું પૃથ્વીમાં ઝરતા પ્રભા '
ગિરિધેર્યો વનચોકે, શિલા એ શૈલપુત્ર શા,
ઉદ્ધવ વાટ જોતા'તા હરિની વનયાત્રીની.
ડુંગરમાળમાંથી એ ઊતર્યા ઝરણા સમા;
હરિ વનમાંથી આવ્યા; મળ્યા, વાતે વળ્યા સખા.
'હજીયે હરિ! આશ્ચર્યો દાખે છે પૃથ્વી આપને!
તો અમારે ભર્યાં હોય આશ્ચર્યોથી અણુઅણુ.'
પછી હરિ વદ્યા, જાણે પ્રભાના બોલ મીઠડા:
'ઊગે છે–આથમે છે આ, સર્વાશ્ચર્યમયં નભઃ।
ને અર્પે વિશ્વને તેજ, મહાઆશ્ચર્ય સૂર્ય એ.
ગોરમ્ભો જગને ધાલી, બ્રહ્માંડચક્રમાં ચ્હડી,
ભમે છે વ્યોમનિશાન્તે, આશ્ચર્યો તેજગોળ છે.
વીતી અનન્તતા મર્જ્યે, બીજી અનન્તતા જશે,
ઊગશે–આથમશે એ ત્હોયે અનન્તતાભરી.
આ તો અન્ધારમાં તેજ, પૂર્ણિમા આ અમાસમાં;

નિર્મળી છાંટતા'તા એ નિર્મળો કરવા કલિ.
એક પા ડુંગર ડોલે, બીજી પા ઝરણી ઝરે;
મધ્યમાં ઋષ્યાશ્રમની કુટિરો ધૂમ્રભૂખરી.
મહાલતી વનલક્ષ્મી શી ધેનુઓ ઘરપાઇને;
રમતી ધેનુવત્સાઓ લાડકી પુત્રીઓ સગી.
નિર્મળા ઝરણામાં ત્ય્હાં જળે કલહંસ બોલતા;
હોમ થાયે, સામ ગાયે બ્રહ્મના બ્રહ્મચારીઓ.
ઉદ્ધવ! આશ્રમે એ, ને ઝરણે જ્ઞાનસ્રોત શે,
દીઠાં મ્હેં વનનાં વાસી ઋષિ ને ઋષિબાલકો.
વૃક્ષવૃક્ષની છાયામાં ગ્રન્થાધ્યયન ગાજતું.
શાસ્ત્ર વાંચે, મન્ત્ર ગોખે, કવિતા ગાય તન્ત્રીમાં:
સૌયે યે શારદસન્તાનો હતાં શારદતન્ત્રી શાં.
હતો ઋષ્યાશ્રમ એહ ફૂલડે ભરી કુંજ શો;
કને ઝરણું ઝંકારી વ્હેતું'તું બ્રહ્મનીરનું.
વડલાની ઘટા એક ઘેરી ગોરમ્ભતી હતી;
ઘૂમતા'તા મહીં ઘેરા પડછાયા અમાસના.
દીઠો દિવ્ય દષ્ટિએ એમણે આવતો કલિ;
આલોચી અવધારીને લખતા'તા કલિસ્મૃતિ.
અંગુલિમા હસ્તચાપે લેખિનીશર ધારીને,
આલેખ યુગહૈયાને છોડે અક્ષરનાં ફૂળાં.
ગણતા ન્હાંદડા વડલે, રેખાવઝ વિલોકતા;
પછી જને-જગે જોતા ભીના શોકાર્દ્ર લોચને.

પ્રણમ્યો, પાયમાં બેઠો; બિરદાવ્યા ઋષિવરઃ
'વિશ્વકલ્યાણવાંછુ છો, પ્રગટો છો વ્યોમદીવડો;
થશે આ પુણ્યનુ સ્થાન કાલે તો ધામ તીર્થનું.'
પાંપણો મહીંથી દષ્ટિ વહે, ત્ય્હાં એમ વૃક્ષમાં
કિરણો સમ શતધારે ઝરન્તું ઝરણું વહે.
'દીસો છો તીર્થના તીર્થી, આવો; આતિથ્ય અર્પું શું?
રમતારામ પૃથ્વીના, વાસુ શા આવતા-જતા.
આ તો છે કાનનકુંજ, આશ્રમ તો મ્હણે ઊભો.'
ઝરતા ઝરણાની ધારે મહર્ષિ ત્ય્હાં વધ્યા વને.
કનેનો કુંડ બોલન્તો, એવું બોલ્યા હરિવરઃ
'ધેનુ શો ધરપાયો છું ખાઈ-પીને ફળો જળો;
આલેખો છો દેવશબ્દે એ શબ્દામૃતની તૃષા.
પાવ, તો અમ તપોશે; પાવ, તો થૈશ પાવન.'
ને ઋષિ બોલિયા બોલ, જાણે વટછાંયડી વદીઃ
'નથી આ પૂર્ણિમા, યાત્રી! આજે તો આ અમાસ છે;
નિસ્તેજ ને નિરુત્સાહી, કલિની છાંયડી સમી.
મહાઋષિ થયા પૂર્વે, વસાવ્યું આ અરણ્યને;
એ આ પરાશરારણ્ય, પુરાણું જગજાણીતું.
જોગનાં શાસ્ત્રશાસ્ત્રોથી ધર્મનુ જગ જીતવા
જોગીઓ જગતે જાય અર્બુદ ને આ અરણ્યના.
એકદા સાગરમત્સ્ય નિધિનીરે હરી ગયો
મહર્ષિએ ઉદ્બોધેલી કલિની કોકિલા-સ્મૃતિ.

હવે સંભારીસંભારી લખું છું એમણે લખ્યુ;
છાયાસ્મૃતિ જ છે આ, ને હું છું છાયાપરાશર.
હજી તે આદર કીધો પ્રભાતે આજ આ પ્રશ્ને;
અધૂરા અક્ષરની આ અધૂરી છે કલિસ્મૃતિ.
કલિના પુત્ર શા, યાત્રી! ત્હમે તો દીસતા નથી;
ધર્મવાંછુ! કરશો . શું કલિના ધર્મ જાણીને?'
'હા, હું દ્વાપરનો પુત્ર, પુત્ર છું હુ ત્રિકાળનો;
પુત્ર હું ચારે યુગનોઃ મહર્ષિ! કલિધર્મ કહો,
વાવશું ધર્મ પૃથ્વીમાં, મહર્ષિઘોષ પાડશું'
'એહ કલિસ્મૃતિ, યાત્રી! લખી નથી, લખાય છે;
સાંભળો એ, વટેમાર્ગું વિશાળી કાળવાટના!'
કલિઘેર્યો કલિવાસો ભાખ્યા પછી ઋષિવરે.
'પધારો, કાળના યોદ્ધા! સજ્જો આત્મશસ્ત્રને;
હોહ્યલા સતયુગ ત્રેતા, સોહ્યલો કલિ જીતવો.
કલિ અજ્ઞાન-અન્ધારે, કલિહુકાર હુંપદે;
મોહમાં, મોહિનીમાં, ને કલિકામણ જાદુમાં.
કલિ પરસ્ત્રીને રૂપે, ભયો પરધને કલિ;
એકાન્તે, ભ્રમણે, ભ્રાન્તે, કલિ છે કાળકૂટમાં.
કલિ અધૈર્યે ભીરુત્વે, નિદ્રા-આલસ્યમાં કલિ;
કલિ કામે ક્રોધે દ્વેષે, અનાચારે, અનીતિમાં.
કલિ અન્ધા અધિકારે, કલિ રાજ્યપ્રપંચમાં;
ગૂઢ છે કલિનો વાસો લોભમાં, અપમાનમાં.

કલિ આસુરી સૌન્દર્યે, કલિ છે ગણિકાકલા;
કલિ ચાર્વાકી સાહિત્યે, કલિ કુટિલ કાવ્યમાં.
જન્મશે કલિજેતાઓ હરિ જન્માવશે તદા.'
અજાણ્યા અણપ્રીછ્યાંનો ઉદ્ધવ! આનન્દ છે મહદ્;
માણતો'તો વનમા એ આનન્દ ગોપવેશને.
મ્હને મ્હારો નિત્યધર્મ મુનિ ભણાવતા હતા.
પધાર્યા ત્હાં ઋષિપત્ની પુષ્પપાંખડયાવલે;
સંભરી હતી મુદ્રામાં સુગન્ધો પત્નીધર્મની.
દીઠો, ને થભિયા દેખી; ને ઝર્યાં બોલફૂલડાં:
'આ તો જોગેશ્વરે કાલે પૂજ્યા એ આજ આવિયા.'
પછી મહર્ષિ શું પૂછ્યું 'પ્રીછ્યા આ પાયવન્દના?
ચન્દ્ર જેવા ચન્દ્રવંશી દ્વારિકાધીશ એ સ્વયં:
વિશ્વવેત્તા, કાળજેતા, યદુના યદુનન્દન.
કાલે મધ્યાહ્નકાલે દાદાને આશ્રમે હતા;
'કાલે જોગેન્દરે કીધી આરતી અર્બુદાચળે'
પ્રીછ્યો; પ્રીછી ઋષિ ઊઠ્યા ભેટ્યા અંક ભરીભરી;
પ્રણમ્યા પ્રાણની પેરે, હર્ષાશ્રુ નયણે ઝર્યાં:
એહ એકાન્તના વાસી, વિધિ શા વ્યોમગહવરે,
કલિધોતા મહર્ષિને મ્હેંયે બિરદાવિયા વળી.
અંગે આનન્દ ના માતો, સમાયે કેમ વાણીમાં?
'લોકકલ્યાણવાછુ છો, હિતસ્વી મનુવંશના;
આવર્તા કલિના ઓળા પ્રીછો છો ને ભૂંસોય છો.

કલિ કેરા હલાહલની અર્પો છો આપ ઓષધિ;
વ્હે છે અખંડધારે આ વાગ્ધારામાં સરસ્વતી.

પુણ્ય વાળો, પન્થ દાખો, અન્ધારામાં ઉજાસ ધો;
ધર્મ, વાક્સ્વામીઓ! એહ ત્હમારો છે ત્રિકાળનો.'

વન્દી ઋષિ-ઋષિપત્ની મૂક્યો એ ઝરણાતટ;
કહો, ઉદ્ધવ! શા શબ્દો ડુંગરોમાં સુણ્યા-ઝીલ્યા?'

અને ઉદ્ધવજી બોલ્યા ગિરિના ઉરના સ્વરે:
'હરિ! નક્કર કે પોલા હશે સૌ ડુંગરા જગે?

વન વીણવા આપ ચાલ્યા હું ચ્હડ્યો એક ડુંગરે:
માર્ગભૂલ્યા મૃગલા શો, ગોથાં ખાતા ગરુડ શો.

ત્ય્હાં તો ડુંગરને હૈયે બોલે અખંડ હીંચકો;
ગાતી'તી કો ગિરિબાળા ગિરિમાં ગિરિગહ્વરે.

સુન્દરી કોક ગાતી'તી ગૂઢ ગીતો ત્રિકાળનાં;
હીંચકો તાલ દેતો'તો ભવ્ય એ ગીતમન્ત્રને:

જાણે અગમ્યની ધાત્રી જગદમ્બા શું બોલતી!
હું તો સાંભળતો બેઠો; બેઠો-સમાધિમાં પડ્યો;

ઝૂલે અખંડ ઝૂલે એ હીંચકો જગહીંચકો.'
'ઉદ્ધવ! આદ્યશક્તિ એ આવ્યાં કૈલાસથી અહીં.'

ભાખી ઉદ્ધવને ભવ્ય ઉચ્ચર્યા હરિ આશિષો:
'લખાશે કવિતા કાન્ત ઓધા! આરસમાં અહીં;

ઓળંગી અર્ધી પૃથ્વીને ન્હાળવા આવશે નરો.
સિદ્ધાચળે; રેવતે, ને આભ શા અર્બુદાચળે,

એ દેવોના ધામમાહીં સ્થપાશે દેવમન્દિરો
કલિની ઓષધિ જેવી કલિસ્મૃતિ લખે ઋષિ;
ઓષધિ શતધા એવી ગિરિહૈયે પ્રફુલ્લશે'
વાતેવાતે વાટ વીતી, વળોટ્યા વન-ડુંગરા,
સિધાવ્યા એ સરતીરે સંઘના આશ્રમે સખા.
આઘે આઘે વનપાળે હરિને આવતા દીઠા,
ત્ય્હા તો પાર્થે વીરહસ્તે ફૂચડકો વગાડિયો
'હરિ! આ ભૂમિમા આવા વાગે છે વીરદુદુભિ'
'પાર્થ! આ પ્રાક્રમી પૃથ્વી, વાઘણદેની ભૂમિ આ,
હિન્દવો સૂરજ સ્હોશે સ્હોશે દીવાન દેવનો.'

ગિરિવનોને વીંધી કૃષ્ણસઘ એ
સરેઝરે નિજ પડાવ નાખતો,
અને પછી ફાલ્ગુની બીજમા દીઠા
શ્રીમાળના શારદલક્ષ્મીના ધ્વજો

## અધ્યાય ૧૧ મો · મહાલક્ષ્મીના મંદિરમાં

કુંજો ભર્યાં વૈભવી શૃંગમંડળે
ઉદાર હર્મ્યસ્થલીઓ હતી વડી;
હૈયા ઉઘાડી જગહૈયુ ન્હાળતા
ત્ય્હા ઊર્ધ્વદ્રષ્ટા ઊડતા ધ્વજો નભે

ઢાળ : કાગળિયા લખતા (ગેઢ) રે। ચન્દનચોકમા રે લોલ

અગમ્યપુરની પરમેશ્વરી કો પાંખે જો!
શ્રીમાળના ધ્વજ આભલગઢમાં ઊડતા રે લોલ;

ઉસમરવરના ઊડતા રાજહંસો જો!
આતમ ઉઘાડી આતમદેવ શું વાતો કરે રે લોલ.

આવી–આવી ત્હાં ગીરવાની વણઝાર જો!
વણઝારાએ વાવડ દીધ 'આવે હરિ' રે લોલ.

'આવે-આવે, દ્વારામતીનો દેવ જો!
હસ્તિનપુરનો ગાંડીવધર બાણાવળી રે લોલ,

આવે-આવે મહાલક્ષ્મીની સ્હૈયરો જો!
દ્વારામતી-હસ્તિનપુરની મહારાણીઓ રે લોલ;

બ્રજયોગિનીઓ, તપસી તીરથવાસી જો!
ચાલતું વન આવે છે પુરમાં પાયે ચ્હડી રે લોલ.'

થાળો રણક્યો ઝાંઝોને ઝમકારે જો!
'હરિ આવે છે' હરખે પુરમાં વાગ્યો પડો રે લોલ;

બાવન ચોટાં, પુરના બાવન ચોક જો!
શેરી-શેરી, હવેલીઓ, દેવમન્દિરો રે લોલ;

જ્ઞાનમઠોના ગુરુઓ ને બ્રહ્મચારીઓ જો!
અર્બુદપોળનો વડલા ચોક ભરી ઊભા રે લોલ.

વેદવિદોએ કુંકુમચન્દન અર્ચ્યાં જો!
મહાલક્ષ્મીનાં ઉપર ઉપરણાં ઓઢાડિયા રે લોલ;

ધનપતે ધરિયા મણિમાણેકનાં થાળા જો !
પુરસુન્દરીઓ મોતીડે હરિને વધાવિયા રે લોલ;

ધનપાઠીના ઘોષ, મંગળવાદ્ય વાગ્યાં જો !
બ્રહ્મચારીઓ ઉચ્ચરિયા હરિના જયોજયો રે લોલ.

ટેકરીશિખરે મુગટો શી મ્હેલાતો જો !
નીચે સરવર સાગર લેતાં લહેરિયાં રે લોલ;

ગોખઝરૂખા દિશદિશનાં લોચનિયાં જો !
કવિતાના મેહુલિયા ઝીલતી અગાસીઓ રે લોલ;

શૃંગને શિખરે મહાલક્ષ્મીના મહેલો જો !
સાતમી ભોમે હરિવરને ઉતારા દીધા રે લોલ.

નીરખે દિશદિશ, નીરખે ડોલતો સાગર જો !
બ્રહ્માંડો નીરખે, ને નીરખે અનન્તમાં રે લોલ;

સાગરના સ્વામી સાગરિયે સોહે જો !
આભલના સ્વામીને આભલ આદરે રે લોલ;

ફરતી ઢળતી મહાલક્ષ્મીની લક્ષ્મી જો !
એ લક્ષ્મીની પાળ જલધિ જગસોહામણો રે લોલ.

'ભદ્રેસુભદ્રે ! જો જો દરિયો ડોલે જો !'
દરિયો દેખી બાળક શા હરિ આનન્દિયા રે લોલ;
વરસલિયાં વીત્યાં'તાં હરિને દરિયો દીઠે રે લોલ.

'હૈયામન્ત્રો દ્વારિકાના લઈ ડોલે જો !
હૈયે હુલાવતો દ્વારિકા હૈયે લઈ જશે રે લોલ.'

રુક્મિણી ઊભલાં દ્વારિકાદિશને જોતાં જો!
દરિયો દાખવી આથમી બીજની પાંખડી રે લોલ.

રજની ઊતરી; પ્રગટ્યું નવલું પ્રભાત જો!
પૂનમ-અધિકાં પ્રાગટપુર પ્રકાશતાં રે લોલ;

સૂરજ ઊભલો ગીરવાને ગોન્ભે જો!
મહાલક્ષ્મીના મ્હેલના સૂર્યનાં દર્શને રે લોલ

સ્નાન-સન્ધ્યા પરવારી મ્હડતે પ્હોરે જો!
સંઘ સિધાવ્યો વન્દવા મન્દિર-મન્દિરે રે લોલ.

કિરણકિરણમાં પાચની પાંખડી પાડે જો!
કોટિક પાંખડી પદ્મ શા હરિવર સંચરે રે લોલ;

પરિમળ સરીખો પાછળ વિચરે સંઘ જો!
ગહાલક્ષ્મીના મારગે પ્રગટી હરિપ્રભા રે લોલ;

બ્રહ્મ શુ બ્રહ્મ કરે બ્રહ્માંડભરની વાતો જો!
દહેરે-દહેરે દેવ શુ હરિવર વાતો કરે રે લોલ

સૂરજ-દેવળે પૂજિયા સૂરજદેવ જો!
ચન્દ્રમૌલીશ્વર પૂજિયા ચન્દ્રને મન્દિરે રે લોલ;

વેદભગવાનને મસ્તક પદ્મ વધાવ્યા જો!
મહાલક્ષ્મીની ઉતારી હરિએ આરતી રે લોલ;
'પ્રસન્ન રહેજો જગજનતાને' વીનવ્યું રે લોલ.

હરિનયનો લક્ષ્મીનયને ઢોળાણાં જો!
સાગરમાં મોહાઇ રહી આભની અનન્તતા રે લોલ!

છલકે જેવી માનસસરની છોળો જો!
ઊછળે જેવા તરગ નિધિરંગો ભરી રે લોલ,

ઊભરાતા'તા અણુછીપ એવા ભાવો જો!
ઝીલતીઝીલતી ધરતી પણ ઓસરી જતી રે લોલ;

જગજગના ને જુગજુગના કલ્યાણ જો!
અવનીમાં અંજલિઓ ન્હોતી એ ઝીલવા રે લોલ.

પછી પધાર્યા પુરજનને મન્દિરિયે જો!
કુંકુમપટમાં કુંકમપાય હરિ પાડતા રે લોલ;

સાગરતટના આગરઉર આગરિયા જો!
ઉરમરીખડા ઓરડા, ને ઓરડે આગર ઢળ્યા રે લોલ.

ભાવફૂલડે ફૂલી મહાલક્ષ્મીની કુંવરીઓ જો!
રુકુમિણીભદ્રાના લળીલળી લે ઓવારણાં રે લોલ

જમનાજળની લહરી સમ લહેરાતી જો!
ગંગોદકના ગુણગૌરવને ઢોળતી રે લોલ;

પ્રેમભક્તિની પ્રભા જગે પાથરતી જો!
પ્રારબ્ધની પુત્રીઓ સમ અવહેલતી રે લોલ;

વ્રજયોગિનીઓ ચોકમાં પગલી પાડે જો!
પગલી-પગલીએ ચોકમાં ઊગે પુણ્યવેલીઓ રે લોલ.

'દેવતા દૈવત! યુગયુગના યુગરાજ જો!
પૃથ્વીના પરમેશ્વર! પૂરજો કોડને રે લોલ;

દિશાદશ જીતીને દિગ્વિજયે આવો છો જી જો!
ધર્મધુરન્ધર ધરણીતલ છો ધર્મના રે લોલ;

અમ ઘેર હરિવર! આવ્યા છો તો રહેજો જો!'
હોંશીલા શ્રેષ્ઠીની હોંશો ઉચ્ચરી રે લોલ.
'અમે તો તમ વ્હોરતિયા, કામકાજ કહેજો જો!'
શરણાગતને હરિ વિનયવાણી વધા રે લોલ;
'ઓરડાભરિયા એહવા દિલભર રહેજો જો!
સાયરનીર ખૂટયે નવ દિલ ખુટવાડશો રે લોલ;
કેટલીક જાય છે? કેટલીક આવે નૌકા જો?
કેટલીક આપલે જગ શું આતમદેશની રે લોલ?'
'દ્વારિકાને દ્વાર હરિ! બેઠા છો દ્વારપાળ જો!
જગતને છેડલે ઊભીને જગને ન્હાળતા રે લોલ;
ભાખી નિહાળી કાળનો કોયડો પૂછયો જો!
સાગરો તો અમ સાગરિયાને સરોવરો રે લોલ.
તરણી ભવતરણી પેરે જાય ને આવે જો!
પાળો એ સરવરની પૃથ્વીની પાળો બધી રે લોલ.
વિશ્વને વર્તુળ બ્રહ્મકોરે ત્રિજ્યાઓ જો!
એટલા સાગરપન્થ સાગરિયા ખેડતા રે લોલ;
ધરતીને ઘેરતો રત્નભર્યો રત્નાકર જો!
રત્નાકરને તરગરગ રત્ન વીણિયે રે લોલ;
માનવકુળને મ્હેમાની દઇયે-લઇયે જો!
જગને જીતીને આવે આણુના જોગેશ્વરો રે લોલ.
હરિ! ઊડો છો ચ્હડીને ગરુડપાંખે જો!
અમ ઊડીએ સાગરિયે નાવડીપાંખે ચ્હડી રે લોલ;

વિશ્વના પન્થ જેમ તમ વાડીના પન્થ જો!
દિશદિશના જળપન્થ અમારે ઘરશેરીઓ રે લોલ;

હસ્તિનાપુરને સાગરમાં ઠાલવિયે જો!
સાગરને ઠાલવિયે હસ્તિનાપુરમાં રે લોલ'

'શ્રીમાળની સાગરલક્ષ્મીના ધ્વજ છો જો!
સાગર છો, સાગરિયા થઈ જગ શોભજો રે લોલ.

અમ યાત્રિક ને તાપસ; તમ ભાવ ઓળખ્યો જો!
મહેલેથી જળકુટિરે વસશું હવે અમે રે લોલ.

તમ સમ અમ પણ જલધિજળના તારા જો!
સાગર તરતા-તરતા જઇશું દ્વારિકા રે લોલ'

મધ્યાહ્નને ઢળ્યાં દિનનાં ચન્દની-ચન્દન જો!
ચોઘડિયાં વાગ્યાં એ જગની જ્યોતનાં રે લોલ!

હરિ ઊઠયા, જાણે ઊઠયાં જગનાં પુણ્ય જો!
હરિ ચાલ્યા, જાણે તેજતેજનું ઝરણું વહે રે લોલ.

ઓરડે, ચોકમાં બારણે, હર્મ્ય-પગથીએ જો!
કલબોલે કલ્લોલી ઊઠી પુરસુન્દરી રે લોલ.

ઢાળ: માણારાજનો

ઊભો-ઊભો અતલ આ આભ અનન્ત
સૃષ્ટિની સીમા બાંધીને, માણારાજ!
ઊભો-ઊભો જળજળનો જલધિ અગાધ
પૃથ્વીની પાળો પાળવી, માણારાજ!

ખેડે-ખેડે આભના જલધિ અનન્ત
સૂરજ શશિયર તારલા, માણારાજ!
ખેડે-ખેડે જલધિના જળને અગાધ
જગણાણુ શા અમ નાવડા, માણારાજ!
ઝરે-ઝરે ઝરમરિયા મેઘ અનન્ત,
અનન્તધારે ધરણી ધુએ, માણારાજ!
ગાજે-ગાજે રત્નાકર રત્નાળ અગાધ
અગાધ એના રત્નો ઝરે, માણારાજ!
છળે-ઊછળે આવન્તી ભરતી અનન્ત
જલધિના ધોરી કાં૦ ભરે, માણારાજ!
છવી-ઊછળી નયણાંની ભરતી અગાધ,
સાગરિયા! ઉરસાગર ભરો, માણારાજ!

અટ્ટાલીઓ હર્મ્ય હવેલીઓ મૂકી
વૈરાગ્ય કેરી કુટિરે હરિ ગયા,
વેણુપ્રે, સાગરનીરના તટે.
ને રોપિયો ત્હા યદુનો યશધ્વજ

## અધ્યાય ૧૨ મો - ઘડાતી મહામાનવતા

ત્હા એક પાસે નિધિછોળ આવતી,
બીજે ઊભો અર્બુદ વૈભવે ભર્યો,
વચ્ચે મહાલક્ષ્મીનુ શૃંગમન્દિર
અગાધનાયે તલથાગ લેતું'તુ

સ્હવારે પછી સોહન્તા હર્મ્યધ્વજોની હર્મ્યની
નીરડોલન્ત છાયાઓ નિધિના નીરમા પડી.

શિખરે ટેકરીઓને શ્રીમાળ વસતું હતું;
હતા શિખરોને હર્મ્ય ધિંગા ધ્વજો શ્રીમાળના :

લક્ષ્મીના જ્ઞાનલક્ષ્મીના, મહામાનવતા તણા
તરન્તાં તેજમા આવ્યા પુરજનો પુરસુન્દરી,

કુટિરો તીર્થવાસિની ભરી ભાવે ફળે ફૂલે
કીધ ત્‍હાં સાગરસ્નાન, જળે ખેલ્યા રમ્યાંહસ્યા,

સુન્દરી સુન્દરી સંગે, નરો સંગે નરાધિપો.
પછી સૌ પુરમાં શૃંગે સિધાવ્યાં દેવદર્શને.

ગાતાં-વાતાં કીર્તનોને, ધર્મછોળ છલાવતાં,
ઝીલતાં-વાળતાં જાતાં વન્દનો પુરલોકનાં,

શ્રીમાળનગરી ગાજી હરિના ધૂનઘોષથી.
ચન્દ્રકુટે ચન્દ્રમૌલિ, લક્ષ્મીકુડે જ લક્ષ્મીજી;

વન્દ્યા બ્રહ્મા બ્રહ્મકુડે, વિષ્ણુને વિષ્ણુકુડમા
વન્દે છે વાયુ વાયુને, પ્રણમે મેઘ મેઘને,

વન્દે છે ચન્દ્ર ને સૂર્ય, તેમ ત્‍હા વન્દતા હરિ
દેવો-દેવાંગનાઓને, વિધાત્રી વિશ્વવિધાત્રીને,

લોકભાગ્ય વિધાતાને વીનવી વન્દતા જતા.
આકર્યાં યાત્રિકો લેતા દેવનાં દૈવી દૈવતો;

હરિ અખૂટ સંભરતા દૈવતો દેવદેવીના.
સુભદ્રા સોણલા જેવી, રુક્મિણી રસવાદળી,

આનન્દાવતાં યાત્રીને માર્ગે આનન્દગીતથી
હરિ આત્માનુસન્ધાને આત્મામા આત્મ પ્રોવતા,

પૂરીને પાયમાં પાય પાર્થ છાયા સમો જતો
પછી હરિસભા જામી ઉઘાડા પુરચોકમા.

ઊંચેથી આભ જોતું'તું નીચે ધીરવતી ધરા;
પંખવો નાંખતો વાયુ, સૂર્ય તેજે વધાવતો

'સૂર્યચન્દ્ર નિત્ય આવે, વર્ષે વર્ષે જ મેહુલો,
ચિન્તામણિ ચિન્તવો છો. પધાર્યા છે હરિસ્વયં'

ઉદ્દબોધ્યા પુરશ્રેષ્ઠીએ પ્રબુદ્ધ પુરલોકને
મહાલક્ષ્મી સન્તાનોએ પૂજ્યા વેદવિધે હરિ;

પુષ્પે ને પુષ્પમાળાએ વધાવ્યો કૃષ્ણસઘને
વ્રજયોગિનીએ ગાયુ ગીત ત્રૈલોક્ય-નાથનુ

લાડતી લાડકી પુત્રી પિતાની ગોદમા સ્હડે,
એમ ટ્હૌકી કૃષ્ણબાળા કૃષ્ણચન્દ્રની સન્મુખે.

રત્નાળો વિશ્વગાજન્તો સગીપે છે જ સાગર,
ત્હોય વિર્હી મહાલક્ષ્મી ગાજ્યા શ્રીમાળચોક શુ!

શુ એ પોકાર પૃથ્વીનો? કે એ માનવવશનો?
હરિસન્મુખ ઊભા છે આખ ને આત્મને ભરી,
જળે જળપ્યાસુ મીન પોકારે ત્હોય શ્રી હરિ.

(ઢાળ મેરે કગન છુરાય ગયો રે! કદમવાકી કુજમેં)

'મ્હારી ધેનલ વિછોડી ગયો રે!
સખીરી! પેલો શામળો
મ્હારી ધેનલ વિછોડી ગયો રે!–'

વિષેરાણો પુરચોક, વેરાણા પેખતા થઈ;
ગયા કલ્યાણને માર્ગે લોકો કલ્યાણ પેખતા.
તેજસ્વી સૂર્યના જેવા, ભરેલા મેઘમેઘ શા,
પધાર્યા હરિછાયામા ગુરુ કો જ્ઞાનપીઠના.
વન્દનો ઝીલી-અર્પીને બંસીઓલે વદ્યા હરિઃ
'પુરેપુરે, મ્હાડેમ્હાડે, પેખ્યો મ્હેં વર્તમાનને,
ભવ્ય ભવિષ્યનાં ભાવિ ઘડાતા દાખવો, ગુરુ!'
'આપ સર્વજ્ઞ છો, અલ્પ મ્હારી તો જ્ઞાનપીઠ છે;
ત્હોયે જ્ઞાનપીઠોમા છે મહાશ્રીમાળ કાલનુ.'
રત્નાકરે રત્ન એમ પેખવા કાળહીરલા
શ્રીમાળની જ્ઞાનપીઠે ભાવી જોવા ગયા હરિ.
નિત્યલીલાં પત્રપત્રે, ઉદાર આમ્રકુંજમાં,
ભવભંડાર શી એહ જ્ઞાનપીઠ શ્રીમાળની,
ઘેરીતી પાટી શા પાને વિશાળા કદળીવને.
ફૂલમાળા ગૂથે કોક, બાધતાં કોક તોરણો;
લીલુડી આમ્રની ડાળે ધ્વજો ત્ય્હા કોક રોપતા.
વેધશાળે જ્યોતિષી, ને યોધશાળે મહાવીરો,
વીણાઓ તન્ત્રીઓ વાય ગાયકો ભવ્ય સંગીતો.

હૈયાભાવ ભરેલા સૌ શાળા ને ગુરુ સેવતા.
ચન્દ્રમંડળમાં ચન્દ્ર એવા ત્ય્હાં ગુરુ રાજતા;
સૂર્યમંડળમાં સૂર્ય એવા ત્ય્હાં શોભતા હરિ.
પહેલ્લી મીટમાં ન્હાળ્યો તારકસંઘ બાળનો;
આંખો-આંખોય તેજસ્વી, આભે આવેલ મ્હોર શો
બ્રહ્મચારીઓએ કીધી હરિની જયઘોષણા.
'ભાવ છે, ત્ય્હાં કૃષ્ણ છે, ને કૃષ્ણ છે ત્ય્હા જયોજયો.'
દેવ કેરી દિવ્ય દૃષ્ટે બીજી મીટ ભરી હરિ;
દીઠા એ તારલાઓમાં સૂર્યોને દૂરદૂરના.
પુરુષ-સૂક્ત, ઉષાસ્તોત્ર, કુન્તા સન્દેશ કારમો,
પાર્થ-ઉદ્‌બોધ આયુષ્યનો કાળ શા કુરુક્ષેત્રનો;
જાનકી-રામ સંવાદ વનવાસે વને જતાં:
ઉદ્‌ગાયા સામમન્ત્રો શા બ્રહ્મવિદ્ બ્રહ્મચારીએ.
આનન્દ્યા સહુ આનન્દે કૃષ્ણનેત્રો ભીંજ્યાં સુણી.
'શ્રીમાળના પુણ્યપુત્રો! ત્હમે તો લવકુશ છો;
ત્રેતાથી દ્વાપરે આવી વાલ્મીકિ સન્મુખે ઊભા.
બ્રહ્મના બ્રહ્મચારીઓ! ફાલ્ગુની આજ પચમી;
અને પ્રફુલ્લશે કાલે પંચમી થઈ પૂર્ણિમા.
જ્ઞાનપીઠે મનુવંશ આવતી કાલનો ઊગે.'
ઊઠ્યા હરિ; થયો એક ઝળકારો વીજનો વડો;
વૃક્ષો થયા તેજ-સ્તંભો, જ્ઞાનપીઠ પ્રભાપીઠ.
બ્રહ્મચારીઓને હૈયે રશ્મિઓ તેજનાં પડ્યાં.

જતાં-જતાં શાળાદ્વારે ગંભીરુ શું હસ્યા હરિઃ
'ભદ્રે! રુક્‌મિણી! વધૂઓ લાવો આ લવકુશની.
મોરલાઓ કલા ખોલે, વરવી કેમ ઢેલડો?'
સુભદ્રા વીજળી જેવી બોલી ત્ય્હાં બોલ વીજ શાઃ
'ભરી છે કુંજકુંજોમાં ગુણાળી રૂપવેલડો;
કાન્તાઓ કવિ-મન્ત્રીની, સુધા શી કવિતા કલા '
સુણી બ્હેનડનો ગાજ ગૂઢ હાસ્યે હસ્યા હરિ.
ગુરુને ચાંપિયા હૈયે, ગૂંથી બ્હાંય શું બ્હાંયડી;
ને એ બૃહસ્પતિનેયે બિરદાવ્યા બોલફૂલડેઃ
'ગુરુ છે હરિનો અંશ સર્જે છે નર બાળનો;
હરિ જગતે જન્માવે, જિતાવે, જગને ગુરુ.
આ યુગે બે ગુરુશ્રેષ્ઠો – દ્રોણ, સાંદીપનિ મુનિ;
હું છું સાંદીપનિછાયા, પાર્થ દ્રોણ-પરાક્રમ.
ત્રીજા ત્હમે થશો એવું ભાખે છે જ્ઞાનપીઠ આ.
ઝૂમ્યા છે વ્યોમમાં તારા, સૂર્યો એ દૂર-દૂરના;
આજનાં ઝરણો ઝીણાં થશે કાલે મહાનદો.
શ્રીમાળની જ્ઞાનપીઠે પેખું છું બાળનાં મુખે
મહાશ્રેષ્ઠી મહામન્ત્રી મહાયોધ મહાકવિઃ
કલિ શું ઝૂઝનારાઓ, સાગરે સીમ શોધતા.
આમાં છે ભરતો કોક, ગણશે સિંહદન્તને.
બ્રાહ્મણો બ્રહ્મવર્ચસ્વી, ક્ષત્રિયો ક્ષાત્રકોડીલા,
વૈશ્યો લક્ષ્મીપ્રભાળા છે, શૂદ્રો સેવાપરાયણ.

સન્તાનો મહાલક્ષ્મીનાં મહાભાવ મહાપ્રભ;
સુખડે છે મહાલક્ષ્મી, વસ્યા છે ઉરમાં હરિ.
જ્ઞાનલક્ષ્મી ધર્મકર્મે, ભર્યાં છે કવિતા-કલા;
વિશાળી આંખડી, ઊંડાં હૈયાં, એવી ઉદારતા;
પ્રાણાન્તેયે દાન દેશે પુત્રપુત્રી શ્રીમાળનાં.
ગૌરવે વિશ્વગાજન્તા ગુરુ! ગોત્રવિશાળ છો.
ને હજારો વર્ષ વીત્યે, આઘે કો ઘાટ-કાળને,
ભૂલન્તા ભૂલશે ત્હારે ગાશે કીર્તન માહરાં.
ત્રિવેણીના તીર્થ જેવા કવીશ્વરો શ્રીમાળના.
પેખું હુ ઊડતા. આભે આભનેયે સુહાવતા.
મહાશ્રીમાળના વિશ્વે માનવતાના મહાધ્વજો.
સિન્ધુ શ્રીમાળનો છે, ને શ્રીમાળપુત્રી સિન્ધુની.'

કાવ્યે કલાએ મીઠડી મનોહરા,
સૌભાગ્ય શી માનવતા સુહાગિણી,
અખંડ કો અમૃતવેલના સમી,
ફાલે મહાલક્ષ્મીની વશવેલડો.

## અધ્યાય ૧૩ મો • સાગરપ્રસ્થાન

શ્વેતાબરી તેજલ પુંડ્રધારિણી
સોહામણી, સાગરપંખિણી, શુભા
વિમાન શી, નાવડીઓ ઝૂલન્તી ત્હાં
દિગન્તદંડ, સાગરતારિણી વડી.

પ્રભાતે બ્રહ્મમુહૂર્તે ઉદ્ધવે શંખ પૂરિયો;
જગાડ્યા સંઘયાત્રીને ને જગાડ્યું શ્રીમાળને.

હરિની જપમાળાના ચન્દનમણકા સમી
ઊભી'તી એકસો આઠ નાવડીઓ નિમન્ત્રતી,

સાગરનીરને ઝૂલે ઝૂલન્તી જળહાથિણી
આજે એહ હતો યોગ, આજે ફાલ્ગુન સપ્તમી,

દ્વારિકાનુ હતુ આજે પ્રસ્થાન હરિસંઘનુ.
દીધી'તી દારુકે જૈને દ્વારિકાને વધામણી,

'ફાલ્ગુને ફૂલડા ફૂટ્યે હરિ ઘેર પધારશે,'
એ સન્દેશે સજીવન થૈ દ્વારિકા ફૂલાન્તકાન્તિ;ને

આવ્યો ત્ય્હા હરિનો સંગી સારંગ પુત્ર સિન્ધુનો,
છોડિયા પંચ અગ્ન્યાસ્ત્રો પચેન્દ્રિયો પ્રબોધતા.

ચન્દ્રિકા શા વેણુપટે ચન્દ્રશા હરિશિખિરે,
સ્કન્ધે હટ્ટોસુ ધારીને, ગયો સારગ ધીવર

દૂરથી દીઠડો, ઊઠ્યા કૃષ્ણચન્દ્ર કૃપાનિધિ,
ભેટ્યા, ભીડ્યો બાહુવેલે ધીવરને હરિવરે.

'ક્ય્હા હતા ? કિયે સિન્ધુ ? આટલા વરસો, હરિ !
ઘિંગો ખડક શો, ત્હોયે દ્રવ્યો સાગરપુત્ર એ.

ને કૃપાના મેહુલા શા હરિ આશ્વાસનો વધ્યા.
'સારગ ! વીતિયા વર્ષો મ્હારાં ત્હારાય આયુના;

આવડા વિરહો કો દી કોયે શું દીઠા હશે ?
ષોડશ પદ્મ વર્ષે વર્ષે ઊગી અદ્બેક પાખડી.

જલધિની છોળેછોળે સંગાથે તરતા તું-હું;
સારંગ! આયુષ્યશેષ સંગાથે તરશું હવે:
જગે ને જગની પાર, ભવે અને ભવાન્તરે.
નૌકાઓને કરો સજ્જ, જવું છે દ્વારિકાપુરી.'
રાજમહિષીને વન્દી, સુભદ્રાને પગે પડ્યો;
'બ્હેન! જીવે જડેલાં છો; સાગરે ન્હવરાવતો'
સુભદ્રાએ ફળો દીધાં: 'ખાજો, થાક નિવારજો.'
ગયો ધીવર; ને આવી ધીવરીણો શ્રીમાળની;
'બા! અમારા બાળુડાને બોલડા બોલતાં જજો.
ત્હમે યોજનગન્ધા છો, માતા યોજનગન્ધની;
સાગર-ઘોડીલા જેવાં સન્તાનો ખેડશે નિધિ;
રત્નાકરે ઘૂમીઘૂમી રત્નાળી વીણશે દિશા.'
વર્ષિયાં રુક્મિણી રાણી, સુભદ્રા બ્હેનડી હસ્યાં.
સૂર્યના તેજમાં ન્હેતો એ હવે શબ્દ આવિયો;
સૂર્યમંડળમાં જાણે ગાજ્યાં ગૌરવ શ્રીમાળનાં.

(ઢાળ: વીરા! વ્હેલા આવજો)

હરિ ક્ય્હારે આવશો?
આજે આનન્દઘડી મ્હારે આંગણે;
આવ્યા જગતઅતિથિ જગદેવ:
વળી ક્ય્હારે આવશો?
મ્હારે મંગળપળ આવી-ને ગઈ;
ઊગ્યો આથમિયો તતખેવ:
હરિ! ક્ય્હારે આવશો?

ગાજ્યાં શ્રીમાળનાં શૃંગો, જાગી પુરહવેલીઓ;
વીરવધામણા દેતી પધારી પુરસુન્દરી;
શૃંગેથી ઊતરી જાણે આવી પ્રભાતપુત્રીઓ.
આવિયા પુરશ્રેષ્ઠીઓ, આવ્યા ધર્મધુરન્ધરો;
જ્ઞાનપીઠો, બાળ બાળા, પુરજનો પધારિયાં :
પુરની શેરીશેરીથી જનોના ઝરણા ઝર્યા.
મહન્ત મહાલક્ષ્મીના આવ્યા કુંકુમ અર્પવા.

મેઘઝડીએ વરસ્યા, ને વહી ગયા,
મ્હેં તો અંજલિ ભરી લીધી એક;
વળી ક્ય્હારે આવશો ?
મ્હારે આવી વસન્ત ઘરઆંગણે;
વીણ્યુ–વીણ્યું, ત્ય્હા કરમાણી છેક :
હરિ ક્ય્હારે આવશો ?

કુંજેકુંજે ઝરે એમ શિબિરો નિર્ઝર્યાં પછી
વ્રજયોગિનીઓ આવી પ્રભાની વાદળી સમી,
બે બાહુ હરિના જેવા આવ્યા અક્રૂર ઉદ્ધવ
લક્ષ્મીજીની મહાજ્યોતે, મહાલક્ષ્મીની સ્હૈયરો,
દ્વારિકા હસ્તિનાપુરની પધારી મહારાણીઓ.
પછી આવ્યા પાર્થ કૃષ્ણ, ચન્દ્ર ને સૂર્યજ્યોત શા.

વીરા ! નિત્યનિત્ય નીરખે છે વાટડી,
પુરપુર વિરહી વીરીઓનાં નેણ·
વળી ક્ય્હારે આવશો ?

વીરા! આજે મળ્યાં કે મળશું વળી;
ત્હારી વીરીનાં સંભારજે વેણ:
હરિ! ક્ય્હારે આવશો?

નેણેથી કિરણો વર્ષે, મુખેથી હાસ્ય શ્રી હરિ;
હૈયેથી હેતના ભાવ, આત્મામાં આત્મ પાથરે.

પુરને, પુરજનોને આપી અખૂટ આશિષો;
આભલપારથી જાણે વર્ષ્યા સ્વર્ગીય ફૂલડાં

શૃંગો વળીવળી ન્હાળ્યાં, હર્મ્યો,જ્ઞાનપીઠો,સરો;
ને લળી-લળીને વન્દ્યા મહાલક્ષ્મીજીના ધ્વજે.

જયોચ્ચાર ધ્વજે કીધો, સુણ્યો એ એક શ્રી હરિ:
'દિગ્વિજયે દિશાઓને જીતીને હરિ! જાવ છો.'

છલી ભરતીની છોળો સત્કાર્યા હરિ સાગરે;
છલક્યો ને છલી ઊઠ્યો ઘણે વર્ષે હરિ દીઠયે.
વાદ્યો વિદાયનાં વાગ્યાં, શૃંગો બોલ્યાં શું સામટાં!

નમિયે નમણો, જેમ ડોલરની કળી;
નમિયે નમણો, જેમ નાગરવેલ:
વળી ક્ય્હારે આવશો?

નમિયે નમિયે જેમ શુકજીને સારિકા;
નમિયે નમિયે જેમ મોરલને ઢેલ:
હરિ! ક્ય્હારે આવશો?

હળ્યાં, મળ્યા, ભેટયાં, ભીંજ્યા, ભાવ શું ભાવ ઢોળિયા;
લોચન લોચનો પ્રોયાં, જીવ શુ જીવને જડયા.

સુન્દરી સુન્દરી શું, ને નરાધિપે નરોત્તમો.
પછી નાવડીએ ગોઢયા, જતા કો જીવ શા, હરિ

અમે ભૂલિયે અમારા જો જીવને,
તો તો ખ્હેનડ ભૂલે વીરભાવ:
વળી ક્ય્હારે આવશો?

ત્હમે અવધો આપી છે, મા વિસારતા,
હેતે હેરજો, મનમીઠડાના માવ!
હરિ! ક્ય્હારે આવશો?

પ્રસારી પાંખના જેવા સારગે શઢ છોડિયા;
પખિણીઓ તરે ત્હેવી તરણીઓ તરી જળે.

નીરમા યાત્રીસઘે ને તીરે પુરજને મળી
કીધો ત્ય્હારે જયઘોષ માનવવશઘોષ શો:

'ભાવ છે, ત્ય્હા કૃષ્ણ છે, ને કૃષ્ણ છે ત્ય્હા જયોજયો.'
સરોએ સાગરે શૃગે ઝીલી એ જયઘોષણા;

ઉછાળી અર્બુદદેશે, અર્બુદે આભમા પછી
દિશાઓના દિગ્વિજયી કૃષ્ણે ધર્મધુરન્ધરે.

યુગયજ્ઞ પૂર્ણાહુતિનો દીધો ડંકો શ્રીમાળમાં.
ને ગાતી પુરસુન્દરીઓ આત્મસૂની જતાંજતા;
ભાવનિર્ઝરતી, ભીની, વિરહી, વ્રજબાળ શી.

અમે ભૂલિયે અમારા જો જીવને
તો તો બ્હેનડ ભૂલે વીરભાવ:
વળી ક્ય્હારે આવશો?

ત્હમે અવધો આપી છે, મા વિસારતા;
હેને હેરજો, મનમીઠડા માવ!
હરિ! ક્ય્હારે આવશો?

મ્હારા મનનાં સિંહાસન માંડું,
હરિ! ક્ય્હારે આવશો?

સંભારણાં શાશ્વત, આશિષો ઊંડી,
અધ્યાત્મ-આનન્દ શ્રીમાળમાં ભરી;
મહાકવિએ ગાયો છે જે મહાકાવ્યમા પછી.
સંકેલી હેલી જગકેલિની હરિ
દ્વારામતીના જળદુર્ગમા ગયા.

## અધ્યાય ૧૪ મો - ભાવીની અક્ષરાવળો

મહાતીર્થો, દુર્ગો, સરવર-સરિતા રણઢળ્યાં,
ઉથાપાતાં રાજ્યો, રણસુભટનાં, ત્યાગવીરનાં;
સ્થપાતા સોહાગો, યદુકુળ ઊભું એ જળતટે:
લખાતા ત્ય્હાં ન્હાળ્યા વિરલ ઇતિહાસો જગપટે.

શતધા કાળની જીભે કાળના બોલ બોલતા
ભાવી ઈતિહાસનાં નીરે ઝુકાવ્યાં નાવડાં પછી.

શાન્ત સ્થિર હતો સિન્ધુ પાથર્યો સરના સમો
મન્દ-મન્દ વાતો વાયુ, હરિના મુખવેણુ શો;
હરિમુદ્રાની કાન્તિ શો મન્દ-મન્દ તપે રવિ
મન્દમન્દ જતી પૃથ્વી રુક્મિણી રસરૂપ શી;
સુભદ્રાના હાસ્ય જેવા મન્દમન્દ જતા જળો.
શઢોમા પ્રેરણા જાગી, સુકાનો માહી સંયમ,
પ્રગટી દોરમા દૃષ્ટિ· પ્રવર્તી જાગૃતિ બધે
હળ્યા બન્નેય કાંઠાનું, અને કાઠાની પારનુ,
દૃશ્ય–અદૃશ્યને દેવ ભાળતા–ન્હાળતા જતા.
એકદા સારસો આવ્યા રુક્મિણી શું સન્જોડલે,
એકદા સમળો ઊડચો, કહેવા કૈં અર્બુદે ગયો.
મણિમોહન્ત જોતાં'તા એકદા નાગ નાગિણી;
એકદા વાઘણ-વાઘ ઊભા'તાં હરિદર્શને.
નીર્ખતી પૃથ્વીની પાળો વિજેતા હરિસંઘને.
'હસ્તિનાપુરનો, પાર્થ! આ પન્થક શ્રીમાળનો
ખેડચો છે કદીયે પૂર્વ! કે ખેડે પ્હેલવારકો!
પાયની ઊર્ધ્વરેખા શો વૈભવી રાજમાર્ગ આ.'
'ગ્યોમાં આવતો જાતો, ઘોડીલા વાયુવેગીલા;
વહે છે આ નાવડી તો ડોલન્તી હાથિણીગતે.
અસ્વારુ આ જળમાર્ગ આપે આજે જ દાખવ્યો'
હાથિણીયે વહે કો દી વાદળી વેગથી વડા;
નારીયે નરને કો દી જીતે છે જગજંગમા.

ઉત્તરે–દક્ષિણેથી, જો ! પશ્ચિમેથી જળો ઢળી
ક્હાડે છે પાણીનો માર્ગ પૂર્વનો શ્રી શ્રીમાળનો

ઉત્તરે સાગર જેવું નારાયણ સરોવર,
આવીને ત્ય્હાં હિમાદ્રિથી ઢોળાયે નદ સિન્ધુનો

દક્ષિણે રણ રેળાયે સરિતાઓ કુંવારિકા,
પશ્ચિમેથી ગ્હડે પૂરો ભરતી ઓટના વડા

મઝી જળ ત્રિશૂળો એ ઢળે શ્રીમાળને પદે,
અને શ્રીમાઝ ઢોળાયે હસ્તિનાપુર ઉરમાં'

'હા, સિન્ધુદ્વાર શ્રીમાળ હસ્તિનાપુરનું, હરિ!'
એમ સ્હાજ પડી, છાયા ઢળી, મધ્યાહ્ન આથમ્યો

સ્વયંકોટ ને પછી પાર્થ સખાને દાખવ્યું દૂરદૂરનું
અદ્રેશ્વર સન્ધ્યાના પડછાયામાં પેખાતું કૈંક શાશ્વત

મખેશ્વર 'જો આ બે તટની પાર, વેણુમાં ખડકો મમા,
કોટેશ્વર પડેલા શાશ્વતવર્ણા ઓળાઓ તીર્થરાજના'

બનાસ ત્ય્હાં નદીમુખ આવ્યું કો, પૃથ્વીના મુખના સમું,
ગતવામે નાવડીઓ યાત્રીની નાગરી ત્યહાં

વૃન્દસંગીત સન્ધ્યાના ગાતી'તી વ્રજયોગિની
ચન્દનીના ચોકમધ્યે કાળયોગ વિલોકતા

ટહેલતા'તા કૃષ્ણ પાર્થ પૃથ્વીના ભાગ્ય વાચતા
'હરિ આ જગના આરે લખ્યા છે યુગઅક્ષરો ?'

'બ્રહ્મલેખ લખેલા છે આભમાં તેજઅક્ષરે,
બ્રહ્માક્ષરે બ્રહ્મલેખ લખ્યા છે પૃથિવીપરે'

ચિતોડ, પાર્થ ! એ સરિતા આ, જે આરાવલ્લી લીલાવતી;
આબુ ભૂમિયાને જળે તર્પે, મહાદુર્ગો હુલાવતી.

(મીરાનુ સહીઓ તરી આવન્તું સાંભળ્યુ હરિકીર્તન,
હરિકીર્તન) પછી પ્રભાત-પગલે સંકેલ્યા લંગરો, અને

પ્રસારી શઢની પાંખો જળને ઓઘ ઊડવા.
જટા શા મહાજોગીની ગૂંચળાઓ જલોર્મિનાં

ઘૂમતા'તાં ઘૂમડીએ, અનન્તની સરો મમાં.
પંથ જોતાં પ્હોર વીત્યો–માર્ગના સર્ગ ન્હાળતાં;

વીર પાર્થ વદ્યો ત્ય્હારે જાગી, આશ્ચર્યથી છલી:
'કાળકૌતુક શી ભાસે ન્હાની તો આ નદી, હરિ!'

સરસ્વતી 'વ્રજયોગિનીના જેવી આ નદી છે કુમારિકા;
હૈયામાં ભરતી આળ્યે મેઘથી ઘૂમડી ઘૂમે.

સુભદ્રા આજ છે એવી થશે એહ સરસ્વતી.
ને પેલાં ઝરણાતીરે પેખ્યા'તા લખતા સ્મૃતિ

ઋષિને, ઝરણું એ આ વ્હે છે આજ નદી થઈ.
વટેશ્વર આને તીરે રાજેશ્વરો તપસ્વી તપશે તપ;

સિદ્ધપુર આને તીરે જ્ઞાનપીઠ, ધીમન્તી રાજધાનીયે;
પાટણ આને તીરે પાર્થ! ત્હારૂં હસ્તિનાપુર આવશે.'

રૂપેણ એ પછી સરિતા આવી રૂપાની રૂપરેલ શી;
બીજો પડાવ ત્ય્હાં ઢાળ્યો હરિએ નિજ સંઘનો.

'રુક્મિણીજી! નિહાળો આ તમ શી રૂપસુન્દરી.
પચાસર અહીં થશે રાજ્યક્રાન્તિ; દેશક્રાન્તિ જશે; પછી

વનરાજ સંન્યસ્ત સજ્યો રાજપુત્ર એ પરચક્ર ફેડશે.
રુક્મિણીજી ! રૂપગંગા ન્હાળો આ, નિત્યનિર્ઝરે;
ભરી લ્યો પાણીડાં, ભદ્રે ! આ જગમૂલડાં જળો.'
વળતે પ્રહરે બીજે ઉપાડ્યાં લંગરો, અને
બોટવાનુ તર નાંગર્યાં જઇને એક વેણુના તરમાં વડા.
ભાગ્યની ઝરણી ખૂટ્યે નિર્ભાગીના નિવાસ શુ
દુર્ભાગ્યે ઝરણું ત્હાંનું નીરસૂનુ થયુ હતું.
લીધાં'તાં તે પીધાં નીર; ખાધાં; પીધાં, ખૂટી પડ્યાં;
ભર્યા-ભર્યાય ભડારો ઝરે તો જાય નિર્ઝરી.
સાંભરી ત્હાં બાણગંગા હરિને કુરુક્ષેત્રની.
'પાર્થ ! લે બાણ ને ચાપ, બાણગંગા વહાવ તું;
પીશે આ સંઘ; ને પીશે યાત્રીઓ આવતા જતા '
વદ્યા શ્રી હરિ સદ્દભાવે લોકસગ્રહ ભાવથી,
'ચાપ શુ ?' 'બાણ શુ ?' એમ મૂંઝાયો પાર્થ તાપસ.
હરિએ પ્રેરણા પ્રોઈ કરીને નેત્રપલ્લવી.
દુવાઓ બે પછી લીધી, સજ્યા શર-ધનુષ્યને;
બોટવા ભણ્યો મન્ત્ર, ફોડી પૃથ્વી, વહી પાતાળગગ ત્હાં.
હજીયે બાણગંગા એ છે પિયાવો જ યાત્રીનો.
ઉપાડ્યો કાફલો, જૈને ભૂશિરે એક નાગર્યો,
યોગિનીએ કૃષ્ણસંઘ ગજાવ્યો નિત્યકીર્તને.
'અને જો ધ્રુવની છાંયે, ન્હણે જો પેલુ વાદળું;
ત્રિશુવાડા થશે એ દુર્ગમ દુર્ગ – વીરો વિપત્તિવેળનો.'

કરુણાળુ કૃષ્ણે ભાખ્યુ વાચીને કાળની વહી.
જોયુ પાર્થે મેઘાદ્રષ્ટે, દુર્ગપાયા દીઠચે વધો:
'પેખું છુ ભૂશિરે આ તો મહાદુર્ગની છાયડી.'
ઘુમાવી ચક્ષુ જોતા'તા હરિ ચોમેરની મહી.
'ખરુ, પાર્થ! પ્હાડ જેવો ઉત્તંગ દુર્ગકોટ એ
આભને અડતો જોશે સાગરપાર સાગરે.
સિદ્ધરાજ ભવ્ય આ પૃથ્વીનુ ભાગ્ય, ધન્ય છે આ ધરાપતિ;
દેશનુ ગૌરવ એહ ધરા ભરી ગજાવશે:
હેમચન્દ્રાચાર્ય મહાસંન્યાસીયે ગાશે કીર્તનો એહ ભૂપનાં.'
વાયુ વાયો, ગીત ગાયાં, નૌકાઓ ઊપડી પછી;
પૃથ્વીની પાળની પૂઠે દ્વારિકામન્દિરો હતાં.
ચક્ષુઓ ચમકયાં; શોધે દિશાઓના દિગન્તને;
વાયુને ફૂંકે, વેગીલો થા, ધાઓ, કહે તરંગને.
ખારાપાડા, આવિયા અગ્ગરપાટો, આપે આશિષ રુક્મિણી:
ફુંડા 'ખારુંયે તાહરુ પૃથ્વી માનીને મીઠુ માણશે.'
અને એની પાર જોયુ, નિહાળી નિજ મૂર્તિ ત્ય્હાં;
પાટડી, શક્તિને શક્તિપુત્રોને રાજપાટો જમાવતા.
ઝાલાઓ ઇન્દ્રિયોની સેરો પેરે ઝરી ઝીણીઝીણી ઝરૂચે,*
ખારે અમ્ભોધિ સૌરાષ્ટ્ર દીઠો મીઠપ ઢોળતો.
વધ્યાં ત્ય્હાં વાયુનાં વ્હેણુ, વેગ એ શઢના વધ્યા;
ગામ આવ્યે ધોરી, એમ ધાયાં તરંગનાં જળો.
ચન્દ્રની ચન્દનીમાં ત્ય્હાં નિહાળી બીજી ચન્દની;

*ફાલ્ગુ વગેરે નાની આડેક નદીઓ

ચન્દનીના ચન્દનિયે ચન્દની ચાદરો ઢળી.
'રાજમહિષી! પેખી હયો પાથર્યો બેય તીર આ;

સુભદ્રા! આંખડી ઠાર નીરખી આ મહાતટો :
ચિરંજીવ અહીં રાજ્યો મંડાશે યદુવંશનાં.'*

બ્હેનડે આંખડી માંડી, ને જોયુ લોચનો ભરી;
મીઠડી-અમૃતમીઠી ભૂમિનાં લીધ મીઠડાં.

પૃથ્વીપટાળ પ્રોયેલી, પૃથ્વીપાટે નમી-રમી,
રુકૃમિણીની પ્રાણપ્રેરી ચક્ષો કેમે વળી નહીં.

'આપણી આ યદુભૂમિ આવતી કાલની, હરિ!
અહીં સ્હોશે યદુવંશ ચન્દ્ર સમો ચિરંજીવ.

ઢાળો મધરાતનો ઢાળો હરિ! આ ભૂમિને તટે.'
સારંગે શંખ પૂર્યો, ને નૌકાઓ નાંગરી ઊભી.

સૌમ્ય શીતળ વાયુમાં ચન્દ્રચન્દન ઝીલતાં,
લક્ષ્મીમૂર્તિ રુકૃમિણીએ પાડયા ત્ય્હાં પાયકુંકુમો.

ઉતારી આભથી શોભે બ્હેને ચન્દની ચીતરી;
શ્રી હરિ, ઉરને ખોલી, આશિષોનાં અમી ઝર્યા.

પછી સંઘનાવડીઓ થઈ સો જળપંખિણી;
સારંગ ધ્રીવરે જાણે ફૂંકની ફૂંકી પ્રેરણા.

નાંગર્યા નહિ રાત્રિએ, ચન્દ્રિકામાં ચીલા પૂર્યા.
શઢો પાંખો થયા, બેઠા નૌકાદંડે સ્હડી ચખો;

દિશાની સીમ ન્હાળે, ને શોધે હૈયાની દ્વારિકા.
હતું ત્ય્હાં હરિનું હૈયું નેત્રવાસી નિધિનીરે.

* જાડેજાનાં : કચ્છ, જામનગર, ગોંડળ, મોરબી વગેરે

ભીમકટાનો 'પાર્થ, અક્રૂર ને ભીમ જતા'તા હસ્તિનાપુરે;
બેટ ત્ય્હારે એક રથચક્ર પૃથ્વીએ ભાંગિયું અહીં.

ભીમકમાં ભીમસેન વીંઝી નિજ મહાગદા;
પૃથ્વીને ભાગીને ભીમે સર્જ્યો આ દ્વીપનો દડો.

જોઇ લે–જોઇ લે, ભદ્રે! જેઠ ત્હારાનુ પ્રાક્રમ;
અને એ આભને આરે પિતૃતીર્થ યદુપુરી.'

'ભીષણ ભીમકર્માનુ લૌકિક એ પરાક્રમ;
ધર્મદિગ્વિજય વીરા! આ અલૌકિક તાહરો.'

ચન્દનીના ભાવબોલે ભદ્રા કે બોલી ચન્દની!
બ્હેનડનાં હાસ્યતેજે ચન્દ્ર શા મલક્યા હરિ.

એમ આનન્દતા, જોતા, સ્હોતા અને સુહાવતા,
વિલોકતા–આલોચતા ભાવીની અક્ષરાવળો,

ધરામાં સ્થાપીને ધર્મ, પૃથ્વીમાં પુણ્ય વાવીને,
યુગોની યુગમૂર્તિ શા, છાયાવિરાટના સમા,
જતા'તા દ્વારિકાધીશ દિગન્તે દ્વારિકાપુરે.

સ્હામે પશ્ચિમપાળે જલધિજળ મહીં ચન્દ્રમા આથમ્યો, ને
દેવાંશી કો પ્રભાની પગલી પ્રગટતું પૂર્વહૈયે પ્રભાત;*
એવા વિધાત્રીનિર્મ્યો અવનીઅધિક એ બ્રહ્મમુહૂર્તયોગે
આઘે-આઘે દીઠા ત્ય્હાં ક્ષિતિસીમશિખરે દ્વારિકાના દીવાઓ.

*દશમની પાછલી રાત્રિ, ફાલ્ગુની એકાદશીનું પ્રભાત

## અધ્યાય ૧૫ મો • દ્વારિકાપુનરાગમન

દેવાંગના–દેવગણે મળી-મળી
કીધો હતો ઉત્સવ કો વસન્તનો;
ત્યહારે હતાં ઉત્સવલોલ લોચનો:·
દ્વારામતીના દીપ એહવા હતા.

(ઢાળ: આવ્યા આવ્યા સાંઢણીના અસ્વાર,
કે કાગળિયા લાવ્યા રાજના રે લોલ)

સાગરપાળે પશ્ચિમ ભાગ્યે પડતા'તા
પડછન્દા પાછલી રાતના રે લોલ;

આભલ-જળમાં ઉદયાચળને આરે
ગાજન્તાં પૂર પ્રભાતનાં રે લોલ.

આવ્યા-આવ્યા દીપકદેવ કેરી પાંખે
સન્દેશા પુર-સોહાગના રે લોલ;

ઝીલ્યાં-ઝીલ્યાં નમણી લજામણી આંખે
સંઘે કિરણો સૌભાગ્યનાં રે લોલ.

પેખી-પેખી વીજળીની જ્યોત શી ઝગન્તી
રંગમહેલાતો કંઈ બેટની રે લોલ;

દેખી-દેખી તરશીંગડાની ભૂશિરો,
ભવની ભૂશિરના નેટની રે લોલ.

ભાળી-ભાળી જગતને છેડલે ઊભેલી
ભવોદધિની તારિકા રે લોલ;

ન્હાળી ન્હાળી સાગરની સીમમા સોહન્તી
દિગન્તે દીપતી દ્વારિકા રે લોલ.

સંઘનાવડીઓએ દસદસ છોડયા અગ્ન્યસ્રો
દશે દિશા અજવાળતા રે લોલ;

સારંગે નભમા ઘોષક શબ્દબાણો નાખ્યા
'હરિવર આવે છે' ભાખતાં રે લોલ.

આભલગઢને ઝરૂખે-ઝરૂખે વીજ ઝબકી,
યદુનગરીમાં વાગ્યો પડો રે લોલ;

ક્ષણુમાં તો હરિવરના મન્દિર ધ્વજ ને મુગટો
પ્રગટ્યો ગગનાંગણુ દીવડો રે લોલ.

ઘડી છલકે ત્ય્હાં તો સનાતન સાગરતટમાં
ઢોળાણી પુરી દ્વારામતી રે લોલ;

છલકી-છલકી નરનારીની રૂપછોળો,
છલકી શું ભવની ભાગીરથી રે લોલ!

વિધિની દીધી વરઘોમાં મહોત્સવ એક આ
દ્વારામતીને આંગણે રે લોલ;

ઊછળી આજે યદુપુરની મહાભરતી
શ્રી હરિને વધામણે રે લોલ.

કળિયે કૂંપળે ફૂલડાંનાં મહાવન વેડ્યાં,
ભંડારો ખોલ્યા ભાવના રે લોલ;

પુરજનિયે ઉરપરિમળને પમરાવ્યા
મીઠડલાં લેવા માવનાં રે લોલ.

દેવર્ષિ છેડે તંબૂર બ્રહ્મરસ ઝરતો,
અણકાવે વીણા શારદા રે લોલ;
હો ! બ્રહ્મવિદોનું ઋષિમંડળ સામ બોલે,
પુરસુન્દરીઓ પ્રિયંવદા રે લોલ.
જાદવપુરથી જાદવકુળગુરુ આવ્યા,
જલાવી યજ્ઞજ્યોતને રે લોલ;
દેવકીજીમા બ્રહ્મમુગટ ગૂથી લાવ્યાં
ધરાવા યદુનન્દને રે લોલ.
આવી-આવી સોહાગ-સ્હોતી પટ્ટરાણીઓ
લોપવતી નભચન્દ્રને રે લોલ;
લાવી-લાવી દેવદીધાં પરિધાનો
મહલાવા કૃષ્ણચન્દ્રને રે લોલ.
હેલાં લેતી આવે હાથણીઓની હેલારો,
ડોલન્તી ને ડોલાવતી રે લોલ;
શરદમેઘાડંબરઘેલી રંગરેલી અલબેલી
નાવડીઓ એવી આવતી રે લોલ.
ઘેરુંગભીરું ગાજન્તા જલધિના આરા
યોગિનીઓનાં ગીતથી રે લોલ;
એમ નવપુરમાં ફૂટતા'તા રસના ફુવારા
રસિકવરની રીતથી રે લોલ.
સરવરિયે ધિંગી પાળો બાંધે એવી
પુરજનની ઊભી'તી ઘેરી ઝાડીઓ રે લોલ;

કસૂંબલુ કે કમળ પડે એવો
હરિએ ધરતીએ પાવ પાડિયો રે લોલ.
ઘૂમી-રમી જગત્યાં જગત્‌નાં જળમાં
,મનુકુળની વિપદવિદારિકા રે લોલ;
પન્દર-પન્દર વર્ષની વસન્તચન્દની વીત્યે
શ્રી હરિએ દીઠી દ્વારિકા રે લોલ.
મલયાચળના અગર ચન્દનની ઘડેલી
રુકૃમિણીએ માંડી આંખડી રે લોલ;
અછતવનના અજૈકય જોગીએ દીધેલી
બ્હેનડે બાંધી રાખડી રે લોલ.
સુપર્ણા જળભીનો મહામુગટ ધરાવી
માવડીએ લીધાં મીઠડાં રે લોલ;
હૈયુ વહતી દગથી વળી-વળીને
હેરીહેરી દેવકીએ હરિને રે લોલ.
પંચેન્દ્રિય પરિશુદ્ધિ ત્હાં પંચાગ્નિચર્યા
એ આયુષ્યી યદુપુરોહિતે રે લોલ;
ધરાવ્યાં દેવવસ્ત્રો, તાપસવેશ ઉતાર્યો,
ત્હાં રાજવણોએ રાજલ રીતે રે લોલ.
વીણી-વીણી વન, જળ ભરી તીર્થતીર્થ,
પુણ્યોદક પુરમાં લાવિયા રે લોલ;
ધર્મધુરન્ધર ધરતીનો દિગ્વિજય કરીને
હરિ આજે ઘેર આવિયા રે લોલ.

રમિયા, રસમધુરા, રમન્તા, રસરૂપ
હરિની પીને માધુરી રે લોલ;
સાગરઘોષ ડૂણવતા હો મહાબ્રહ્મઘોષે
ગાજી ઊઠી યદુપુરી રે લોલ
બે પડખે-પડખે રુકિમણીભદ્રાના ચન્દ્રો,
મધ્યે ભાનુ હરિ સુહે રે લોલ;
હરિરથની ધુરે હરિતનૃગણો જોતર્યાં'તા,
સાગરના શું મોજાં વહે રે લોલ!
ગરુડધ્વજને શિખરે મહાસુદર્શન ઘૂમતું,
રક્ષો ધરા અધર્મથી રે લોલ,
ગાડીવધારી ટોપકવચને સજીને
હરિનો થયો'તો સારથિ રે લોલ.
હરિતસોંઢચો હરિવરનો મહારથ એ
યદુપુરીની પોળે ગયો રે લોલ;
ત્ય્હારે જળજલધિને થંભાવતોયે
મહાદુર્ગ એ હરિને નમ્યો રે લોલ.
નમતા-નમતા ઝૂલતા એ ગોખ-ઝરૂખા,
ને નમતી'તી અગાસીઓ રે લોલ,
જદુપતિને ચારુચરણે જીવન ઢોળતાં'તાં
જાદવપુરવાસીઓ રે લોલ.
ચૌટે-ચૌટે ચોકે ચોકે ચીતર્યાં'તા
મહાજનના મોંઘા મેહુલા રે લોલ;

અંખય અંખવી કાન્તિ પ્રગટતાં'તાં વદનો
વિરહ દુઃખદોહ્યલાં રે લોલ.
રમતું ઝુમતું હરિમન્દિરિયે ઊતરિયું
સામૈયું ચન્દ્રચોકમાં રે લોલ;
ને હરિવર ત્હાં ઊતરિયા ચન્દનિયા ચન્દ્રચોકે ?
કે હૈયે લોકલોકના રે લોલ ?
ને પછી એ મહાપુરની મનુમેદની વેરાણી
મેહુલિયાની ધારે વડી રે લોલ;
ઘરઘરના ચોકેચોકે, અગાસીએ, ઓરડલે,
હરિવરની ભાવઝડીઓ પડી રે લોલ.
મધ્યાહ્નને માનુનીમંડળે વીંઝણલે
ફૂલફૂલડે હરિને દીઠડા રે લોલ;
સન્ધ્યાએ જપજપતાં જપમાળમાં જણાયા
મણકે-મણકે હરિ મીઠડા રે લોલ.
કઈ કંઇને ઊજળે દિવસેયે સોણલાં પડિયાં
કે હરિવર આવ્યા બારણે રે લોલ;
ઉર ભૂલતેરી અધૂકડી આંગણીએ ઊઠી ધાયે
પુરવનિતા હરિ ઓવારણે રે લોલ.
રજની આવી; લાવી અલૌકિક પેલી
વસન્તચન્દ્રની ચન્દ્રિકા રે લોલ;
ઉરે-ઉરમાં ચીતરી અખંડ છબિએ છબીલી
હરિની મનોહર મુદ્રિકા રે લોલ.

ઝીલે-ઝીલે ચન્દની-જળમાં ઝીલન્તી
કુંવરીઓ હરિના રામડા રે લોલ;
પૂરે ગ્હકેલાં ઉરભરતીનાં દ્વાર ખોલે
" કીર્તનિયા કીર્તનપ્યામડા રે લોલ.'

હરિવરના ગીતઝરણે આભલખંડ ભરિયો,
કંઈ આભલપરને ભેદીને રે લોલ;
હરિ નગરજનોનાં હૈયાંમૂલાં એ હરિગીતો
ઢોળાણાં બ્રહ્મવેદિએ રે લોલ.

જળજળ શી ઝીણુકીઝીણુકી ઝણુકે કો એકલતારી,
ઢોલક ધિગડવી બોલતી રે લોલ,
મીઠડા બોલા મંજીરિયાની ઝૂક જામે,
કરતાલો કંઈ કલ્લોલતી રે લોલ.

હો! શેરીશેરી મંગળવાદ્યો વાગે,
મૃદંગ ઝાંઝો ઝરતાં ઝડી રે લોલ;
હો! ચોકેચોકે હરિકીર્તન-ધૂન ગાજે,
ને ચન્દની હીરલે જડી રે લોલ.

શ્રી હરિએ ઝૂલતા સાગરઝરૂખે હરિમન્દિરિયે
સોહાગિયા સૂર સાંભળ્યા રે લોલ;
મણિમણિની જ્યોતઝગન્તા હરિવર એ હરિમન્દિરથી
જગતની જ્યોતે નીકળ્યા રે લોલ.

ને મનોહારી માતંગગતિએ ડોલન્તા,
મધુરી મન્દમન્દિની રે લોલ;

ચન્દ્રમાની ચાલે ચાલન્તા ચન્દ્રવંશી
સોહવતા'તા ચન્દની રે લોલ.

હરિવર નીરખે–નીરખે, ને ઉરનેણુલમાં હરખે,
હરખીને વળી હેરતા રે લોલ,

ભદ્રભદ્રા બ્હેનડને રુકૃમિણી મહારાણી
મુખડેથી મોતન વેરતાં રે લોલ

પધાર્યાં હરિપુરમા, ઉરમા, ને નયનમાં;
નિત્યની રહોયે અધૂરપે રે લોલ;

આનન્દ-ઓઘે છળતા-ઊછળતા હરિરસિયા
વર્ષોના વિરહી ભવો જપે રે લોલ

બોલી એક વાસલડી અમૃતને બોલે
વસન્તને બોલાવતી રે લોલ;

જમનાજળ શા પાડતી હતી પોકારો
હરિવર હૈયે હુલાવતી રે લોલ.

ને પછી તો મહાપખવાજ પ્રેમટકારવ કરતી
પાર્થે લીધી હાથમાં રે લોલ;

ને કુળવાંગલડી જેવી ભદ્રાએ અધરે ધરીને
વાસલડી પૂરી સાથમાં રે લોલ.

રસરસિયો શબ્દ સુણીને પ્રેમભક્તિનો યુગયુગનો
યોગિનીઓ પ્રેમનૃત્યે ચ્હડી રે લોલ;

રુકૃમિણી હરખે સોનલવેલ શાં પ્રફુલ્લે,
ઝરતી'તી હરિની આંખડી રે લોલ.

બુલન્દ મધુરો કોયલ-મોરલા સરીખડો,
મદઝરતો ને મોતીઝરો રે લોલ,
ચાંદલિયાની ચમેલી શી ચન્દની-ઊજળો,
કીર્તનનો બોલ નિર્ગળ્યો રે લોલ.

આ વસન્ત ખીલે શતપાંખડી, હરિ! આવોને;
આ ધરતીએ ધરિયા સોહાગ,
હવે તો હરિ! આવોને.

આ વિશ્વ વદે છે વધામણી, હરિ! આવોને;
આવી વાંચો અમારાં સૌભાગ્ય,
હવે તો હરિ! આવોને

આ ચન્દરવો કરે ચન્દની, હરિ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફૂલ,
હવે તો હરિ! આવોને.

પ્રભુ! પાથરણાં દૈશ પ્રેમનાં, હરિ! આવોને;
દિલ વારી કરીશ સહુ ડૂલ,
હવે તો હરિ! આવોને

આ જળમાં ઊઘડે પોયણા, હરિ! આવોને;
એવા ઊઘડે હૈયાના ભાવ,
હવે તો હરિ! આવોને.

આ માથે મયંકનો મણિ તપે, હરિ! આવોને,
એવા આવો જીવનમણિ ભાવ!
હવે તો હરિ! આવોને

આ ચન્દની ભરી છે તલાવડી, હરિ! આવોને,
ફૂલડિયે બાંધી પાજ,
હવે તો હરિ! આવોને
આ આસોપાલવને છાયડે, હરિ! આવોને,
મન મહેરામણ મહારાજ!
હવે તો હરિ! આવોને.
મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ! આવોને,
મ્હારે સૂની સૌ જીવનની વાટ,
હવે તો હરિ! આવોને
મ્હારા કાળજ કેરી કુંજમા, હરિ! આવોને;
મ્હારા આતમ-સરોવર-ઘાટ,
હવે તો હરિ! આવોને.

ભક્તિ પ્રીછી પુરજનોની શ્રી હરિ
યુગયુગોનુ વરદાન ઉચ્ચર્યા,
'દ્વારામતીના નભ-પૃથ્વી-સાગરે
અખંડ મ્હારો અહીં વાસ આજથી.
હું જૈશ જ્ય્હારે નભ આહીંથી જશે'

## અધ્યાય ૧૬ મો - મોતીનાં વાવેતર

છોડે દીઠા અન્ન અખૂટ ડોલતા,
વૃક્ષે દીઠા જ્વ્હારથી ઝૂલતા ફળો,
દીઠા મહામેહુલ નીર વર્ષતા:
જાણ્યું જગે શ્રી હરિ દીનબન્ધુ છે

અને પછી ઊંડું ઊંડું ચિત્તમાં ચિન્તવે હરિ
'નિત્ય સંભારણું કૈંક દ્વારિકાને દઉં હવે:
દેહને દેહધારીને તેજ તેજસ્વિતા કરે.
ઉતારી ચન્દ્રમા અર્પું પૃથ્વીના ચન્દ્રવંશને?
કે ઉતારી સૂર્યદેવ સુધર્માને ધ્વજે ધરું?'
આદ્યે અમ્ભોધિમાં જેવા તરંગો ઊછળે-રમે,
એવા મહાતરંગો ત્હાં હરિહૈયેય હેલતા.
વિશાળી દૃષ્ટિને અર્થે ચન્દ્રશાળે ચ્હડ્યા હરિ;
ચન્દ્રસૂની ચન્દ્રશાળા, આભલ ચન્દ્રિકા-સૂનું:
ઓટ પૂરે કૃષ્ણચન્દ્ર ચન્દ્રની ચન્દ્રિકાનીયે.
'બ્રહ્મની બ્રહ્માંડની આ લીલા સકેલવી નથી;
તો પછી પૃથ્વીને પન્થે ભાતું અખૂટ અર્પવું'
જોયુ મહાવને, દીઠા તમસ્‌ના ઠગલા વડા;
દીઠી રેખા સુપર્ણાની તારા શી બ્રહ્મકન્દરા:
ઠરી ના આંખડી ક્ય્હાંયે હયાનુ ઠામ શોધતી.
નિહાળ્યું દ્વારિકા-દુર્ગે, સુધર્મા એક સાંભરી;
સાંભર્યાં ભાવનાં પૂર લોકનાં, ગંગપૂર શાં.
રમતાં-રમતાં જેમ માળી કો ફૂલડાં વીણે,
એક-બે તારલા વીણ્યા, ને નાખ્યા જલધિજલે.
રેખાઓ તેજની કોરી પોઢ્યા જ્યૈ જલધિતલે.
થયુ ત્હાં હરિને: 'આવાં કૈંક તેજે નિધિ ભરું;
સંઘરે એ, સાચવે એ, એ, અર્પે અવધિ ઊગ્યે,

અખૂટ નિરખે નાણું થશે એહ યુગેયુગે
દેહનું દેહધારીનું, પૃથ્વીનું પૃથ્વીવાસીનું.'
સાંભર્યો રામસેતુ, ને મનાર-મુખ સાંભર્યું;
અને કન્યાકુમારીની સાંભરી ભૂશિરાવલિઃ
મહાસાગરનાં મોતી અસીમાળાં મહાજળો.
નિર્ધાર્યું દ્વારિકા ખાળે વાવવા ઢગ મોતીના.
ને પછી દ્વારિકા દુર્ગે દ્વાદશી પર્વણી ઊગી;
પૂર્વમાં તેજ ઢોળાયાં શ્રી હરિની વધાઈનાંઃ
પ્રમોદિત થઇ પૂર્વ, થયું પુર પ્રમોદિત.
વન્દ્યાં ને પ્રણમ્યાં જૈને દેવકી – વસુદેવને;
વડીલોને, વિણુધોને, રામને; રેવતીજીને.
પછી બેઠા હરિ જૈને સુધર્માના સુધર્મમાં.
પન્દર વર્ષના વિહો વેઠી એ વિહ્વળી હતી.
હૈયાતરંગે ડોલન્તી, ધર્મોર્મિએ હિંડોલતી,
હતી દર્શનઘેલી એ હર્ષનાં અશ્રુ સારતી.
'નેત્રોનાં નેત્ર છો મ્હારાં, હૈયાનું મુજ હૈયું છો;
આવો આત્મે વસો મ્હારા, હું વસું તમ આત્મમાં.
દ્વારિકાનો વિસામો હું, વિસામો મુજ દ્વારિકા.'
કાળના વ્હેણમાં વ્હેતા દીઠા સંગાથી-સાથીઓ;
પૂર્વસંભારણાં આવી ઊભાં આંખલડી ભરી.
ઘેરો હતો હરિકંઠ, હૈયું ભર્યું-ભર્યું હતું.
'તીર્થ વાવ્યાં, તીર્થ વીણ્યાં, ને કીધાં તીર્થપૂજનો;

સાધુ સન્તો તપસ્વીનાં લીધાં-દીધાં સુદર્શન.
દીઠાં અગમ્ય ને ગમ્ય, ગોચર ને અગોચર;
વિધાત્રીલખિયાં દીઠાં પુણ્ય, પ્રારબ્ધ પૃથ્વીનાં.
થાય તે માનવકુળનું કીધું કલિનિવારણ.
નદીઘાટે, ગિરિઘાટે, અને સાગર-ઘાટમાં,
બ્રહ્માંડે બ્રહ્મની આડા ઉપાડયા પડદા પડયા.
જગનુ જગને દીધું, પૃથ્વીનુ દીધ પૃથ્વીને,
દ્વારિકાને કૈંક દેવું નિત્ય સંભારણું હવે:
પૃથ્વીમાં પૃથ્વી-અધિકું, ને જગત્ અધિકુ જગે.
આત્મની આરઝૂ હોયે દ્વારિકાવાસી! એ કહો.'
આનન્દ્યા જાદવ જોદ્ધા, હુલ્લાસી સુણીને સભા.
વધ્યા ઉદ્ધવ યોગેશ, 'હરિ! આપો હરિકૃપા.'
દારુક સારથી ભાખે, 'અર્પજો નિત્ય દર્શન.'
પુરજનો વતી વેણુ પુરશ્રેષ્ઠી વધ્યા પરમ્:
'વસ્યા છો દ્વારિકામાં, તો દ્વારિકા પ્રતિપાળજો'
વદી વીરી, 'હરિ! દેજો ખૂટ્યું ખૂંટે ન એવુ કૈં.'
હૈયામાં હરિએ જોયુ, ને જોયુ દ્વારિકાદિશે;
ને પછી ઉચ્ચર્યા મન્ત્રો ભર્યે હૈયે, ભર્યે મુખે.
'કહે છે કાળ ને આભ અનન્ત છે, અખૂટ છે;
ચેખિયા છે પેખન્દાએ છેડા બન્નેયના છતાં.
દ્વારિકાધીશનો ધર્મ દ્વારિકા પરિપાળવી;
પુરજને શીખવ્યો આજે મ્હને એ ધર્મ માહરો.

દ્વારિકા માહરી છે, ને દ્વારિકાનો છું હું સદા.
ખૂટે નહીં, ન કો લૂટે, નિધિના ઉરમા વસે;
ખોજે સાગર તે પામે; એના, તે શત્રુ સિન્ધુના;
દ્વારિકાવાસીને દેવું એવુ કૈં પૃથ્વી વિરલુ.
શ્રીરામચન્દ્રે વાવેલું આણ્યુ છે રામસેતુથી;
આંસુડાં એ સીતાજીનાં દ્વારિકાતીર ફાલશે.
નહીં રૂહે કો નિર્ધનિયુ લક્ષ્મી કે આત્મ-લક્ષ્મીનું.
દ્વાદશી પર્વણી આજે મોઘા વસન્ત માસની;
સાગરે, ચન્દ્રિકામાં, ને પડતી આજ રાત્રિએ,
ચન્દ્રબિન્દુ સમાં મોતી વાવશે પટ્ટરાણીઓ.
બીડેલાં પાપચે રત્નો ઊંડા હૈયાજળે રહે,
એમ રૂહેશે છીપબીડચાં મોતીડાં નિધિનીરમાં.
સારંગ! સજ્જો રાત્રે નાવડીઓ નિધિતીર.'
એ રાત્રે ચમકચો ચારુ ચન્દ્રમા ચન્દ્રવંશનો;
એ રાત્રે સાગરે હૈયે સંઘર્યો ચન્દ્રવંશને;
સાગરપાળ મોતીનાં ત્ય્હારે વાવેતરો થયાં.
'શોભલી! આવને દાખ પંથ સાગરપાળનો.'
સારંગે સાગરઘોષે પોકારી નિજ પુત્રીને.
હતી સાગરની શોભા શોભા સારંગની સુતા;
મચ્છ શી તરતી, માડે મચ્છ શું જુદ્ધ સાગરે.
નાવડી પગની પાની, શઢ તો એની ઓઢણી;
ઝૂંપડી સાગરકાંઠો, વર્તતા વાયુ આણમાં.

સાગર-શામળી સ્હોતી, સાહેલી સાગરોર્મિની,
આવી શોભા સુકાંની, ને હરિને વન્દી વન્દના.

'શોભા! સાગરશોભા છો; છો તું સાગર-હંસલી;
દાખવો પાળનો પંથ, વાવે ત્યહાં પટ્ટરાણીઓ.'

રાજરાજેશ્વરીઓને નૌકામાં લીધ નેહથી;
શોભાએ નાવડી છોડી નર્તતી નિધિનાં નીરે,

અગ્રજા ગાયની પૂંઠે સિધાવે ધેનુનાં ધણો,
શોભાની નાવડી પૂંઠે એમ નાવડીઓ જતી.

કાંઠેકાંઠે પુરલોકો પાડતા પાય વેણુમાં;
પુરોહિત ભણ્યા મન્ત્રો, કૃષ્ણચન્દ્ર શુભાશિષો.

ખોળલે ખોળલે દેતી કૃષ્ણબાળા સીતા સમી;
વાવ્યાં પટ્ટરાણીઓએ મોતીડાં ત્યહીં સાગરે.

હરિના હર્ષની પેરે હર્ષથી નિધિએ છલી,
દ્વારિકાની દેવલક્ષ્મી ઝીલી લીધી ઉરે ઊંડે.

અને ઉપાડ્યું ભદ્રાએ ગીત જગત્-વિષાદનું;
જાણે આક્રન્દ આલાપે સીતાજી રામસેતુએ.

(ઢાળ: આડા ને અવળા ડુંગરા, શામળાજી)

નીરખી નીરખી માનવવંશને નેણલ ઝરિયાં;
નીરખી ધરતી જળની ઝાળ રે!
ઝરતાં આંસુડે સાગર ભરિયા.

એ ઝાળે દગમણિ ડોલવ્યા, નેણલ ઝરિયાં;
ઘૂમતો ઘુમ્મટે મહાકાળ રે!
ઝરતાં આંસુડે સાગર ભરિયા.

અવની આલે બ્રહ્મઅક્ષરે, નેણુલ ઝરિયા;
આલેખ્યા હરિએ સુભાગ્ય રે!
ઝરતા આંસુડે સાગર ભરિયા

ધોઇધોઈ સુભગ એહ અક્ષરો નેણુલ ઝરિયા
મનુકુળે લખિયા દુર્ભાગ્ય રે!
ઝરતાં આંસુડે સાગર ભરિયા

દેવમનોહરા તેજ આ નેણુલ ઝરિયા;
કીધ જગતેજના અન્ધાર રે!
ઝરતા આસુડે સાગર ભરિયા

જીવો, માણો, આનન્દજો, નેણુલ ઝરિયા;
કીધ એ આનન્દો સંહાર રે!
ઝરતાં આંસુડે સાગર ભરિયા.

હરિએ હુલાવ્યાં વ્હાલથી, નેણુલ ઝરિયા;
બાંધી પારણિયે દિલદોર રે!
ઝરતાં આસુડે સાગર ભરિયા.

વાવે આજ આતમમોતીડાં નેણુલ ઝરિયાં;
ઊછળે અરબોધિ ઝાકઝોર રે!
ઝરતાં આસુડે સાગર ભરિયા.

'ભદ્રે! મહામૌક્તિકપર્વને દિને
શોભે ત્હને વીરી! વિષાદગીત આ?'
'હા, વીર! હા; માનવવરવંસનાં
આ આસુડા છે મુજ, મોતીડાં નથી.'

## અધ્યાય ૧૭ મો • જગમન્ત્રો

ઉદ્યાનમાં સાગરતીર છે ઘટા,
નિત્યે સુધર્મા મળતી હતી ત્ય્હાં;
આજે હરિને ભરતી ચ્હડી ઉરે,
અને ગજાવી જગમન્ત્ર-ઘોષણા.

(ઢાળ: આજ મ્હારે ઓરડે રે! આવ્યા અવિનાશી અલબેલ.)

'જગની જોગણો રે! જગના જોગીજનની જમાત!
જગતજૂના જોગનાં રે! કે કરજો જતનો માઝમરાત.
અખંડ અનન્ત છે રે! જગતમાં જોગી જોગણના સંઘ;
આ આભલ ભરી ઊભો રે! કે મેઘલ કરશે કોણ ઉલ્લંઘ?
ઘૂમતી ગોરમ્ભતી રે! જગતની જાહ્નવી અપરંપાર;
કે ફૂલડે પરિમળો રે! એહવા જગમાં જગદાધાર.
કે કાળના ચોકમાં રે! રમે છે બ્રહ્માંડો બ્રહ્મરાસ;
આનન્દઘડી આવશે રે! ઊછળશે અવધૂત! ઉરઉલ્લાસ.
ઝંખવે કો ચન્દની રે? હોલવે કોણ પૂનમનો ચન્દ?
કે મનને માંડવે રે! હરે કોણ આતમનો આનન્દ?
આ આભલ જેવડાં રે! રમવા-ઘૂમવા વન છે વિશાળ;
આ રસના સાગરે રે! વિધિએ બાંધી પુણ્યની પાળ.
જિતાય છે ગિરિગઢો રે! અજેય એક આતમગઢના દુર્ગ;
ચન્દ્રને પૃથ્વી ઝીલે રે! ઢળતા મહાભાનુના ભર્ગ.
હિન સમાં નિર્મળાં રે! પૃથ્વીનાં પીજો નિર્મળાં નીર;
નિર્મળી ચન્દની રે! નિર્મળાં રાખજો અવધૂત! ઉર.

અમાસ કે ઊતરે રે! ઘેરી ઘૂમે અન્ધાર અભગ,
શેષના સન્તાન શા રે! ફેણુ માડી ઘૂઘવે કાળભુજંગ;

લથડે ને આખડે રે! ન પેખે પાવલ પૃથ્વીના પંથ,
અડોલ પણુ ડોલી જતા રે! ને મંડાય મનમા મન્થામન્થ;

પાય પરખે નહીં રે! ભામે ભીપણુ વિજન વનવાટ,
આંખ ઓળખે નહીં રે! દુર્ગંમ દીસે જગતના ઘાટ;

ભૂલા પડે ભોમિયા રે! અજબ આ જગમંડળનો ખેલ;
અવધૂત! ખેલજો રે! અટંકા અણુનમ રહી અલબેલ.

જોબને જાળવ્યુ રે! ઘડપણે જન ભોગવશે એહ;
બળવન્ત આત્મા રે! એમના બળવન્ત જગમા દેહ.

સશસ્ત્ર અશસ્ત્ર હો રે! રણુમાં શૂરવીર સન્મુખ જાય;
સિંહને શસ્ત્ર શાં રે! સિંહણુ એકલડી વન ધાય.

વિષ છે બોલિયુ રે! વિષ છે નરનારીના એકાન્ત;
ભયંકર ભામે ગુફા રે! ભયંકર ઊંડાં નીર પ્રશાન્ત.

વસમાં વેર છે રે! વગમો પરચક્ર કેરો પ્રભાવ;
વમમાં વાગે ફૂલો રે! વસમા વાંસલડીના ઘાવ.

એકાન્તિક ગિરિગુફા રે! વિજનતા ભણુતી જ્યહાં ભણુકાર;
અતલ શાં આભ છે રે! ત્યહાં પણુ વીજળીના ચમકાર.

ફૂલ ત્યહાં ભૃંગ છે રે! મધ ત્યહાં મધમાખીના ડંખ;
રમતલ રીઝે સદા .રે! પૂરે રણુરસિયા રણુશંખ

સોનું ત્યહાં શત્રુ છે રે! ભોંયરે ભોયરે હોય ભોરિંગ;
રૂપ ત્યહાં રાગ છે રે! રસિકો ભૂલે નહિ જોઈ રંગ.

મહામતિ! માણવી રે! નિરવધિ નભમંડળની ઝકોર;
તરો બે બાહુએ રે! મહાજળ મહાસાગરનાં ઘોર.

શીલ સોહામણો રે! સજ્જન સંસારનો પટબન્ધ,
ચન્દ્રની ચન્દની રે! સન્નારી સંસારની સુગન્ધ.

બ્રહ્મચર્યજ્યોત શા રે! પિતામહ પ્રાક્રમના પડકાર;
ધીર ને ધર્મીલો રે! ધનંજય જગનો જયંજયકાર;

ગુરુ સાંદીપનિ રે! યુગના ગુણગૌરવ બડભાગ;
ગૃહસ્થ સંન્યાસી છે રે! સુદામો સયમનો સોહાગ.

સરવરે પદ્મ શા રે! કામના દળમાં જેહ નિષ્કામ,
સાગરે નાવ શા રે! શૃંગાર અવનીના અભિરાગ;

સંસારી તરી જશે રે! સંસારી સંસાર-અલિપ્ત;
જગતને જીતશે રે! જગતવાસી મનજિત હરિભક્ત.

અતળ જળ આણવાં રે! અતોળ જળ માનવતાના ભાવ;
અનિલ થંભાવવા રે! એ જગના જોગન્દરના લ્હાવ

હો! વીર છો વીરત્વના રે! અખૂટ જળ ચૈતન્ય ચૈતન્ય;
હો! શૂર છો શૂરત્વના રે! સભર ધન સન્તનના સૌજન્ય.

જાવ, દિશદિશે જજો રે! દિશાના દિગ્વિજયી છો, દેવ;
જાવ, જગને જીતો રે! જગતના જયવન્ત જોગ સ્વયમેવ.

અનદોની આંખડી રે! ઝળકે વૈરાગ્ય કવચ ઝળકાર;
પુણ્યની ચાખડી રે! ચટકતા ચાલો જગ મોઝાર;
આયુધ પ્રેમપાંખડી રે! કે હાકલ હરિના જયઉચ્ચાર.

નેહની નાવડી રે! આભલ છે અવધૂતના મહેલ;
આ ભવના સાગરે રે! જાત્રા જોગીજોગણુને સહેલ
પ્રેરણાની વીજળી રે! પ્રકાશજો જગજગને ચોગાન,
અવધૂત! અનભેપડો રે! વગાડજો યુગયુગને ઉદ્ઘાન.'
અવધૂતો આશાભર્યા રે! ઝીલે પીએ આખડી સુગન્દ્રબોધ,
દશે દિશ સાભળે રે! જગતમા લઈ જાય હરિસદ્બોધ
નયન મીટડી ભરી રે! મોતીડાં ઝરતા તારકવૃન્દ,
હૈયુ હરખે વીણી રે! હીરલા વરસે નભથી ચન્દ
શ્રી હરિને હેરવે રે! ઊકલતા ઘૂચઘૂંચવ્યાં જગતન્ત્ર,
શ્રી હરિની બોલિયુ રે! મહામાનવતાના એ મન્ત્ર.
હરિવર શિખરે વસે રે! ધજાગરા રોપે ઘાટેઘાટ;
હો! કોરતા કેડીઓ રે! ફૂલડાં પાથરે વાટેવાટ.
કે જળજળઝુડ શો રે! દુર્ગમ દુસ્તર આ સંસાર;
ભીતે ભુલભુલામણી રે! એ અમૃત દીવડાને ઝલકાર.
અકૂર ઊઠિયા રે! જાણે જગના જ્યોતિસ્થંભ!
કૃતાજલિ ઊભિયા રે! એ જોગન્દર અવધૂત વણદંભ.
'હરિવર હોંશીલા રે! જળધિને જળ બાધો છો પાજ;
અનિલ આભમાં રે! પૂરો છો પગદડી, મહારાજ!
હરિ! શંખફૂંકથી રે! ઉઘાડો પૃથ્વીનાં પેટાળ;
પછાડી પદ્મને રે! રોલાવો દિશદિશના દિગ્પાળ.
પૂછુ છું એટલુ રે! કે અચળા ચળકે અચળ નિતાંત?
આવતાં-ઊડી જતા રે! કાં મૂંઝવે પલટાતાં પ્રસ્ધ્વાન્ત?

આ જગમાં તેજ છે રે! એ જનનયને છે? કે જગદેશ?
આ જગ અન્ધાર છે રે! એ જગનું જીવન? કે જગવેશ?'

હરિએ વેણુ ઝીલિયાં રે! શ્રવણે-નયણે પીધાં ઘૂંટ;
જોયુ પછી દિશેદિશે રે! પદ્મનાં પડ્યાં હતાં સંપુટ.

નયનમાં ચિન્તામણિ રે! હૈયે અખંડ દીવડાની આશ.
જગત ચન્દની લીંપ્યું રે! ઉપર હતાં ચન્દનિયાં આકાશ.

'જગતના જોગીડા રે! ત્હમે તો પૂછી જગતની જાત;
ઉદ્ધવજી ભાખશે રે! ને વ્રજબાળા કહેશે એ વાત.

જગત બ્રહ્મતેજ છે રે! છબીલું જગ છે છાયાવિરાટ;
કે વિશ્વપતિ ખેલતા રે! વિશ્વની ચતુરંગી ચોપાટ.

બ્રાહ્મણ જ્ઞાને દીપે રે! ક્ષત્રિય પ્રાક્રમથી પ્રિછાય,
વૈશ્ય તો વહે વરો રે! શૂદ્રનો જનસેવા મહિમાય.

સન્તન શીલે સુહે રે! સાધુ સંયમથી સ્હમજાય;
ઋષિવર બ્રહ્મે ભર્યા રે! તાપસ તપપન્થક પરખાય.

ક્ષણેકમાં વેર'ઈ જશે રે!સમારંભવીર!આ સત્ય કે અસત્ય?
પલકમાં ઊડી જશે રે'આ શબ્દમન્ત્ર મ્હારા સનાતન સત્ય.

તું ને હું અસત્ય, તો રે! સમેટો સત્સંગની આ વાત;
શ્રવણ ને આંખડી રે! સનાતન ઉચ્ચરે છે સાક્ષાત;
કો દિન કો ભૂલાં પડે રે!એ ભૂલ શું સ્થાપશો કરી સિદ્ધાન્ત?

ગોરમ્ભા અમત્યના રે! જુગેજુગના નભે ધીર ને ગંભીર;
ક્ષિતિજને ઘેરતાં રે! અહર્નિશ હોય નહીં ઝાંઝવાંનાં નીર.

મહાસત્યોએ ભર્યો રે! ક્ષણિક કે સનાતન છે શબ્દબ્રહ્મ?
બ્રહ્માંડને ઝૂલે ચ્હડી રે! બ્રહ્મલીલા ખેલે છે પરિબ્રહ્મ.

મહાની અચળા ચળા રે! સૂરજ, શશિયર, તારલા પ્રચંડ;
ને ધ્રુવ એક ધ્રુવજી રે! ઘૂમે છે કાળચક્રે બ્રહ્માંડ.

ક્ષણિક છે સ્ફુલિંગ છે રે! કિરણ છે, કાળને વશ છે સાન્ત;
કિરણ બ્રહ્મયજ્ઞનાં રે! સ્ફુલિંગ વિશ્વહોમાગ્નિના કાન્ત

જગત નથી જૂઠડું રે! નથી આ આંખડલીના ઓપ;
ફેરમતો કુવારીઓ રે! મનુજ છે મહીતલમાં બ્રહ્મરોપ.

બ્રહ્માગ્નિ બ્રહ્મે સૃજને જગાવિયો
ને આદર્યો શાશ્વત બ્રહ્મયજ્ઞ આ;
આરંભની એ ક્ષણથી મહાશિખા
બ્રહ્માંડ છે જ્યોત જ બ્રહ્મયજ્ઞની.
ને સત્ય છે બ્રહ્મઅણુ શુ આ જગત.

## અધ્યાય ૧૮ મો · તીર્થપૂજન

જને વને વેરતી જે વસન્તિકા
અને પુનશ્ચેતન પાતી પૃથ્વીને;
સંજીવની એ અમીકુંભમાં ભરી
આવી વળી પાછી વસન્તપૂર્ણિમા.

વસન્તે ને વસન્તે જ પામે છે પૃથ્વી ચેતના;
વસન્તે ને વસન્તે એ દ્વારિકા દીપ્તિ ધારતી:
સુધાપાવલ પાડન્તા હરિ ઘેર પધારિયા.
ચન્દ્રની જાહ્નવી શી મૌહિતસ્વી હરિ સમી,

બ્રહ્મજ્યોત હતી એહ પૂર્ણત્વે પૂર્ણ પૂર્ણિમા.
સુપર્ણોની કુંજ પેલી પુષ્પભારે ઝૂકી જતી;
પાંગર્યા વેલી ને વૃક્ષો, પાંગરી બ્રહ્મકન્દરા.
આંબલે મ્હોર પ્રાશીને, વસન્તને મદે ચ્હડી,
કલ્લોલી, કોકિલા નાંખે હૈયાહુલ્લાસ આભમાં.
નવસૌન્દર્ય ને શોભા, કળિયો રૂપરૂપની,
પૃથ્વીની કવિતાકેલિ પૃથ્વીને વદને પડી.
નારીઓ ફૂલડે ફૂલી, નરો ફૂલ્યા પરાક્રમે.
તે તિથિએ દ્વારિકાએ તીર્થોદકો વધાવિયાં;
તે દિને દ્વારિકે કીધુ તીર્થોનું તીર્થપૂજન.
સ્હવારે ચ્હડતે પ્હોરે હરિના ચન્દ્રચોકમાં
જગતના જદુકુળની જામી માનવમેદની.
નેણમાં કરમા ભાલે ઉરે સૌ યદુબાળને
હતા આંબલાના મ્હોર, મ્હોર શા મહુ મ્હોરતા.
દ્વારિકાપુરીની આજે હતી પ્રારબ્ધ-પર્વણી;
એ પર્વે જાદવવંશી, વાવતા-લણતા હતા:
જાણે યુગની વાડીના પાકેલાં વીણી વાવતા.
કુળગુરુએ આણ્યા'તા અગ્નિઓ અગ્નિહોત્રના;
પિતૃને તર્પતા'તા, ને તપતા ભાવિ ગોત્રજો.
એકપા સારંગ સ્હોતું, બીજે ગાંડીવ પાર્થનુ;
મસ્તકે ઘૂમતું પેલુ મહાજ્યોત સુદર્શન.
જોગ વૈરાગ્ય ને ભેખ ભસ્મો સંસારઅગ્નિની,

રત્નો રત્નાકર કેરાં ઘૂંટી કીધી'તી ગાર ત્હાં.
કુંકુમ-કેસર–ઘોળ્યાં ચન્દનો મલયાદ્રિનાં;
આમ્રપત્રો, આસોપાન, ફૂલડાં, કૂંપળો, કળી;
હરિની સન્મુખે જાણે પાથરી'તી વસન્તને.
સુભદ્ર-રુકૃમિણી સંગે, કુંભો લૈ તીર્થતીર્થના,
દેવાંગના ઝળવતી પધારી પટ્ટરાણીઓ.
ચન્દનીના ધામ શા એ ચન્દ્રના ચારુ ચોકમાં
મહાજળ મહાપાળ કીધું હતું સરોવર.
પાળના પગથારોએ જામ્યાં'તાં યદુમંડળો;
ઝૂમખાં ઝૂલતાં જાણે ફૂલડાંનાં મહાવનો.
હરિએ કુળ કાન્તાને સન્માન્યા સૌમ્ય ભાવથી.
'પધારો. દ્વારિકાવાસી! પધારો, પુત્રપિતૃઓ!
આપણે આંગણે આજે તીર્થોનું તીર્થપૂજન.
તીર્થોમાં દ્વારિકા સ્થાપી, તીર્થો સ્થાપું છું દ્વારિકે;
તીર્થોની આ મહારાણી—તીર્થોનું તીર્થ દ્વારિકા.
આયુષ્યે અમૃતમોંઘાં જળો આ તીર્થતીર્થનાં;
ભરું છું–સંભરું છું એ નીરને દ્વારિકા-ઉરે.
યોધ-મંડળમાં પાર્થ, પુરોમાં હસ્તિનાપુર,
સૂર્યમંડળમાં સૂર્ય, તીર્થોનાં તીર્થ દ્વારિકા.'
પછી શ્રી હરિએ કીધું તીર્થોનું તીર્થપૂજન;
હોયે કોની પૂજા અગ્રે વિપ્રોમાં પ્રશ્ન એ પડ્યો.
ગંગા કે જમના પહેલ્લી? બ્રહ્માવર્ત? સરસ્વતી?

પંચવટી ? તક્ષશિલા ? ગંગાસાગર સાગરે ?
હરિનાં નેત્રમાં નેત્રો ઢાળી પૂછ્યું પુરોહિતે.
વિલોક્યું ને અવલોક્યું, ક્ષણમાં નિરધારિયું
માનવીવંશનુ કેન્દ્ર—તીર્થોનું તીર્થરાજ ત્ય્હાં.
'પધારો, ઓ વ્રજબાળા !' સિન્ધુઘોષે વદ્યા હરિ.
'હું ત્હારે પૂજ્ય છું એમ તું ય છો પૂજ્ય માહરે;
પિતા છે પુત્રીને પૂજ્ય, પિતાને પુત્રી પૂજ્ય છે.
સ્મરણે માત્ર ઉદ્ધારે, દર્શને પ્રાણ પાંગરે;
તીર્થોનું છે પરમ્ તીર્થ બ્રહ્મની બ્રહ્મચારિણી.'
સત્કારી સર્વભાવોથી, સન્માની નેણ-મોતીડે,
તીર્થોદકે અભિષેકી વાત્સલ્યથી વધાવીને.
'વિશ્વના વ્રજમાં, બોલે ! તું વડી વેણ માહરી;
પ્રેમર્ષિ ! હરિની નેકી પોકારે તું યુગે-યુગે.
આથમે ને યુગો ઊગે, પૃથ્વી શોધાય-પાંગરે;
પૂર્ણિમાએ પૂર્ણિમાએ ગાજે ત્હારે મુખે હરિ.
પૂજજો આ પ્રેમર્ષિને પૂજ્યોમાં અગ્રપૂજને.'
પછી સિંહાસને કેન્દ્રે પધરાવ્યો હિમાદ્રિને;
મહાગૌરવ પૃથ્વીનુ, તાપસોનો તપેશ્વર :
પૂજ્યા ત્ય્હાં બદ્રિકેદારે નરનારાયણ પ્રભુ.
અયોધ્યા સરયૂ પૂજ્યાં દામ્પત્યતીર્થ પૃથ્વીનાં;
ઉતાર્યો ત્રેતાયુગને દ્વાપરે ને કલિતટે.
એક પત્ની એક બાણ એક બોલની રાણી એ,

જગતના સુન્દરીસંઘે સતી સીતા કિરીટિણી.
ગંગોદકે અભિષેકી, જ્ઞાનકુંભો ભરીભરી,
નિત્યનિત્યે નમે-પૂજે મહાત્માઓ મહર્ષિઓ;
ગંગાઘાટે કાશીક્ષેત્રે કાશીવિશ્વેશ્વરે વસ્યા
કૃષ્ણચન્દ્રે પછી પૂજ્યા વિશ્વના વિશ્વનાથને.
હરિએ શંખ પૂર્યો, ને કીધી સાગર ઘોષણા,
હજી આજેય એ ઘોષ ગાજે છે જગમન્ત્ર શો.
સાગરે સરિતા સંઘ પધારે પૂરમ્હાલતો,
પધાર્યાં પુણ્યમ્હેકન્તાં તીર્થો સૌ તીર્થરાજમાં.
દ્વારામતી ડોલી ઊઠી ડોલ્યો પરિઘ પૃથ્વીનો.
દેવીદેવ પૂજે માંડી દ્હેરીએ દ્હેરીએ દીવા,
એવા હૈયા અર્ઘ્યે અર્ચ્યા હરિએ તીર્થતીર્થને.
ઊભે હિમાદ્રિનાં શૃંગો, મેઘના મુગટો ઊભે,
મન્દાકિનીતરંગો શી, ઊભી'તી તીર્થમાળ ત્ય્હાં.
સાગરે પાવલ ધોયા, અર્ચા કીધી મહાવને;
ને ઉતારી સૂર્યચન્દ્રે આરતી તીર્થતીર્થની.
દેવ કો, દેવને પૂજે, ને પૂજે બ્રહ્મ બ્રહ્મને,
તીર્થોને હરિએ પૂજ્યા એ વિધે બ્રહ્મભાવથી.
વનો અર્ચ્યાં, વર્ષા અર્પી, અર્પી વારુ વસન્તને;
અર્ચ્યા સ્વર્ગોદકો, અર્ચ્યા પુણ્યોદકોય પૃથ્વીનાં.
અને છેલ્લે - પછી છેલ્લે હરિએ દ્વારિકા પૂજી;
હૈયાની કાતળી જેવી, આત્માની આત્મપાંખડી.

પ્હેલ્લો સાગરને પૂજ્યો; કહ્યું : 'થજે સનાતન;
ને મુક્તિપુરીનાં નિત્યે પાદપ્રક્ષાલને જજે.
આભ! આચ્છાદજો એને, મેઘલ! સિંચજો મહીં;
ને બહલાવજો પુરની જયશ્રીને જુગેજુગે.'
છુટ્ટાં તીર્થોદકો છાંટ્યાં તીર્થોના તીર્થરાજને;
ને સ્થાપ્યો નિજ આત્માને હરિએ હરિમન્દિરે.
પછી અન્તરને ઢોળી હરિ આશિષ ઉચ્ચર્યા;
સિન્ધુતીરે સિન્ધુશબ્દે પૃથ્વીના પ્રાણને ભરી:
'આભ આચ્છાદશે પૃથ્વી, આભનેયે અનન્તતા;
તપશે દ્વારિકાતીર્થ દેવોના દેવતીર્થ શું.
સુણજો, માનવવંશ! સુણજો શ્રોત્રધારી સૌ;
જગતને છેડલે ઊભી કરું છું જગઘોષણા.
આભનેયે ઉતારીને, પાતાળો જોખીજોખીને,
પૃથ્વીનાં પુણ્ય ને પાપ તોળે છે બ્રહ્મની તુલા;
આપણે આંગણે વીરો! છે એ બ્રહ્મતુલા મહદ્.
પલ્લાં પૃથ્વીતુલાનાં છે વારિધિ ને હિમાલય;
ભારત દાંડી છે એની, શારદખંડ છોગલું;
પૃથ્વીનાં પુણ્ય-પાપોની તુલા એ છે ત્રિકાળની.'

દ્વારામતીનુ મહિમા મુહૂર્ત એ
પ્રીતે કરે તીર્થનું તીર્થરાજ ત્હાં;
પૂર્વે હરિનુ પ્રિય ધામ એ હતું,
થયુ પછી માનવવંશ તીર્થ એ.-

## અધ્યાય ૧૯ મો · સનાતન દ્વારિકા

આવ્યો પછી ત્ય્હાં ફૂલડોલ-ઉત્સવ;
દોહી ભરીને દૂધ તીર્થતીર્થનાં
સર્જી હરિએ જયગૌરી ગોમતી;
પ્રારબ્ધની નિર્ઝરી, પુણ્યપાવની.

હરિએ ફૂલડોલે એ જળક્રીડા કીધી પછી.
જાદવો શું, સાગર શું, વસન્તી તેજછાયમાં;

મદઘેલા મહામોજ અંજલિથી ઉછાળીને.
ઉછાળે હાથીને શૂંઢે, ઉછાળે મેઘપાંખથી,

એ તોતિંગ તરંગોને હરિ એમ ઉછાળતા.
ત્યહાં સાગરની પાળે· ટૂહેલિયો એક ટ્હેલતો

દીઠો કો દીન ને રંક, સુકાયાં વૃક્ષના સમો;
રસહીન, પ્રભાહીન, જીવનશૂન્ય જીવતો.

'કોણ છો ? ક્ય્હાથી આવો છો ? ટ્હેલો છો ટ્હેલ શી જગે!'
પુછાવ્યું પાર્ષદ મ્હેલી હરિએ ઉરભાવથી.

હરિદર્શનનો રમિયો, ભમન્તો એ ભૂલો પડ્યો;
વિદેશી પ્હાડવાસી છે, સિન્ધુ કો દી દીઠો નથી;

આવી સાગરપાળેથી પ્રણામી પાર્ષદે કહ્યું.
'પૂછે છે વાયુને વાતો, પૂછે છે એહ કાળને :
દીનનો દીનબન્ધુ કો છે કે નહીં મહીતલે ?'
'ઉદ્ધવ ! જાવ જળતીરે, ન્હોતરો એ અતિથિને;

ન્હાય ને નિર્મળા થાય, પધારે જલધિજળે.
રંકો રાજવી છે એ, દીનોના દાનવીર છે.'
ગયા એકલડા એવા આવી ઉદ્ધવ ઉચ્ચર્યાઃ
'વિપ્ર છે ને વિદેશી છે વનના વાયુના સમા.'
કહે છે–જળભીરુ છેઃ 'સ્હામો પાર ન આ જળે;
દાખવો પાગ સ્હામો, તો ધરું હું પાય નીરમાં
વૃક્ષવેલી તરે નીરે, ના તરે પ્હાડ-પથ્થરો.'
વાગે તરંગની છોળ એવું કૈં હરિને થયું.
હરિની આંખમાં આવી ઊભો માનવવશ ત્ય્હાં;
અને નિર્ધાર નિર્ધાર્યો એ ક્ષણે ઊગતી પળે.
પોકાર્યું: 'ઓટ બેઠો છે, પડે છે સ્હાંજ, ચાલજો'
નીસરી નિર્મળી થૈને ઘેરૈયા કેરી ઘેર એ.
વિપ્રને જૈ હરિ વન્દ્યા-દ્વારિકાના અતિથિને
'પુણ્યાત્મા છો, પધારો, ને દ્વારિકે પુણ્ય વાવજો
જગત્ યશસ્વી યાદવો! પુણ્ય એ તમ ધર્મ છે;
ને મ્હેમાન ત્હમારા આ વાવે છે પુણ્ય પૃથ્વીમા
આપે છે આત્મ ઢાળીને, એથી છે રંકદીન એ
રામભદ્ર! હળ ધારો, પૃથ્વીને કોતરો જરા;
ઢાળવો છે આજ મ્હારે સાગર પૃથ્વીપાળમા'
રામભદ્રે હળ ખેડયો, કોતરી પૃથ્વીકોરને;
હરિએ પ્રેરણા પ્રેરી, ગયો સાગર પૃથ્વીમાંઃ
ને સ્હામી આવી સત્કારે નિર્ઝરણીની સેર કો

કીધી ત્ય્હાં શંખને શબ્દે હરિએ જયઘોષણા.
દ્વારિકાવાસી! આજે છે ત્હમારો યુગઉત્સવ;
પૃથ્વીએ પૃથ્વીને ધોવા સ્વયંભૂ ઝરણી કરી;
પુણ્યપાવન, બ્રહ્મવર્ણી, સુધાની સેર શી પરમ્
પૂર્યો અમ્ભોધિ એમાં સ્હેંુ ને કીધો પુણ્યસંગમ;
દ્વારિકાનુ ગૌરવ છે આ સનાતન ગોમતી.'
પછી તીર્થોદકો આણ્યાં દેવનાં, દેવતીર્થનાં;
અને એ અમૃતકુંભો ઠાલવ્યાં ઝરણી-જળે.
અષાડે આભલાં આવે વસન્તે જ્હે પરિમળો,
તીર્થો ત્ય્હાં આવીને ઊભાં અનન્તા અન્તરિક્ષમાં;
હરિએ દ્હેરી-દ્હેરીમાં સ્થાપિયાં તીર્થતીર્થને.
'ગંગા છે, જમનાજી છે, છે આ અફાટ સાગર;
આ જળઝરણી એવી ગોમતી જગપાવની.
તારશે અણુતારાને ભર્યાં સંસારસાગરે;
રંક ને દીનને, ભદ્રો! સર્વ અર્પ્યાં સમર્પણી.
પૃથ્વી-સંજીવનું આજે પર્વ છે કૂલડોલનું;
પૃથ્વી-સંજીવની એવી થશે આ ગૌરી ગોમતી.
સ્વયંભૂ ઝરણું આ તો પૃથ્વીએ પ્રગટાવિયું;
પાપ ધોઈ માનવીને છાંટશે પુણ્ય નિર્મળી.
અખંડ સેરની આ છે નદી અખંડવાહિની;
સાગર પૂજશે એને નિત્યે નિત્યે વધાવીને.
મળે છે સરિતા સિન્ધુ, ગાજે દામ્પત્યસ્તોત્ર ત્ય્હાં;

સંતત સંગમે એહ સ્થાપુ છું સંગમેશ્વર
અગમ્યનાં ગીત ગાયે ત્ય્હાં સાગર-ગોમતી;
યાત્રીઓ કરશે આવી સ્નાન એહ અગમ્યમાં.
રખે જાય યદુવંશ, 'જાય સોનાની દ્વારિકા;
કાલાન્તેયે અહીં રૂહેશે સાગર, ગોમતી, હરિ.
પ્રવાસી મ્હા'વાસી છો; અતિથિ છો; અજાણુ છો;
પહેલ્લું ગોમતીસ્નાન અનલેમાં કરો, વીરા!
વસન્ત પ્રફુલ્લશે, ને હૈયે જીવન જાગશે.'
પાર્થે ઝાલ્યો હાથ; સોના ઝાલે છે હાથ પાર્થ ત્ય્હાં;
ને રંકોના રાજવીએ સ્નાન હૈયુ ભરી કીધું.
રુક્મિણીએ રૂપ દીધું, ભદ્રો સુભદ્ર બ્હેનડે;
થયો ત્ય્હાં ગોમતીઘાટે નિર્મળો દેહ દેવ શો.
રસ જાગ્યા, પ્રભા જાગી, જીવન જાગિયાં ફરી;
બ્રાહ્મણનું બ્રહ્મતેજ પ્રકાશી રહ્યું બ્રહ્મ શું.
'દીનના દીનબન્ધુ છે;' 'દીનના દીનબન્ધુ છે.'
ટ્હેલતો ટ્હેલતો દ્વિજ જનોમાં જગમાં ગયો.
સંચર્યો પગલેપગલે પૃથ્વીમાં પુણ્ય વાવતો;
ને ભાવે આશિષ દેતો ભક્ત એ ભગવાનને:

અમ્મર રૂહો, મ્હારાં અમ્મર રૂહો,
સાગર ને દ્વારિકા અમ્મર રૂહો;
અમ્મર રૂહો, મ્હારાં અમ્મર રૂહો,
અમરોની છાંયમાં અમ્મર રૂહો.

અમ્મર રૂહો, મ્હારાં અમ્મર રૂહો,
દ્વારિકા ને ગોમતી અમ્મર રૂહો;
અમ્મર રૂહો, મ્હારા અમ્મર રૂહો,
જુગો જુગ હરિવર અમ્મર રૂહો.

આવી દેવાગના જેવી દિશાઓ ડોલતી પછી,
ને વાંછી હરિની આજ્ઞા; હાસ્યચન્દ્ર હરિ વદ્યા:
'અવધિ યુગસેવા કીધી, જાવ, થાવ વિસર્જન'
વ્યોમની ઝાલરો માંહી દિશાઓ સૌ ઢળી ગઇ
અને ત્ય્હાં ઊઘડ્યો આભ, પ્રગટ્યો ચન્દ્ર પૂર્વમાં;
દીનના દીનબન્ધુને વન્દવા ગોત્રપુરુષ.
વિશ્વનાં કુંકુમો ઘોળી હરિને કીધ ચન્દ્રક;
પીયૂષોનો, પુણ્યનો, ને શાશ્વત કુળ-જ્યોતનો;
ધર્મદિગ્વિજય કેરો, નિત્ય કાન્ત અનન્તનો.
ગેબને વાંચનહારા ગેબી આકાશવાસીઓ,
વદી આકાશ-સન્દેશો આકાશવાણી ઉચ્ચર્યા:
ચન્દ્રિકાના ફેરેફેરે, ચન્દ્રના ચારુ ચોકમાં.
'યાવત્ અમ્ભોનિધિઘોષ, યાવત્ ચન્દ્રદિવાકરૌ,
તાવત્ હરિ તણા પાટે, તાવત્ હરિની દ્વારિકા.
યુગોના ભરતી-ઓટે દ્વારિકા છે સનાતન
દ્વારિકાની શેરી-શેરી, ગોમતી ઘાટ-ઘાટમાં,
સુપર્ણોમાં, સાગરમાં, બેટનાયે તટે-તટે,
ઝરૂખે, ઓટલે, ઉરે દીઠા સૌએ શ્રી કૃષ્ણને:
અંગનીયે ત્વચામાં, ને આંખડીનીય કીકીમાં.

ઘૂમી ઘૂમી પૃથ્વીની સીમસીમમાં,
ઘૂમી-રમી માનવવંશને ઉરે,
ઢળી પછી શાશ્વત બ્રહ્મપાયમાં
તીર્થોદકો તીર્થકૃતાર્થ ત્ય્હાં થયાં.

## અધ્યાય ૨૦ મો - શ્રી હરિનો મહાધ્વજ

દિશા-દિશાનાય દિગન્ત માપતો,
ને નાંખતો નેણલને અનન્તમા,
વાયુવિહારી, ગરવો ગરુડ શો,
સ્હડ્યો પછી ત્ય્હાં હરિનો મહાધ્વજ.

(ઢાળ-વૈશંપાયન એણી પેરે બોલ્યા)

હો સાધો! સન્તન! સુણિયે.

ફૂલડોલ ઊજવ્યો, સાગરગઢ ગજવ્યો,
ને રંગ મચવ્યો રમણાએ;
જલધિને જળ રંગસ્નાને ગયા ત્ય્હાં કાળનુ કૌતુક થાયે:
સાધો! સન્તન! સુણિયે.

રૂમઝૂમતી આવી રજની વસન્તની હરિવરના ગુણ ગાતી;
સાગર લહરતો હરિ શો લ્હેરખડો, દ્વારિકા દીપ્ત સુહાતી:
સાધો! સન્તન! સુણિયે.

વિશ્વને વનવન નયને વિહરતા'તા શ્રી હરિ નિધિને ઝરૂખે;
હરિરસરસિયાં રમતાં સત્યભામા હરિવરના ચન્દ્રમયૂખે:
સાધો! સન્તન! સુણિયે.

ગોમતીતટ ચન્દ્રદેવે દીધેલો ચન્દ્રક મહિષીએ દીઠો;
ઝળહળતી બ્રહ્મજ્યોતે ઝગન્તો, મનમોહન, મનમીઠો;
સાધો! સન્તન! સુણિયે.

સત્યભામા અતિકોમળ કાતળી, રસનો રિસામણી છોડ;
અખંડ ચન્દ્રક નીરખી રિસાણા, હરિરૂપમા લાગી ખોડ:
સાધો! સન્તન! સુણિયે.

'હરિ આ શુ આણ્યુ? પૃથ્વીનુ પરમાણુ?
કે અવનીનુ આળ ઉતાર્યું?
કાળપારધીએ કપટકળા કરી ભાગ્યમાં શોણિત સાર્યું?
સાધો! સન્તન! સુણિયે.

રમતલને હશે રમતું નયનમા, ગમતલને હોય ગમન્તું;
ધુવો-ધુવો, નાથ! ભાલની પાખડી, ચન્દ્રે શશાંક ઝગન્તું;
આ તો ચન્દ્રે શશાંક ઝગન્તું.'
સાધો! સન્તન! સુણિયે.

ધોયો-ધોયો પછી નિર્મળ નીરથી, ધોતાં-ધોતા ગીત ગાયે;
ગંગોદકે ધોયો, જમનોદકે ધોયો, ચન્દ્રક ધોયો ન જાયે:
સાધો! સન્તન! સુણિયે.

વળતે દિન ગયા સાગરસ્નાને નેહનગરના નગીના;
સત્યભામાજી સંચરિયા સંગાથે મહિષી હરિરસભીનાં:
સાધો! સન્તન! સુણિયે.

નિત્યનિત્યનાં શ્યામ ઉદધિઉદક હતાં કુંકુમવર્ણા ગુલાલે;
જલધિએ નિર્મળ કીધ, એક નવ ધોયો ચન્દ્રક હરિવરભાલે:
સાધો! સન્તન! સુણિયે.

ભદ્રા હસે, સત્યભામા ધુવે, પણ ચન્દ્રક ધોગો ન જાયે;
જળનાં કમંડળે કીધી જળાધારી, જળથી ચન્દ્રક ન ધોવાયે;
સાધો! સન્તન! સુણિયે.

નીલ કમળદળ ભાલ વડું, મહીં કુંકુમમંડળ કોર્યું;
મેઘલપટ પડી બીજની પાંખડલી, તેજલ ફુલ ત્ય્હાં શું ફોર્યું!
સાધો! સન્તન! સુણિયે.

ચન્દ્રમૌલીશ્વર ચન્દ્ર ધરે શિરે સ્વર્ગના ભર્ગે સોહન્તો;
ગૌરવી ગંગા જળાધારી ઢોળે, શશી સ્હોય અધિક મોહન્તો:
સાધો! સન્તન! સુણિયે.

બ્હેનડ સુભદ્રા બોલિયું બોલે, 'રસિયાને છે એ રસાળો;
આ તો પ્રગટ્યો દિગ્વિજયનો ચન્દ્રક
ચમકતો અખંડ પ્રભાળો;
સાધો! સન્તન! સુણિયે.

મોરકલગી મહીં પડિયો ચાંદલિયો,
કોણ લ્હોશે? કોણ ધોશે?
ભાગ્યને પત્રે વિધાત્રીનો ચન્દ્રક નહિ જાય સાગર-ધોષે;
ભાભલ! નહિ જાય રમણીના રોષે:
સાધો! સન્તન! સુણિયે.

જલધિ ધોતો નથી સૂર્યને શશીને, અઢળક મહાપુર વ્હેતો;
જાવ સુપર્ણાંની ઝરણીએ, ભાભલ! ત્ય્હાં જો વિધાત્રી ધુવે તો.'
સાધો! સન્તન! સુણિયે.

રાજવણો રસરસિયેણુ, હરિવર પછી પર્ણોએ પધાર્યાં,
અંજલિ અંજલિ દ્રુપલ સમ ભરી દેવનિર્મળ નીર સાર્યાં;
સાધો! સન્તન! સુણિયે.

ફૂલઝર ઝરતા, વસન્ત વરસતા, મહાવન હરિને વધાવે,
વનની ઘટામાથી, નભની અટામાથી
ભાગવત ભણીને કો આવે.
સાધો! સન્તન! સુણિયે

જગનો હિતસ્વી, જનમના તપસ્વી,
શુક જોગી ફરતા પધાર્યો;
પરિબ્રહ્મની બ્રહ્મકન્દરા ઉઘાડી, અદ્ભુત મન્ત્ર ઉચ્ચાર્યો:
સાધો! સન્તન! સુણિયે.

'વીણા વગાડી સ્વર પૂર્યો શારદાએ કંઈ
વેદ ઢળ્યા કંઈ બ્રહ્મા,
નવભાગવત એમ ગૂંથ્યુ, મીઠડ મ્હારા
હરિવરને ખમ્મા ખમ્મા:
સાધો! સન્તન! સુણિયે

આ તો છે હરિનો સનાતન ચન્દ્રક ગોત્રપુરુષનો દીધેલો;
નહિ ઊપટે, નહિ ધોવાય પ્રલયે, છે અમ્મર, પીયૂષપીધેલો'
સાધો! સન્તન! સુણિયે

મન્ત્રો ભણી એક દૃષ્ટિ નાખી ત્હાં ફાટી ગુફા ગંભીરી;
પૃથ્વી-ફુવારા શો મહાધ્વજ પ્રગટ્યો બ્રહ્માંડવર્ણો બ્રહ્મેરી:
સાધો! સન્તન! સુણિયે.

'જગતને છેડલે, ઉદધિ અલબેલડે, સુભગ શિખર છે પ્રમાણું;
દેવની દીપ્તિમાં ધ્વજ ત્ય્હાં રોપવશું, શિખર છે કાળકરાણું :
. સાધો! સન્તન! સુણિયે.

જલધિનાં જળની, જગતનાંયે જળની, ઝાડીનાં ઝુંડ અઘોરાં;
પન્થભૂલ્યાંને એ પન્થ દાખવશે ઝુંડોમાં તેજઝકોરા.'
સાધો! સન્તન! સુણિયે.

આગળ ધ્વજધારી પાર્થ સંચરતો, જાણે મલપતો હાથી;
હરિમન્દિરે શુકદેવ પધાર્યા, માથે નવભાગવત-પોથી :
સાધો! સન્તન! સુણિયે.

ગાંડીવ લીધ, મહાધ્વજ લીધ, ચ્હડિયો પાર્થ શિખ-ને કિરીટે;
ગગનવિશાળણુ જોઇ રઢિયાળણુ ક્ષિતિની ક્ષિતિજ મીટમીટે :
સાધો! સન્તન! સુણિયે.

ચન્દ્રશીંગડલે ઝુલાવે ઝૂમખડું કો, મેઘને છોગલ ધરાવે;
પૃથ્વી-સાગરના એ સંગમશિખરે મહાધ્વજ પાર્થ ચ્હડાવે :
સાધો! સન્તન! સુણિયે.

પાર્થ હતો ભડ ભીષ્મનો પોત્રો, વજ્જાળા ભીષ્મની પુત્રી;
પાર્થે છોડયાં શર દિશદિશ જીતતાં,
યોગિની થઈ ત્ય્હાં વિધાત્રી :
સાધો! સન્તન! સુણિયે

આરોહી શરમંડળ એ જન્મજોગી શુકદેવ ભવના ભાથી
અન્તર્ધાન થયા, મૂકી પાછળ નવભાગવતની પોથી :
આ નવભાગવતની પોથી
સાધો! સન્તન! સુણિયે.

શ્રી હરિએ સોંપી બ્હેનડ સુભદ્રાને, 'કરજે તું જતન વડેરાં;
માનવકલ્યાણક, કાળના કાળ શાં, છે મહીં જળ ઘેરાંઘેરાં:'
સાધો! સન્તન! સુણિયે.

પછી રંગરંગભીનો દિનમણિ ઊગિયો રંગપંચમીનો રસિલો;
વસન્તને પગલે ત્ય્હાં પાર્થ પધાર્યો બ્રહ્મરમત રમતીલો:
સાધો! સન્તન! સુણિયે.

સુભગ સુન્દરિયે શ્રીહરિને મન્દિરિયે જગમોહન ચન્દ્રચોકે
માળણ-છાબમાં છલકન્તાં ફૂલડાં શું
યદુકુળ મળ્યું થોકેથોકે:
સાધો! સન્તન! સુણિયે.

રુકૃમિણી નેણલ જળજળ ભરિયાં, હરિ હેરતા'તા દિશાઓ;
ઘરમાં ભૂલાં પડયાં જેવાં વિહ્વળિયાં, પાર્થ-સુભદ્રાના ભાવો:
સાધો! સન્તન! સુણિયે.

વસન્તવાદળી એક આવી ઊડી ગઈ, આભલછાંય ગઇ છાઈ;
કાળની મેઘલી કાળસાગર સમા સાગરિયે જઇ સમાઈ:
સાધો! સન્તન! સુણિયે.

પગલું ભરે પણ પગ નવ ઊપડે, આંખ ઉઘાડી ન દેખે;
અંગો ઓગળી જઈ આત્મ થયાં હતાં, પાંપણપટમાંથી પેખે:
સાધો! સન્તન! સુણિયે.

ફૂલડાં ઉછાળે, કો વાદ્યો વગાડે, મહિષીઓ મંગળ ગાયે;
મહીતલના મુગટો એ પાર્થ સુભદ્રા હસ્તિનાપુર આજ જાયે;
સાધો! સન્તન! સુણિયે.

ને પછી કૃષ્ણબાળાએ એ જગમોહન ચોકમાં
કોકિલાના કલબોલે ગજાવ્યુ હરિમન્દિર.
મનમોહન! મર્માળા માવા!
રહો આંખડલીની આમે આવા:
મનમોહન! મર્માળા માવા!*
વિદેના બોલના જેવા મીઠડા બોલગંભીરા;
જગત જગાડતા ઘૂમ્યા હરિના ચન્દ્રચોકમાં

અડવાણે પાયે, પરસ્પરની છાંયે, કૃષ્ણ ને પાર્થ પધારે;
પાર્થ ને રુક્મિણી, કૃષ્ણ ને ભદ્રા, ભવછાય શાં છત્ર ધારે:
સાધો! સન્તન! સુણિયે.

પગથીએ-પગથીએત્સ્હાંઢગલી ઢગલીએ વેડી વસન્ત ઢળન્તી;
હૈયાપુચારી શી બાળબાળાની કો રંગપિચકારી ઝરન્તી:
સાધો! સન્તન! સુણિયે.

પ્હોર વીત્યે આણાગ્હોરને પગલે આવ્યાં હસ્તિનૂપુર-પોળે;
પાર્થ શોધન્તો પૃથ્વીતલમણિઓ, હરિ આભલમણિ ખોળે:
સાધો! સન્તન! સુણિયે.

પાર્થ ચાંપે અંગઅગ શુ, હરિવર બાહુ શુ બાહુ વિશાળો;
ગેગઝરૂખે ઊભેલ જોઈજોઈને હસતો'તો કાળ કરાળો:
સાધો! સન્તન! સુણિયે.

અગમ્ય જાણે એક, કાળ જાણે એક, હરિવર જાણે ગૂઢાર્થ;
છેટલો સમૈયો આ યદુકુળનો એહ ભવની ભેખડનો ભાવાર્થ:
સાધો! સન્તન! સુણિયે.

*(સ્વામીનારાયણીય)

ઘૂમતો કુરુક્ષેત્રે વિજયગતિ નેહ બે ડગ ભરીભરી થંભે;
લડથડતા લડસડતા પાર્થ પાવલિયા, ગાંડીવ હતું હરિખંભે;
સાધો! સન્તન! સુણિયે.

પુરજનને વન્દી, વન્દી, વળી વન્દી દૃગકિરણો ન્હવરાવ્યા;
કમળ સંપુટ વેરે કમળપાંખડીઓ એમ નયન વરસાવ્યા
સાધો! સન્તન! સુણિયે

ચરણધૂલિ લઇ શીર્ષે વધાવી, હરિએ સ્થાપી શિરે મુદ્રા
'જીવના જતન કરજો, વીરા!' વદીને ઝરી પડી અશ્રુ સુભદ્રા:
સાધો! સન્તન! સુણિયે

પડતી વેલડશી ઝીલી રુક્મિણીએ, ફગરતા ફૂલડા સૂંઘાડયાં,
સંકેલી માળાશી ભાભલે ભદ્રાના મહારથમાં પાય પાડયા;
સાધો! સન્તન! સુણિયે.

પારિજાતનો લઈ શેપ શેપે એમ પાર્થ હરિએ પધરાવ્યો;
'ગાંડીવ લે' કરી મહાચાપ અર્પ્યું, ને ભાથાવળીને બિરદાવ્યો
સાધો! સન્તન! સુણિયે

ઘનગગનના ઘોડીલા થંભી ગયા હતા, પાવલ જડિયા પૃથ્વીમા,
કંઠ મરોડી મયૂર-કલગી સમા શોધન્તા જગતની સીમા:
સાધો! સન્તન! સુણિયે.

ડાળખીઓ ડાલે અશ્વઘટાની પડે નમતી પ્રણમતી હેઠી,
'વિરહ છે યોગ' વદી વ્રજવતની યોગિનીઓ રહે બેઠી:
સાધો! સન્તન! સુણિયે.

સાગરપાળે શિલાની મઢૂલીએ એક રહી કૃષ્ણબાળા;
વ્રજની યોગિનીઓ વ્રજમાં સિધાવી, પાર્થનાં પન્થરખવાળાં:
સાધો! સન્તન! સુણિયે.

પાર્થ વળાવીને હરિવર વળિયા, જોગેશ્વર જોગી શા જૂના;
ઝરણી ગઈ, મહામેઘ ગયો, રહ્યા ગિરિવર જળજળસૂના:
સાધો! સન્તન! સુણિયે.

કૃષ્ણબાળાકંઈ મિષથી હસાવે, તોમન્દિરિયે પગલાંગણન્તા;
અગમ્યના અક્ષરો વળી વળી વાંચે ભાવીને ભગવાન ભણન્તા;
સાધો! સન્તન! સુણિયે.

રથને ઉછાળતાં રુક્મિણી આવ્યાં, ભદ્રાને પસલી ભરાવી;
વળી ગયા યદુરથીઓયે, વાદળ શા, મહાવનપાર વળાવી:
સાધો! સન્તન! સુણિયે.

પગલું ભરે તેમ પડતી સાગરમાં બેટની રંગમહેલાતો;
મહાજળ ભરિયોયે ડગલે ને પગલે સાગર નભમાં સમાતો:
સાધો! સન્તન! સુણિયે.

ક્ષિતિજની પાળેસાગરિયેજતોજતો હરિનો મહાધ્વજ મીઠો,
વિરાટને મુગટે શું કલગી ડોલન્તી!—ગગન-અટારીએ દીઠો:
સાધો! સન્તન! સુણિયે.

યોગિનીઓએ વિરહગીત ગાયું, સ્મરતી'તી સાગરસ્વામી;
યુગયુગનો એ પોકાર હતો, હૈયાં શોધન્તા અન્તર્યામી:
સાધો! સન્તન! સુણિયે.

આવો આવો, સાગરના સોહાગી! હો! સાગરના સોહનિયા!
હરિ! જગતમાં બ્રહ્મજ્યોત જાગી, હો! સાગરના સોહનિયા!

હરિ! આનન્દ ઓઘને વહો છો, હો! સાગરના સોહનિયા!
હરિ! આભલ પારનું કહો છો, હો! સાગરના સોહનિયા!

હરિ! આંખડીમાં આવીને રમજો, હો! સાગરના સોહનિયા!
હરિ! રસઝરિયા રસરૂપે ગમજો, હો! સાગરના સોહનિયા!

હરિ! અમૃતથી આંખડલી આંજો, હો! સાગરના સોહનિયા!
હરિ! હૈયાને હીંચકે વિરાજો, હો! સાગરના સોહનિયા!

હરિ! મનોહરા મનોરથો પૂરજો, હો! સાગરના સોહનિયા!
હરિ! ભાવિના ભાગ્યને ભરજો, હો! સાગરના સોહનિયા!

હરિ! દિલભરિયા દર્શનિયા દેશો, હો! સાગરના સોહનિયા!
હરિ! વારુ છું, વેગળા મા રહેશો, હો! સાગરના સોહનિયા!

આવો-આવો, વસન્તના વિલાસી! હો! સાગરના સોહનિયા!
હરિ! હરિરસની પૃથ્વી છે પ્યાસી, હો! સાગરના સોહનિયા!

હરિ! વ્હાલપની વાંસળી વાગે, હો! સાગરના સોહનિયા!
વેણુ વાગે, વસન્તજુગ જાગે, હો! સાગરના સોહનિયા!

પછી-પછી પૃથ્વીને ગી જતો વિચર્યો હરિનો જીવનસંગાથી,
ને પછી ગંગાને ઘાટ જઈ બેઠો હસ્તિનાપુરનો હાથી:
સાધો! સન્તન! સુણિયે.

પછી-પછી આભ-અન્તરાયે ઊતરિયા, વિધિ-માંડયા જાણે કો અદ્રિ,
ને પછી કાળના પડદાઓ પડિયા, કોણે વીંધ્યા એ હિમાદ્રિ?
સાધો! સન્તન! સુણિયે

ધનુષ્ ધાર્યું ધર્મપાથે, સુભદ્રાને દીધાં શંખ;
ધનુર્ધારી શાન્ત-દાન્ત બ્રહ્મપુત્ર મમો થયો.
નિત્યે હિમાદ્રિને ન્હાળે, ને નિત્યે દ્વારિકા સ્મરે;
હિમાદ્રિની ઘટાઓમાં સમાયે નહિ સાગરઃ
જોતો'તો જોખતાં પલ્લાં પૃથ્વીનાં પુણ્યપાપને.
જોતો આયુ'ધના આભ, જોતો'તો વાયુ વર્ષતા;
જોતો માંડી ગીરે પાર્થ વાદળી આવતી-જતી;
ને આભ શિખરે જોતો દ્વારિકાનો મહાધ્વજ.
અગાધ ભવનાં વારિ, વ્યોમ શાં, તેહને તટે
ઊભીને પાર્થ જોતો'તો અગમ્ય બ્રહ્મની લીલા.
વિશ્વ કેરી ડાળડાળે પુણ્ય-પ્રારબ્ધ પાંગરે;
મ્હોરને કળીઓ બેસે, ફૂલો ફૂલે, ફૂલી ખરેઃ
ખરે અનન્તડાળેથી, ખરીનેયે ફરી ફૂલે.
ને જોતી વજ્રબાળાઓ દ્વારિકાનો મહાધ્વજ.
મનોદેશે, ભદ્ર, ભવ્ય, લ્હેરન્તો ગગનાંગણે.
વન્દી, વન્દી, પુનઃ વન્દી શ્રી હરિનો મહાધ્વજ,
પુણ્ય શી વ્રજયોગિનીએ ગજાવી આભઘોષણાઃ
ભાવ છે, સ્નેહ કૃષ્ણ છે, ને કૃષ્ણ છે સ્નેહ જયોજયો.
શાશ્વત યોગપુત્રીઓ બ્રહ્મની બ્રહ્મપાંખડી,
યુગોની એ હતી મૂર્તિ યોગિની પ્રેમયોગની.
ધર્મનો ધ્વજ ધિંગો એ ઊડન્તો પૃથ્વી છોગલો;
યુગયુગાન્તરોનેયે બ્રહ્મની વાટ દાખતો.

-મળીને પછી ઓ બાળે વગાડી વિશ્વવેણુને:
વેણુ વાગે, વસન્તજુગ જાગે, હો! સાગરના સોહનિયા!

હરિધ્વજની જય ઘોષણા મહા
ઝીલી અનિલે છલિ આભઆભમાં;
કાળે ઝીલી માનવવંશને દીધી:
વાગી રહી વાંસલડી વિરાટની.

## અધ્યાય ૨૧ મો · જયો જયો!

પ્રારબ્ધી પૃથ્વી હસતી હતી, અને
આનન્દતો'તો જળધિ ઝળાંમળાં;
આનન્દતો'તો યુગ, ને હતો બધે
આનન્દના ઉત્સવનો જયોજયો!

(ઢાળ–પ્હેલું તે પ્હેલું મંગળ વરતાય, રે હરિ! હરિ!)

એવે વાવલ વાયા પ્રચંડ, રે જયો! જયો!
ધરણી ધ્રૂજી ઊઠી ધ્વજદંડ. રે જયો! જયો!
વહી વીજળીઓ ખંડખંડ, રે જયો! જયો!
ઊડ્યા તણખા બ્રહ્માંડબ્રહ્માંડ. રે જયો! જયો!
એવે પ્રગટ્યા હરિના પ્રકાશ, રે જયો! જયો!
પમરી માનવકુળ કેરી આશ. રે જયો! જયો!
ધ્વજ ઝરિયો અદ્દભુત ઉજાસ, રે જયો! જયો!
રેલમછેલ્યો અનન્ત આકાશ. રે જયો! જયો!

એવે ધારી ધ્વજે કો દંડશક્તિ, રે જયો! જયો!
સ્ફુરી રહી હરિની અનુરક્તિ. રે જયો! જયો!
પ્રગટ્યાં સજ્જનતા માનવતા ભક્તિ, રે જયો! જયો!
મહામેધા મનીષા ને મુક્તિ રે જયો! જયો!

એવે રણઝણ ઝણક્યા ઝણકારા, રે જયો! જયો!
ધડક્યા ધરણી-હૈયાના ધડકારા. રે જયો! જયો!

એ તો જ્યોત જ્યોતના ઝળકારા, રે જયો! જયો!
વિશ્વમન્થનના એ ધમકારા. રે જયો! જયો!

એવે વિધિ શું વિધાત્રી વેણ વસ્સે, રે જયો! જયો!
'હરિથી કુરુક્ષેત્ર થંભ્યુ નહિ શ્રમ કરશે રે જયો! જયો!
પૃથ્વી આ વેળ તો ઊગરશે?' રે જયો! જયો!
વિધિ કહે: 'પુણ્ય પ્રમાણે પાંગરશે રે જયો! જયો!

એવે આકાશ મુખડું વિસ્તારે, રે જયો! જયો!
ઊભા દેવો અનન્તતાને આરે. રે જયો! જયો!

નભના ગિરિ ને ગહ્વર કેરી ધારે, રે જયો! જયો!
હસતા-હસતા હરિ ત્હાં પધારે. રે જયો! જયો!

એવે દેવો હરિ શું વધા વાણ, રે જયો! જયો!
'હરિવર! પૃથ્વીમાં પૂર્યા નવપ્રાણ, રે જયો! જયો!
અને શાના આ ઊગ્યા મહાભાણ?' રે જયો! જયો!
હરિ કહે: 'માનવકુળના કલ્યાણ' રે જયો! જયો!

એવે હરિએ કૃપાદષ્ટ કીધી, રે જયો! જયો!
મૃષ્ટિસીમાઓ સંકેલી લીધી રે જયો! જયો!

ઊલટ્યો સાત્ત્વિક નિરવધિ નિધિ, રે જયો! જયો!
અસીમ આંખ માનવને દીધી. રે જયો! જયો!

એવે અમ્ભોધિ ઊછળે તરંગો, રે જયો! જયો!
મહીં ભરિયેલા મહા બ્રહ્મરંગો. રે જયો! જયો!

શિકર-શિકરમાં પુણ્ય-પ્રસંગો, રે જયો! જયો!
અણુ-અણુમાં અનન્તનાં અંગો. રે જયો! જયો!

એવે પાંખ પ્રસારે મહંકાળ, રે જયો! જયો!
પડે પૃથ્વી-પડછાયા વિશાળ. રે જયો! જયો!

ઢોળાય-ભરાય જગની ઘટમાળ, રે જયો! જયો!
સ્હામે ન્હાળાય નિઃસીમની પાળ. રે જયો! જયો!

એવે ઊઘડ્યા વિધાત્રીના વાસ, રે જયો! જયો!
વિલસે યુગયુગના પરમ વિકાસ. રે જયો! જયો!

ભૂંસાય-લખાય કાળના ઇતિહાસ, રે જયો! જયો!
ઊભો હરિધ્વજ હસતો'તો હાસ. રે જયો! જયો!

એવે આવ્યા દિશાઓના દિગ્પાળ, રે જયો! જયો!
હતા બ્રહ્મમન્ત્રો ભાલભાલ. રે જયો! જયો!

ઊચરે અક્ષરો 'આજ' ને 'કાલ', રે જયો! જયો!
વિશ્વનાથનાં વહતાં'તાં વ્હાલ. રે જયો! જયો!

એવે ઉડુગણ ઊડતા અખંડ, રે જયો! જયો!
ઓસર્યા વિશ્વના કાળ-કૌભાંડ. રે જયો! જયો!

ઊઘડ્યાં અણુકલ્પ્યાં બ્રહ્મનાં બ્રહ્માંડ, રે જયો! જયો!
પ્રગટ્યા દેવોની કવિતાના કાંડ. રે જયો! જયો!

એવે ગાજ્યા દિશાઓના ઘાટ, રે જયો! જયો!
વિશાળ વિસ્તરિયો વ્યોમપાટ. રે જયો! જયો!

નીરખે છે બ્રહ્મતીરથની વાટ, રે જયો! જયો!
હરખે હિન્ડોળા ખાય વિરાટ. રે જયો! જયો!

એવે ધ્વજદંડે ભભૂકયા ભભકાર, રે જયો! જયો!
ભૂગોળ-ખગોળે જાગ્યા ભણકાર. રે જયો! જયો!

ઝણકયા ગહન ઝાંઝોના ઝણકાર, રે જયો! જયો!
હવો જગતે હરિનો જયજયકાર. રે જયો! જયો!

જયજય હરિનો સદા સુહાજો!
જયજય હો જગ દ્વારિકાપુરીનો!
જયજય હરિમન્દિરે વિરાજો!
જયજય શ્રીહરિના જયધ્વજે હો!
જયજય હો જગનાથનો જગતમાં!

# ભરત-વાક્ય

૧

ગાજી શમે નોબત આ નૃલોકની,
ગાજી શમે છે નભગેહુલા મહા;
ગાજી શમે દેવની યજ્ઞ-આરતી:
એવી શમે છે કવિતાની કેલિ આ.
અન્તે જ છે અન્ત સમસ્ત આદિનો.

૨

વેદ ગાયે, વિશ્વ ગાયે, ગાયે મહર્ષિની ગિરા;
ગવાડ્યું એવું ગાયું આ હરિનું ગુણકીર્તન.

૩

ગાજી-ગાજી અખડઘોષ ઘૂઘવી અમ્ભોધિ શંખો પૂરે,
મીઠીમીઠી અખંડનાદ અનિલો વેણુ વગાડે નભે;
મંજુમંજુ અખડશબ્દ ઝરતી વાયે વીણા શારદા:
ત્ય્હાં આ માહરી ગીતગોમતીકશી આછી અધૂરી ઊણી?

૪

કલિદ્વાપરસન્ધિમાં    મહામાનવવંશની
મહાસાગરના જેવી મહામાનવતા હતી.

૫

પૃથ્વી શું ચન્દ્ર ઘૂમે કિરણ ઝરીઝરી દેવની ચન્દ્રિકાનાં,
એ પ્રૌઢાકાય પૃથ્વી અણુ સમ ઊડતી સંચરે સૂર્યમાળે;
સૂર્યોનાં મંડળોમાં રસરમણુ રમે ન્હાતો આ સૂર્યમાળાઃ
બ્રહ્માંડો પ્રોવીપ્રોવી હરિવર ધરતા માળ એ વજ્યન્તી.

૬

સહસ્ર મુખથી શેષ ગાય છે ગુણની ગીના;
યુગના યુગથી કાળ કરે છે હરિકીર્તન;
ન ત્હોયે હજી તો કોયે માણુતા આત્મતૃપ્તિને.

૭

રાત્રે-રાત્રે પ્રભાની રસીલી પ્રગટીને કોટિ-કોટિ શિખાઓ,
ઉજ્જ્વાળન્તી દિશાઓ અણનમ શિખ એ વ્યોમથાળે ધરીને,
આનન્દેથી ઉતારે અમૃતકિરણથી આરતી નિત્યનિત્યેઃ
પૂર્ણેન્દુ પૂર્ણિમા કહે તદપિ અધૂરું સૌ : ન્હારી ક્યહાં આ કવિતા?

૮

તારલાએ રશ્મિ પૂર્યાં, ચન્દ્રે ચન્દ્રે વધાવિયું;
સૂર્યભર્ગ ભર્યાઃ ત્હોયે અાઇરું હરિગીત આ.

૯

વેડી આભલવાડીનાં ફૂલફૂલો તેજસ્વી આ તારલા,
ગૂંથે, ચન્દની છાંટી, સૂર્યકિરણે કિરીટ કોડામણો;
બ્રહ્માંડોની વિભૂતિઓ વીણીવીણી જો કો વધાવે હરિઃ
બ્રહ્માંડોની વિભૂતિઓ ય અધૂરી બ્રહ્માંડના નાથને.

૧૦

યોગીના યોગેશ્વરની, નિર્મળી પ્રેમભક્તિની,
પ્રભાવર્ણી, પુણ્યશ્લોક ગાઇ આ હરિસંહિતા.

૧૧

પ્રબુદ્ધની બુદ્ધિપ્રભા પ્રફુલ્લજો. મેધાવીના મેધલને વહાવજો;
યોગીન્દ્રના યોગવિયોગ સાધજો, ને પૂરજો ભક્તની ભક્તિભાવના.

૧૨

ઊગજો પૃથ્વીના પાટે પરબ્રહ્મની પૂર્ણિમા;
બહલાજો બ્રહ્માનન્દ મનુવંશે ઉરેઉરે.

૧૩

જેવાં વસુધાતલ તીર્થતીર્થમાં, સોહાય આનન્દક દેવદૈવતો;
જગત-કવિતા મહીં બ્રહ્મદર્શન–એ માહરી આ હરિસંહિતા મુદા.

૧૪

નદી સાગરને દે છે એ છે સાગરનુ જળ;
હરિનુ હરિને દીધું, અધૂરી આરતી કરી.

૧૫

ફૂલો ઝરન્તી મુજ બારણે હતી
વીણી ગૂંથી બોરસલીની એ ઘટા.
બકુલમાળા હરિકંઠમાં ધરૂં:
સુકાય તો શ્રી હરિ નીર છાંટશે.

